# रसशास्त्र.

लखनार

छोटालाल नरभेराम भट्ट.



अमदावाद.

"गुजरात गेझेट" यंत्रालयमां मुद्रांकीत कर्युं.

संवत् १९४९

# પ્રસ્તાવના.

સંસ્કૃત અને વ્રજભાષામાં રસ વિષે બહુ લખાયું છે પણ ગુજરાતીમાં કવિ નર્મદાશંકરે રસપ્રવેશ નામે સંક્ષિપ્ત પ્રકરણ લખ્યું છે તે વિના બીજું કાંઇ મારા જાણવામાં નથી. આધુનિક કાળમાં ઘણા કવિઓ થયા છે, જેમાંના કેટલાક સુંદર કવિતા કરે છે અને કેટલાકને તે સંબંધી વિશેષ જ્ઞાન મળ્યું હોયતો સારા કવિ થઈ શકે, પણ તેવું સાધન ગૂજરાતીમાં નથી. કાવ્ય રચનાને ઉપકારક શાસ્ત્રોમાંથી પિંગળ અને અલંકારના ગ્રંથો કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, કવિ હીરાચંદ કાનજી, કવિ દલપતરા દુર્લભરામ અને કવિ સવિતાનારાયણ, એમણે રચીને ગૂજરાતીઓને ઉપકૃત કર્યા છે. રસના સંબંધમાં તેવું કાંઇ લખવાને વડોદરા રાજ્યના કેલવણી ખાતાના મેહેરબાન ડિરેકટર સાહેબ રા. બા. હરગોવીંદદાસે મને પ્રેરણા કરી અને તેથી તેમની દૃષ્ટિ નીચે આ પુસ્તક મેં યથામતિ લખ્યું છે.

પ્રેમાનંદાદિ મહાકવિઓના ગ્રંથ જોતાં જણાય છે કે તેમણે બીજા બધા કરતાં રસપોષણ ઉપરજ વધારે ધ્યાન આપેલું છે અને તેથીજ તેમના ગ્રંથો ચિરંજિવ અને લોકપ્રિય થયેલા છે. અલંકાર અને ચિત્રચમત્કૃતિથી વિદ્વાન કવિઓ અથવા કાવ્યશાસ્ત્ર સમજનારા પુરૂષો આનંદ પામે ખરા પરંન્તુ તે આનંદ રસના આનંદની બરાબરી કરી શકે નહિ અલંકાર એ કવિતારૂપ મૂર્તિનું આભૂષણ છે પણ રસ તો તેનું ચૈતન્ય—આત્મા છે. કેટલાક કવિ પદે પદે અલંકાર મૂકીને પોતાને કૃતાર્થ માને છે, કેટલાક અમુ ચરણમાં ભાવક

વ્યંજના થયેલી છે એમ જોઇને હર્ષગર્જના કરે છે, પણ રસવ્યંજના વિના તે સર્વ લૂખું છે. કવિતામાં ચિત્રચમત્કાર જોઈને શ્રોતાઓ માથું ધુણાવે ખરા પણ રસનો અનુભવ કરીને તો નિમગ્ન થઈ જડવત્ બની જાય છે. એવો રસ કવિતામાં શી રીતે પ્રકટ કરી શકાય તેને માટે પૂર્વના વિદ્વાનોએ બહુ શોધ કરી ગ્રંથો લખ્યા છે. સંસ્કૃતમાં જે એ વિષયના ઉત્તમ ગ્રંથો છે તે શાસ્ત્રીય પૃથક્કરણોથી ભરપૂર છે પરન્તુ ગુજરાતીમાં તેટલા બધાના ગ્રાહક મળે એમ ન લાગવાથી જરૂર જેટલી ગ્રાહ્યતાનું બનતી સરલતાથી વિવેચન કરેલું છે. જે સ્વભાવથીજ કવિ છે તેની કવિતા સ્વતઃ રસમય બને છે અને તેનાં વચનો અજાણતાંજ રસમય ઉચ્ચારાય છે; ને, કેમ જાણે વિધિસર શાસ્ત્રીય ક્રમનું જાણે અનુસરણ કર્યું હોય તેમ રસ જમાવી શકે છે. તેને પણ આનો નિબંધ નિરુપયોગી થાય એમ નથી. જન્મથી શીખવાથી બાળક સર્વ કામ યથાસ્થિત બોલે છે તથાપિ વ્યાકરણ શીખવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર પ્રાસાદિક કવિને પણ કાવ્ય ગ્રંથો શીખવાની છે. કૃત્રિમ કવિ (જેની સંખ્યા હમેશ મોટી હોય છે) આવાં શાસ્ત્રોના અભ્યાસથી પોતાનાં કાવ્યોમાં કૃત્રિમ રસની વ્યંજના કરી શકશે અને બહુ અભ્યાથી તે પણ ઉત્તમ કવિની હારમાં બેસી શકશે. જે કવિ નથી પણ કવિતાને ચાહનારા છે તેમને પણ રસ સંબંધી શાસ્ત્રીય જ્ઞાન થયા પછી ઉત્તમ કાવ્યો વાંચતાં કવિનું રસ વ્યંજના કરવાનું ચાતુર્ય સમજાવાથી અપૂર્વ આહ્લાદ થશે. માટે કવિને, કવિ થવાનો અભ્યાસ કરનારને અને કવિતા વાંચવાની પ્રીતિવાળા સર્વ કોઇને આવા ગ્રંથ અવશ્ય આદર કરવા જેવા છે.

આ પુસ્તક કેટલાંક સંસ્કૃત પ્રાકૃત પુસ્તકો જોઈને તૈયાર કરેલું છે તથાપિ સાહિત્યદર્પણ અને કાવ્યપ્રકાશમાંથી મને બહુ મદદ મળી છે. ઉદાહરણો વિના આ વિષય સમજાય એવો નથી તેથી ગુજરાતીમાં લખાયલા ગ્રંથોમાંથી પુષ્કળ ઉદાહરણ આપવા મારી ઈચ્છા હતી પણ તેમ કરવામાં દુર્ઘટતા દીસવાથી મળ્યાં તેટલાં ઉદાહરણો તેવાં આપી ખૂટતાં ઉદાહરણો સ્વતઃ કલ્પિત કે સંસ્કૃત ગ્રંથોમાંથી લેઇ મૂકયાં છે. આમાં કેટલીક જગોએ વિષયની પુનરૂક્તિ કરેલી છે પણ તે સકારણ છે એમ પંડિતોને જણાશે. શૃંગારાદિનું વિવેચન કરતાં નાયિકા સંબંધી જે નિરૂપણ કરેલું છે તે કેટલાક અતિસભ્ય પુરૂષોને લગાર કચવાવા જેવું લાગશે, પરન્તુ રસરાજ શૃંગારનું જોઇએ તેટલું પ્રતિપાદન ન કરતાં સભ્યતાની ખાતરજ તે સંકોચવામાં આવ્યું છે એમ વાંચનારને માલુમ પડશે. આ ગ્રંથ વસોના સદ્ગૃહસ્થ રા. રા. મગનલાલભાઇ પુરૂષોત્તમે છપાવી ગુજરાતી ભાઇઓની સેવામાં સાદર કર્યો છે એથી તેમની વિદ્યા તરફની પ્રીતી અને રસજ્ઞતા જાહેર થાય છે; આપણે તેમના આ ઉત્સાહ માટે અભિનંદન આપીએ છીએ. એમણે રચેલું "ખલકખેલ" નામે એક નાનું કાવ્ય મારા જોવામાં આવવાથી અને મને તે સારૂં લાગવાથી આ ગ્રંથને છેડે તેને જોડી દેવાની મેં તેમની પરવાનગી માગી હતી અને તે તેમણે આપી છે માટે હું તેમનો ઉપકાર માનું છું. એ બાબત રસમય કવિત આ ગ્રંથને વિશેષ શોભા આપશે તેમ વાંચનારને આનંદ આપશે એમ હું માનું છું.

ચૈત્ર શુધ ૯ મી
સંવત ૧૯૪૫ } વસો. છો. ન.



# વિષયાનુક્રમ.





# रसशास्त्र.

## शार्दूलविक्रीडित.

हुं क्यां मंदधि, अंबुधि तुं रसनो आनंदरूपे रह्यो;
हुं क्यां अज्ञ, परज्ञ देव तुजने स्वज्ञानरूपे कह्यो;
हुं क्यां मूढ विरूढमोहममता, निर्लेप तुं भूपति;
पामी सा'य रसादि वर्णन करुं, दे देव तुं सन्मति.

## उपोद्घात.

**અનુભવથી** આપણે જાણીએ છીએ કે વ્યગ્રચિત્તવાળાને કોઇ એક પ્રકારની પણ શાંતિ સાંપડતી નથી. અંતઃકરણમાં શાંતિ સુખ પ્રાપ્ત કરવાને ચિત્તની સ્થિરતા એ પેહેલું પગથીયું છે ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરવાને આપણે વારંવાર નાના પ્રકારના ઉપાય યોજિયે છીએ, અને જે જે અભિલાષા મનમાં ઊઠી કે તરત તેને પૂરી પાડીને ચિત્તને શાંત ક-

રીએ છીએ. કોઇ વખત મનની એવી સ્થિતિ થઇ જાય છે કે સાધારણ વિષયોની પ્રાપ્તિથી તે શાંત થતું નથી. જેમ તાવની પીડાવાળાને અ-ણગમો થાય છે ત્યારે તેનું મન ભોજન, રમતગમ્મત, સારાં મનોહર ગાયન, ખેલ તમાસા વગેરેથી સ્થિર થતું નથી. આ વખતે અને એવેજ બીજે પ્રસંગે તે ચિત્તની સ્થિરતા માટે ઊંઘવાનો યત્ન કરે છે. ઊંઘ પણ નથી સાંપડતી ત્યારે કેફ કરે છે. ભાંગ, ગાંજો, દારૂ, વગેરે કેફ પણ ચિ-ત્તની સ્થિરતા પ્રાપ્ત કરવાનાંજ વલખાં છે. તમે બધે તપાસો પણ કોઇ અભિલાષાઓને તૃપ્ત કરવાથી મળતી ચિત્તની સ્થિરતા મેળવવાને જ-ગત કામે લાગેલું છે, એ શિવાય બીજું કાંઈ ભાગ્યેજ તમારી નજરે પડશે. ચિત્તની સ્થિરતા થવાથી પોતાનું આનંદ રૂપ ભાસે છે અને તેથી સુખ-પ્રાપ્તિ થઈ એમ લોકો માને છે; પણ એમ ઊંડા ન ઉતરીએ તો પણ એટલું તો ખરૂંજ કે ચિત્તની વૃત્તિઓ જ્યારે એકજ વિષયપર લાગે છે ત્યારે તેને બીજી વસ્તુઓ સાંભરતી નથી, બીજી કામનાઓ થતી નથી—બીજી અભિલાષાઓ પૂર્ણ કરવા તરફ તેની વૃત્તિ ખેંચાતી નથી; અ-ને તે ન મળવાથી તેને જે ખેદ થવો જોઇએ તે પણ થતો નથી. ચિત્ત-ની એકાગ્રતા થવાથી દુઃખનો ભાસ નથી થતો ત્યારે શાનો ભાસ થાય છે? સુખનોજ વા ચિત્તની એકાગ્રતાથી સુખ મળે છે એમ હવે આપણે સા-માન્યપણે કહી શકીએ છીએ. બધા લોકો એમ જાણીને ચિત્તની એકાગ્ર-તા માટે યત્ન નથી કરતા, પણ તેઓ જે જે કરે છે તેમાં ચિત્તની એ-કાગ્રતા મેળવવાનાજ યત્ન હોય છે એવું વિદ્વાનોએ શોધી કાઢેલું છે. જેમ નામ, સર્વનામ, ક્રિયાપદ, કર્તરિ કર્મણિ પ્રયોગ, વગેરે સમજીને લોકો

બોલતા નથી, પણ તેમના બોલવામાં તે હોય છેજ, તેમ આ વિષે પણ જાણવું. એ ચિત્તની એકાગ્રતા થવાને જાણીને કે અજાણતાં પણ લોકો અનેક પ્રકારના જે ઉપાયો કરે છે તેમાંનો ચિત્રકળા એક પ્રકાર છે; ચિત્રની કારીગરી જોવામાં માણસ તલ્લિન થાય છે અને તેના મનમાં વિસ્મય પ્રકટે છે. ગાનકળા પણ એક પ્રકાર છે; તે સાંભળવાથી મન સ્વર વિષયપર એકાગ્ર થાય છે અને તલ્લિનપણું ઉપજે છે. એજ પ્રમાણે સુગંધાદિક વિષય પણ જાણવા કોઇ વાત કહે તે સાંભળતાં તેમાં સામાન્ય લૌકિક બિના કરતાં વિશેષ નવાઇ જેવું હોય ત્યારે તેમાં પણ મન આસક્ત થાય છે. જો તે વાતમાં કાંઇ શોકનું વર્ણન હોય તો તે ઉપર સાંભળનારનું મન એકાગ્ર થાય છે. જો કાંઇ તરેહવાર ચાળા કે વિલક્ષણ શબ્દ વગેરે હોય તો હાસ્યપર માણસનું મન એકાગ્ર થાય છે; જો કાંઈ ત્રાસ ઉપજાવે એવું વર્ણન હોય તો ભય ઉપર માણસનું મન એકાગ્ર થાય છે. અને એજ રીતે જેવું જેવું વર્ણન સાંભળે તેવા તેવા ભાવ તેના મનમાં પ્રકટીને તે પર તેનું મન એકાગ્ર થાય છે. એમ એકાગ્રતા મેળવવાની બાબતો ગણતાં પાર આવે એમ નથી; પણ તે એકાગ્રતા પ્રાપ્ત કરી આપવાનાં ઘણા પ્રકારમાંનો કાવ્ય એ પણ એક પ્રકાર છે, એમ કહીશું એટલે બસ છે. કાવ્ય બે પ્રકારનાં છે. નાટક વગેરે જે જોવામાં આવે અને તેથી એકાગ્રતા ઉપજે છે તે એક; એને દૃશ્ય કાવ્ય કહે છે. બીજો પ્રકાર શ્રવ્ય કાવ્યનો છે; જે બીના સાંભળવાથી જાણે તે આપણા આગળ બનતી હોય એમ કાલ્પનિક મૂર્ત્તિરૂપ ઉભાં થઇને આપણી તેમાં એકાગ્રતા થાય છે, તેને

શ્રવ્ય કાવ્ય કહે છે કાવ્ય અને નાટક એ બે ભેદ સહુ જાણે છે. આપણે જે કહેવાનું છે તે કાવ્ય કે નાટક વિષે અથવા શ્રવ્ય કે દૃશ્ય કાવ્ય વિષે નથી પણ એકાગ્રતા કરવાના તે પ્રકાર છે, એ વિષે છે. હમણાં આપણે બન્નેને માટે કાવ્ય શબ્દથીજ ચલાવીશું. કાવ્યમાં એકાગ્રતા પ્રાપ્ત થાય એવું વર્ણન શી રીતે કરવું તેનો ક્રમ વિદ્વાનોએ શોધી કાઢ્યો છે. આ ક્રમ વિદ્વાનોએજ કે કાવ્યશાસ્ત્ર બનાવનારાઓએજ જાણવો જોઇએ એમ નથી; પણ કાવ્યશાસ્ત્રથી મનની એકાગ્રતા સંપાદન કરવા ઇચ્છનારાઓને પણ અવસ્ય જરૂરનો છે. ગાન સાંભળીને હરણાં પણ સ્થિર થાય છે; પણ તેના કરતાં મનુષ્ય મનને તે વધારે આકર્ષે છે, અથવા એકાગ્ર કરી આનંદ આપે છે. એકાગ્રતા અને આનંદ તો જાણે એક રૂપજ છે. એકાગ્રતા હોય ત્યાં આનંદ હોયજ. સામાન્ય મનુષ્ય કરતાં જેઓ રાગ, તાલ, મૂર્છના, લય, વગેરે સમજે છે તેમને કોઇ અદ્ભુત વિશેષ આનંદ થાય છે. આ રીત બધી બાબતોમાં જાણવી. એજ પ્રમાણે કાવ્યમાં પણ જે રસાલંકાર જાણે છે તેને કવિતાના ગુઢ અભિપ્રાય સમજીને જે આનંદ થાય છે તે સામાન્ય લોક જે વાંચી, સાંભળી, કે જોઇજ માત્ર જાણે છે તેમને મળવાનો નહીં, એટલા માટે કાવ્ય નાટકાદિમાંથી, જે ખરો વિનોદ મેળવવા ઇચ્છતાં હોય, તેમણે અવસ્ય કરીને રસાલંકારનાં પુસ્તકોનો અભ્યાસ કરવો. કવિઓની અલૌકિક ચમત્કારવાળી બુદ્ધિમાંથી નીકળેલાં કાવ્ય માત્ર વખત નકામો કરનાર નથી, પણ તેમાંથી અલ્પ બુદ્ધિવાળાને પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ફળની પ્રાપ્તિ અનાયાસે થાય છે. કાવ્ય કરવાથી કવિને ધ-

ન, યશ, પ્રીતિ, ઇત્યાદિ મળે છે. તથા તેના ગ્રાહકોને વ્યવહારનું જ્ઞાન, અકલ્યાણની હાનિ, ઉત્તમ આનંદ, અને વિનોદ મળે છે. સ્ત્રી જેમ કામી પુરૂષને અભિમુખ કરીને (પોતાની તરફ ફેરવીને) સુખ આપે છે, તેમ કાવ્ય પણ તમામ શ્રોતાઓને અભિમુખ કરીને રસાસ્વાદની સાથે ઉત્તમ ઉપદેશ આપે છે. એવાં કાવ્ય તત્વતઃ સમજવાનાં સાધન રસાલંકારના ગ્રંથો છે. અને એટલા માટે તે રસોનું નિરૂપણ કરવાનો પ્રયત્ન આ ગ્રંથમાં કર્યો છે. ઘણાંક કાવ્ય દોષયુક્ત હોય છે તથાપિ તે જો રસયુક્ત હોય તો તે દોષ ઢંકાઇ જાય છે. જેમ રત્નમાં જીવડો હોય તથાપિ તેથી રત્નપણાની શોભા કાંઇ કમી થતી નથી એ રીતે રસયુક્ત કાવ્યને દોષ દૂષિત કરી શકતા નથી.

## वाक्यार्थ विषे.

કાવ્યનું જીવિત રસ છે, માટે રસ વિષે જાણવું જરૂરનું છે. કેટલાક કહે છે કે 'ધ્વનિ' એ કાવ્યનો જીવ છે, કેટલાક કહે છે કે અલંકાર એ કાવ્યનો જીવ છે. અને કેટલાક તો પદ્યબંધનેજ કાવ્ય માની ભમે છે, તો એ સર્વે ભ્રમેજ છે; કેમકે કાવ્યશાસ્ત્રમાં બહુ મતથી સિદ્ધ થયું છે કે "वाक्यंरसात्मकंकाव्यं" રસાત્મક વાક્ય તેજ કાવ્ય એવું કાવ્યનું લક્ષણ છે, ધ્વનિ વ્યંજનાને કહે છે. એટલે કોઇ વાત કહેવામાં કવિનો જે માર્મિક અભિપ્રાય હોય—જે તેને જાણનારાજ સમજી શકે તેને

ધ્વનિ કહે છે. ધ્વનિ વિષે મારે આ ગ્રંથમાં કહેવાનું નથી તથાપિ પ્રસંગ વશાત્ એક દૃષ્ટાંત આપી સમજાવું છું. ધારો કે એક સ્ત્રી પોતાની કોઇ સખી અથવા દૂતીને કહે છે કે—

**નારાચ છંદ.**

वसंतकाळ आ सखी कराळ कामदेव छे,
प्रवासि प्राणनाथने पडी रह्यानी टेव छे;
वहेछे मंद वायु चंद्र चांदनी रुडी दिसे,
करुं सखी हवे शुं काम बोल आ निशा विषे

આમાં બોલનારી સ્ત્રીનો અભિપ્રાય એવો સમજાય છે કે તેની સખીએ કોઇ કામુક પુરૂષને તેની પાસે મોકલવો. એ વાત શબ્દોથી તો કવિતામાં બતાવી નથી પણ અર્થ ઉપરથી અભિપ્રાય જાણવામાં આવવાથી શ્રોતાને ચમત્કાર ભાસે છે. આ વ્યંજના પણ કાવ્યનો જીવ નથી. એટલે વ્યંજનાયુક્ત વાક્યનેજ કાવ્ય કહી ન શકાય. કેમકે "શેઠ ગામ ગયા છે" આ વાક્યમાંથી પણ વ્યંજના નીકળે છે. એવી કે શેઠની સાથે ચાકર પણ ગયો હોવોજ જોઇએ. અને તે ઉપરથી સાથે ચાકર છે કે નહિ તે જાણવા પૂછનારને "શેઠ ગામ ગયા છે" એટલો જવાબ કાવ્યરૂપ થઇ પડવો જોઇએ. પણ એમાં રસ નથી માટે વ્યંજના છતાં પણ એને કાવ્ય નહિ કહી શકાય. દલપતરામ મનોરંજક કલ્પનાને કવિતા કહે છે. જેમ.—

" कविता कहिये कल्पना जनमनरंजन जाण;

सरसं सरस रस शब्दमां अर्थनि रचना आण."

આ વાત જો કે ખરી છે તથાપિ કલ્પનામાં મનોરંજકત્વ રસ વિના આવતું નથી અને એટલાજ માટે દોહાના ઉત્તરાર્ધમાં સારા સારા રસ અને અર્થની રચનાઓ આણવાનું કહેલું છે કાવ્યમાંના રસને દોષ કમી કરે છે અને ગુણ, અલંકાર અને રીતિઓ રસનો વધારો કરે છે. માટે દોષ રહિત તથા ગુણાદિયુક્ત રસવાળું કાવ્ય મનને એકાગ્ર કરી આનંદ આપે છે. ગુણાલંકારાદિ જાણવાના જૂદા જૂદા ગ્રંથો છે તથા એ વિષય એટલો વિસ્તૃત છે કે તે આપણે અહીં બતાવી શકતા નથી. રસદોષ વિષે છેવટે કાંઇ દિગ્દર્શન કરાવીશું.

પાછળ કહ્યું કે રસાત્મક વાક્યને કાવ્ય કહેવું. વાક્યનું લક્ષણ કહ્યા વિના વાક્યમાં કોઇ પણ એક અર્થ રહ્યો હોય છે એટલું કહેવાથી ચાલશે. વારૂ, અર્થ છે તો તે અર્થ કેવો હોય છે તે તો જાણવું જોઇએ. અને તેટલા માટે વિદ્વાનોએ અર્થના ત્રણ પ્રકાર પાડ્યા છે કે જેમાં તમામ અર્થોનો સમાવેશ થઈ જાય. તે ભેદનાં નામ.— ૧. વાચ્યાર્થ; ૨. લક્ષ્યાર્થ; ૩. વ્યંગ્યાર્થ.

૧. વાચ્યાર્થ—કોઇ પણ શબ્દના ઉચ્ચાર માત્રથી જે અર્થ સમજાય તેને વાચ્યાર્થ કહે છે. જેમ 'ગાય' એ શબ્દથી બળદની જાતિનું સ્ત્રી—પશુ સમજાય છે. અર્થો સમજવાને, જે શબ્દથી-જે અર્થનો સંકેત કરેલો હોય છે તે શબ્દથી તે અર્થ સમજાય છે. જેમ 'બાળક ઘોડો ખેલાવે છે.' આ જગોએ 'ઘોડો' શબ્દથી લાકડીનો ઘોડો સમજાવવાનો સંકેત છે. વાચ્યાર્થમાં શબ્દવડે કોઇ ગાય આદિક જાતિ; શ્વેત

આદિક ગુણ; પૃથ્વી, વૃક્ષ, આદિક દ્રવ્ય; કે ખાવું, લાવવું, આદિક ક્રિયાનાં કે સંબંધનાં નામોનો ઉચ્ચાર થાય છે. નામને સંસ્કૃતમાં 'અભિધા' કહે છે. તેથી વાચ્યના વાક્યાર્થમાં શબ્દની अभिधा શક્તિ રહેલી છે એમ જાણવું. મતલબ કે શબ્દની અભિધા શક્તિથી વાક્યનો વાચ્યાર્થ સમજાય છે. અને એજ પ્રમાણે,—

૨. લક્ષ્યાર્થ—લક્ષણ શક્તિથી સમજાય છે. લક્ષણા શક્તિ તે શું? રૂઢી કે પ્રયોજનને લીધે શબ્દનો ચાલુ અર્થ પડચો મૂકીને બીજોજ અર્થ સમજવામાં આવે ત્યારે શ્રોતાનું લક્ષ્ય બીજા અર્થ ઉપર દોરાયું એમ કહેવાય. આ જગોએ જે અર્થમાં લક્ષ્ય દોરાય છે, તે અર્થ લક્ષ્યાર્થ છે. અને શબ્દની એ શક્તિને लक्षणा શક્તિ કરીને કહે છે. જેમ,—"છાપરા ઉપર બીજનો ચંદ્રમા દેખાય છે." આ જગોએ 'છાપરા' શબ્દવડે વળીઓ, કામડાં અને નળિયાંથી બાંધેલું ઘરનું ઢાંકણું ન સમજતાં તે જગો ઉપર દેખાતું આકાશ સમજાય છે. છાપરાપર કહેવાની રૂઢી છે અને આકાશમાં જોવાનું પ્રયોજન છે. એ 'છાપરા' શબ્દનો ચાલુ અર્થ પડચો મૂકી બીજો અર્થ જે આકાશ શબ્દથી સમજાય તે સમજાવવામાં આવ્યો માટે 'છાપરા' શબ્દથી 'આકાશ' અર્થમાં લક્ષણા થઇ કહેવાય. અને આ રીતે શબ્દની લક્ષણા શક્તિથી સમજાય તે વાક્યનો લક્ષ્યાર્થ કહેવાય છે.

૩. વ્યંગ્યાર્થ—શબ્દની અભિધા શક્તિ અને લક્ષણા શક્તિને પડી મૂકીને એટલે વાચ્યાર્થને તથા લક્ષ્યાર્થને ન ગ્રહણ કરતાં કોઇ ત્રીજોજ અર્થ સમજવામાં આવે તો એ જગોએ શબ્દની વ્યંજના શક્તિ પ્ર-

કટ થઇ કહેવાય છે. અને વ્યંજના શક્તિથી જે અર્થ સમજવામાં આવે તેને વ્યંગ્યાર્થ કહે છે. જેમ, એક પિતા મહામારીના સમયમાં પોતાના પુત્ર વિશ્વનાથને કહે છે કે,-

### उपजाति.

हे पुत्र, आ जीवित रम्य ता'रुं.
बचाववुं संकटमांथि वारुं;
आव्यो उनाळो लइ सर्व साथ,
समुद्रमां जै वश विश्वनाथ.

---

આ ઉદાહરણમાંના સમુદ્ર શબ્દ વડે તેનો વાચ્યાર્થ જે જળ તેમાં વસવાનું કહેવાની પિતાની મતલબ નથી, પણ તેના કોઇ બેટમાં કે નજિકના કિનારાપર વસવાનું કહેવાય; પિતાને કહેવાની મતલબ તો એ જળ અને કિનારાપર વસવાનું કહેવા કરતાં કોઇક જૂદીજ છે. તે એ કે સમુદ્રના પ્રદેશમાં શીતળતા આદિક હોવાથી મહામારીનો ઉપદ્રવ ત્યાં નહિ હોય માટે ત્યાં જવાથી તારો તથા તારા કુટુંબનો બચાવ થશે. આ જગોએ સમુદ્ર શબ્દની અભિધા શક્તિ જળ, લક્ષણા શક્તિ કિનારો, અને ત્રીજી વ્યંજના શક્તિ શીતળતા છે. એ વ્યંજના શક્તિ વડે શીતળતામાં જવારૂપ વાક્યનો વ્યંગ્યાર્થ સમજાય છે. તેમજ આખા છંદથી પિતાની પુત્ર ઉપરની પ્રીતિ પણ સમજાય છે એ પણ વ્યંગ્ય છે. શબ્દની લક્ષણા શક્તિના તથા વ્યંજના શક્તિના ઘણા ભેદછે, પણ

તે કોઈ વિશેષ અનુકૂળ પ્રસંગને માટે રહેવા દેઇ વાક્યમાં ત્રણ પ્રકાર-ના અર્થ હોય છે તેનુંજ માત્ર વિવેચન કર્યું છે, તે આપણા રસ નિરૂપણને માટે બસ છે. હવે રસ તે શું છે એ વાત પ્રથમ જણાવીએ.





# रस ते शुं!

શબ્દની શક્તિઓ વિષે વર્ણન કરતાં આપણે એમ કહ્યું હતું કે બીજી શક્તિઓની સાથે તેની એક વ્યંજના શક્તિ પણ છે. વ્યંજના શક્તિથી ગમે તે અર્થની વ્યંજના થઈ શકે છે. કવિતામાં અને વ્યવહારમાં ઘણુ કોઇવાર અભિધા (નામ) ની, કોઈ વાર લક્ષણાની અને કોઇવાર સામાન્ય બીજા અર્થોની વ્યંજના આપણે જોઇએ છીએ જેમ,-

गीती.

शोभे ज्यहां गजानन, गौरीना पति, कुमारना तात;
फेरो मटवा माटे जा जलदी भालचंद्र भज भ्रात.

જ્યાં—જેના ઘરમાં ગજાનન (ગણપતિ) શોભે છે, જે ગૌરી (પાર્વતી)ના પતિ છે, અને જે કુમાર (કાર્તિકેય)ના પિતા છે, એવા ભાલચંદ્ર (શિવ) ને તું ફેરો (જન્મમરણનો) મટવા માટે ભજ. એમાંજ ઉપર કહેલાં વિશેષણોયુક્ત ભાલચંદ્ર દાક્તર હોવાથી તેના નામની વ્યંજના આ કવિતામાં કરી છે એમ કહેવાય, કેમકે જેના ઘરમાં ગજાનન (ભાલચંદ્રના ભાઇ) શોભે છે, જે ગૌરી (ગોર વર્ણની સ્ત્રી) ના પતિ છે, અને જે કુમાર (બાળક)ના પિતા છે, તેને ફેરો (અતિસારનો રોગ) મટવા માટે તું ભજ (સેવ); એમ કહેવું સંભવે છે. માટે 'ભાલચંદ્ર' શબ્દની અભિધા શક્તિની વ્યંજના એમાં થાય છે.

"समुद्रमां जै वश विश्वनाथ" એ કવિતામાં કિનારો કે બેટ-ની લક્ષણા થાય છે માટે લક્ષણા શક્તિની વ્યંજના પણ છે. "वसंतकाळ आ सखी ४०" માં સામાન્ય બીજા અર્થની વ્યંજના છે. વારૂ નીચેના પદ્યમાં શાની વ્યંજના છે?

वसंततिलका.

रे रे! कठोर चित भेद न केम पामे?
रे! प्राणप्यारि वण केम हवे विरामे?
धिक्कार छे! हृदय आ शतधा न फाटे!—
आ देहमध्य वसिने निज प्यारि माटे.

પ્રાણ—પ્યારીના મરણથી વિલાપ કરતા કોઇ પુરૂષના આ બોલ છે. શોકની વ્યંજના એમાંના रेरे! શબ્દોથી થાય છે. અને બધા શ્લોકથી કરૂણ રસની વ્યંજના થતી દેખાય છે. ઉપરનાં અને આ ઉદાહરણથી આપણે જોયું કે જેમાં કાંઇ વ્યંજના હોય છે તેમાં કાંઇ ચમત્કાર લાગે છે; પણ બધાય એવા ચમત્કારમાં, સામટે મેળે કહીએ તો, રસ કે ભાવની વ્યંજના હોય છે કેમકે રસ કે ભાવની વ્યંજના ન હોય તો માણસનું મન ત્યાં એકાગ્ર થઇ શકતું નથી. અથવા રસ અને ભાવમાં બીજા બધા અર્થનો સમાવેશ થઇ જાય છે. ત્યારે તમે હવે જાણશો કે કવિતામાં આ શૃંગાર, આ હાસ્ય, આ કરૂણા, એમ કવિ લખતા નથી પણ તે તે રસ કે ભાવની વ્યંજના હોય છે. પણ રસ તે શું? ભાવ તે

શું? અને તેની વ્યંજના શી રીતે પારખી કાઢવી? એ વાત પ્રથમ જાણવી જોઇએ. તમે કાંઈ અલૌકિક વાત સાંભળો, દેખો, કે અનુભવો ત્યારે તમારી મનોવૃત્તિ તે તરફ ખેંચાય છે. પછી તે અલૌકિક વાતથી તમારા મનમાં તેને અનુસરતી વાસના પ્રકટ થઈ આવે છે. વળી તે વાસનાને વધારે જાગ્રત કરનાર સાહિત્ય મળે તો તમે આસપાસની બીજી વાત ભૂલીને તદ્રુપજ થઇ જાઓ છો. ત્યારે આ પ્રમાણે તમારી ખીલેલી વાસનાને રસ કરીને કહે છે, કેમકે તમે રસનો અનુભવ તેનાથી કરો છો. જેમ,—

### उपजाति.

वसंत काळे नवयौवना में,
निहाळि जाती फुलबाग सामे;
[तेणे] आंखोवडे मंत्र कशो उचारी,
जादूनि पेठे हरि शुद्धि मा'री. १
में भान भूली गणि ना अजाणी,
धीमेथी बोल्यो जइ पास वाणी;
रे बाइ शो छे अपराध मा'रो,
जेथी मने कामण तीर मार्यो? २
एवुं सुणीने लजवाणि जेम,
चालि हरीने मन मा'रुं तेम;

संताइ पेठी गइ बंगलामां,
जाणे मने मारि छरी गळामां. २.

કોઇ કામુક પુરૂષ પોતાના મિત્રને ઉપર પ્રમાણે કહે છે. આમાં વર્ણવેલી નવયૌવનાને જોવાની વાત અલૌકિક છે. સાધારણ (લૌકિક) વસ્તુઓ મનમાં જે ભાવ ઉત્પન્ન કરે તે કરતાં કોઈ બળવાન્ ભાવના ઉત્પન્ન કરનાર વસ્તુને અલૌકિક કહીએ છીએ. આ વાત સાંભળીને, ત-મારૂં (શ્રોતાઓનું) મન તે તરફ ખેંચાય છે, અને રતિ એટલે આ વિ-ષયની પ્રીતિરૂપ વાસનાનું તમને સ્મરણ થાય છે. વસંતકાળ, એકાંત સ્થળ, ફુલબાગ, તેના કટાક્ષ, એથી તમારા મનમાંની રતિ વધારે જા-ગ્રત થઈ અને તે વિચારમાં તમે લીન થયા. લીન થયા એટલે શૃંગાર રસનો તમને અનુભવ થયો એમ કહેવાય. રસ તે શું તેનો કાંઈક ઇ-સારો આ તમને કર્યો. રતિ એ ભાવ છે. ભાવનો સામાન્ય અર્થ તો કોઇપણ માનસિક વિકાર, કાલ્પનિક ગુણાદિ, કે ક્રિયાજનિત વ્યાપાર, એવો છે, પણ આ શાસ્ત્રમાં તો અમુક વિકારોનેજ ભાવ સંજ્ઞા આપી છે, તે આગળ કહેવાશે. રસ અને ભાવની વ્યંજના પારખવાની યુક્તિ પણ આગળ તમે જાણુશો. હમણા તો રસ વિષે કાંઇક વિચાર તમારા મનમાં આણીને તેનું સ્વરૂપ નિરૂપણ કરવું છે.

પછવાડે કહ્યું છે કે, ચિત્રકળાથી, ગાયનકળાથી, અને એવા બીજા પ્રકારથી માણસનું મન એકાગ્ર કરીને તેને આનંદ આપી શકાય છે. ખુશામતીઓ પોતાનું કાર્ય કરી લેવાને જેમ ભાવતે ભાવતું બોલે છે. અને જેની પાસેથી કામ કાઢી લેવું છે તેની મનોવૃત્તિઓને અનુસરીને

પોતે વર્તી તેને રાજી કરી શકે છે તેજ પ્રકારના સરખો કાંઇક કવિનો, ગાયનનો અને બીજા કળાવંત લોકોનો ધંધો છે. કવિ આદિક ખુશામતીઆ જેવા છે એમ કહેવાનો મારો જરાએ આશય નથી; તેઓ તો તેથી વિરૂદ્ધ પ્રકૃતિનાજ એટલે સ્વતંત્ર વિચારના, સ્વૈર, નિરંકુશ, અને પોતાની કલ્પનાના રાજ્યની ખટપટમાં મગ્ન અને મસ્ત હોય છે. પણ કહેવાની મતલબ એ છે કે તેઓ બડા પહોચેલા હોય છે; અમુક અસર (પછી સારી, કે માઠી, ભાવતી કે ન ભાવતી, ગમે તેવી) તેમણે માનવી અંતઃકરણપર કરવી ધારી કે પછી તે પોતાનું ધાર્યું પાર પાડેજ, ધારેલી અસર કરેજ. આ અસર કરવાની તેમની કળા લોકોત્તર, અદ્‌ભુત, અને વિલક્ષણ હોય છે. કવિરૂપ ભૂપતિના આગળ ચિતારા અને ગાયક આદિ જગન્મોહક મૂર્તિઓ પણ દાસની પેઠે હાથજોડી ભય પામતી દૂર ઉભી થઇ રહે છે, આ કળાનું નામ કાવ્યકળા છે. કાવ્યનો જીવ રસ છે એમ પૂર્વે બતાવ્યું છે. મનુષ્યના મનના છૂપા ભાવ, તેમાં દેશ, કાળ, આદિકથી વખતે વખત થતો ફેરફાર, અને તે ભાવનાં પરિણામ યથાર્થ સમજીને માણસની બધી વૃત્તિઓ એક અગ્ર ઉપર લાવી મૂકવાની ખૂબી રસ જમાવવામાં રહેલી છે. અને તેથીજ રસને કાવ્યનું જીવન ગણેલું છે. કાવ્યમાં નામ માત્રથી રસ વર્ણવ્યો નથી હોતો પણ તેની વ્યંજના હોય છે, એ પૂર્વે કહ્યું છે.—એવી રીતનું કાંઇક વર્ણન કવી કરેછે. કે તે વર્ણન કરવાનો છૂપો મર્મ રસજ્ઞ પુરૂષો જાણીને આનંદ પામે છે તથા તે વર્ણનમાંથી કવિએ ધારેલી અસર થાય છે. બોલે છે કાંઇક બીજા શબ્દો, પણ તે શબ્દોના અર્થ

એવા ક્રમમાં હોય છે કે તેમાંથી કાંઇ અમુક ભાવ સ્પષ્ટ પ્રકટ (વ્યકત) થાય છે, માટે તેને અમુક ભાવની વ્યંજના કહે છે. રસ પ્રગટ થાય છે, તો તે રસની વ્યંજના કહેવાય છે, શબ્દાલંકાર, અર્થાલંકાર, ચિત્રકાવ્ય, ધ્વનિ (વ્યંજના), એ સર્વ કરતાં કવિતામાં રસનુંજ માહાત્મ્ય સર્વોત્તમ છે. ત્યારે રસ કેવી રીતે ઉપજે છે અને કોનામાં ઉપજે છે તે પૂછવાની તમારી મરજી થશે. તમે પૂછો તે પેહેલાં હુંજ તે કહું છું. રસની વ્યંજના પણ ક્રમે કરીનેજ થાય છે. ક્રમ વિના જે ઉત્પત્તિ થતી હોય તો સંકરતા (મિશ્રપણું) ઉપજવાનો તેમાં સંભવ હોય અને તેથી ખાંડ, મીઠું, મરચું અને એલચી એકઠી ચાવવા જેવો સ્વાદ આવે તે ઠીક ન લાગે. ત્યારે એ ક્રમ કયો છે? કવિના મનમાં શ્રોતાઓને અમુક અસર કરવાનું આવ્યું કે તે કાવ્ય શ્રોતાઓને સંભળાવે છે. શ્રોતાઓના મનમાં પ્રીતિ, હાસ, શોક, ક્રોધ, ભય, લજ્જા, હર્ષ, વગેરે સાધારણ ભાવની વાસનાઓ હોયછેજ, અને તેથી કવિના કાવ્યરૂપ ખોરાકથી લાગલીજ તે વિસ્તાર પામવા લાગે છે. વિસ્તાર પામી એટલે બીજી વાસનાઓ તેની છાયામાં દબાઇ જઇને નહિ જેવી ભાસે છે, અને કવિએ વિસ્તાર પમાડેલો એકજ ભાવ મનુષ્ય—અંતઃકરણના મેદાનમાં મહાલે છે. આ વખતે જે તલ્લીનતા શ્રોતાઓને ઉપજે છે, તે જોઇને આપણે એમ નથી કહેતા? કે આ શ્રોતાઓ તો રસમાં નિમગ્ન થઇ ગયા છે!! આ રીતે રસોત્પત્તિ શ્રોતા, સામાજિક કે સભાસદમાં કરવાની હોય છે.

મનુષ્યના અંતઃકરણમાંના સાધારણ ભાવ કાંઇ જૂદા જૂદા નથી તથાપિ કાવ્ય—શાસ્ત્રીઓએ રસાદિ વર્ણનમાં અનુકૂળ પડવા માટે તે

ભાવના ત્રણ પ્રકાર પાડ્યા છે. કેટલાક ભાવ એવા છે કે જેમને માનવી અંતરના સ્થિર ભાવ માનીને તેની પુષ્ટિ બીજા વિરૂદ્ધ કે અવિરૂદ્ધ ભાવોથી કરી; અને એમ પુષ્ટ થયેલા—પ્રકટ થયેલા—વિસ્તાર પામેલા સ્થિર ભાવને 'રસ' નામ આપ્યું. એ ભાવને સ્થિર માનવાનું કારણ છે; એવું કે બીજા ભાવ વિરૂદ્ધ ભાવોથી પુષ્ટ ન થતાં નાશ પામે છે, પણ આ સ્થિર માનેલા ભાવ તો વિરૂદ્ધ ભાવોથી પણ નાશ ન પામતાં પુષ્ટિ પામે છે. જેમ સ્વામીની પરસ્ત્રીપર આસક્તિ અથવા ચૂક જોઈને તેની સ્ત્રી તેને ક્રોધ જણાવે તો તેથી સ્વામીનો પોતાની સ્ત્રીપરનો રતિભાવ કમી થતો નથી—અથવા વાસ્તવિક કહિયે તો, શ્રોતાના મનમાં તેમની પ્રીતિના ભંગનો વિચાર ઉપજતો નથી, પણ રતિભાવ કાયમજ રહે છે. જેમ સત્યભામાનાં મેહેણાં સાંભળતાં પણ કૃષ્ણની પ્રીતિ સત્યભામાપરથી કમી થઇ હશે એમ આપણે માનતા નથી. એટલા માટે 'રતિ' એ સ્થિર ભાવ છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી થયેલા હર્ષનો, તે વસ્તુનો નાશ થવાથી ઉપજેલા શોકથી નાશ થાય છે; અને એટલા માટે 'હર્ષ' એ સ્થિર ભાવ નથી. એવા સ્થિર ભાવને કાવ્યશાસ્ત્રમાં **स्थायिभाव** કહે છે. તથા તે વિનાના બીજા અસ્થિર ભાવોને વ્યભિચારી કે સંચારી ભાવ કહે છે. ભાવોના સ્થાયિ તથા સંચારી એવા બે પ્રકારના ભેદ વિના એક ત્રીજો પણ ભેદ છે. આ ભેદ વિશેષે કરીને રતિ નામના સ્થાયિ ભાવથી ઉપજેલો જે શ્રૃંગારરસ રૂપ આનંદ, તેનો અનુભવ વર્ણવતાં કામ આવે છે. સત્વ એટલે આનંદના અનુભવમાં ઉપજેલા એ ભાવોને 'સાત્વિક ભાવ' કરીને કહે છે. એ

ભાવ, જેવા કે રોમાંચ (રૂંવાં ઊભાં થવાં), હર્ષનાં અશ્રુ, ગદ્ ગદ્ સ્વર, આંખો મીંચવી ઇત્યાદિ, કાંઈ શૃંગારમાંજ ઉપજે છે એમ નથી; કોઇ પણ પ્રકારના અતિશય પ્રેમથી ઉપજેલા આનંદના અનુભવમાં તે દેખાય છે. જેમ, સુભદ્રાનું હરણ કરવા સન્યાસીને વેષે અર્જુન ગયો હતો. પરમ બ્રહ્મનિષ્ઠ સન્યાસી રૂપે અર્જુન બેઠો હતો તેવામાં સુભદ્રાએ આવી પ્રણામ કરી ચરણે હાથ અડાડી વંદન કીધું. આ વખતે સુભદ્રાના અંગનો સ્પર્શ થવાથી અર્જુનને રોમાંચ આદિક શૃંગારના સાત્વિક ભાવ પ્રકટ થયા તે છુપાવવાને, જાણે તે સાત્વિક ભાવ બ્રહ્માનંદના અનુભવથી ઉપજ્યા હોય તેમ અર્જુન 'નારાયણ! નારાયણ!' એમ બોલવા લાગ્યો. જેમ,

### शिखरिणी.

सुभद्रानो रूडो शशिकरसमो ज्यां कर अड्यो,
यति चोंक्या चित्त—कुमुद वनमां मोद पसर्यो;
खिल्यां अंगो, मींच्यां नयन, हरख्यां रोम शरिरे,
वद्या ब्रह्मानंदे मगन थइ नारायण हरे !

આ ઉદાહરણમાં સુભદ્રાના ચંદ્રકિરણ જેવા શીતળ હાથનો સ્પર્શ થવાથી એકદમ યતિ (અર્જુન)ના મનમાં સાત્વિક ભાવ પસરે છે—તેનું હૃદયરૂપી કુમુદ વન વિકસિત થાય છે, અંગ ખીલે છે, નેત્ર મીંચાય છે, રૂવાં ઉભાં થાય છે, અને જાણે તે બ્રહ્માનંદમાં મગ્ન થયો હોય તેમ, નારાયણ! હરે! બોલવા લાગે છે.

ઉપર પ્રમાણે સ્થાયિ, સંચારી, અને સાત્વિકભાવ મનુષ્યમાં રહેલા હોય છે, તેને નટાદિ તથા કવિઓ પ્રગટ કરી બતાવે છે. સામાનો ભાવ પ્રકટ કરવાને નટાદિ પોતામાં રહેલા ભાવ પ્રકટ કરી બતાવે છે. અને જેમ જંગલમાં શિયાળ કે ગામમાં કૂતરાને રડતું સાંભળીને બીજાં શિયાળ કે કૂતરાંની વૃત્તિ પણ રડવાની થઇ આવે છે, કોઈને બગાસું ખાતાં જોઈને કેટલાકને બગાસું આવે છે, કોઇના હસવાથી બીજાને હસવું આવે છે, કોઈને ક્રોધમાં જોઇને બીજાનું મન નિરાનંદ થાય છે, કોઈને આનંદમાં જોઇને મન વિકાસ પામે છે, કોઇને રડતો જોઈને બીજો દલગીર થાય છે, કટાક્ષ જોઇને રતિવાસના પ્રદિપ્ત થાય છે, એ સર્વે સ્વાભાવિક છે, તો એ ઉપરથી કહી શકાય કે ભાવ પ્રકટાતો જોઇને ભાવ પ્રકટે એ સામાન્ય નિયમ છે. નટાદિ વિક્ષણ વેષ અને વાણીદ્વારા પોતાની હસવાની વૃત્તિ પ્રકટ કરે ત્યારે સામાજિક (સભાસદ)ની હાસવૃત્તિ પણ જાગ્રત થાય. નટાદિ જાદુનો ખેલ કરી બતાવીને તે દ્વારા પોતાની વિસ્મય વૃત્તિ કે વિસ્મય રૂપ સ્થાયિ ભાવ પ્રકટ કરે ત્યારે સામાજિકમાં રહેલો વિસ્મય ભાવ પણ વિસ્તાર પામે. વારૂ, એતો ઠીક. પણ નટાદિ પોતામાં રહેલા ભાવ પ્રકટ શી રીતે કરી બતાવે છે? પ્રીતિ ભાવ પ્રકટ કરવો હોય ત્યારે તેઓ શું કરે? લોકને હસાવવા હોય ત્યારે તે શું કરે? રડાવવા હોય ત્યારે તે શું કરે? વૈરાગ્ય ઉપજાવવો હોય ત્યારે તેઓ શું કરે? આ બધા કામને માટે તેમની પાસે શાં શાં સાહિત્ય હોય છે. સાહિત્ય તો જોઇએજ. જે ભાવ પ્રકટ કરી બતાવવો છે, તે ભાવના આશ્રયભૂત સ્ત્રી કે પુરૂષ કે બીજું કાંઈ

કલ્પવું પડે. જેમ રતિભાવ પ્રકટ કરી બતાવવાને રતિની આશ્રયભૂત–આધારરૂપ સ્ત્રી જોઈએ. કેમકે જો સ્ત્રી ન કલ્પે તો રતિ સંબંધી ભાવ બતાવી શકાયજ નહિ–તે ભાવનો સંભવજ નહિ; સ્ત્રી હોય તો રતિ. અને તેજ પ્રમાણે હાસ, શોક, ભય, વિસ્મય, જે જે ભાવ પ્રકટ કરી બતાવવા હોય તે તે ભાવના આધારભૂત પદાર્થ વિના તે ભાવની ઉત્પતિ સંભવતી નથી. હાસ શું જોઇને? શોક શું જોઇને? ભય શું જોઇને? વિસ્મય શું જોઇને? એવા પ્રશ્ન ઉઠેજ. અને એ પ્રશ્નનો જે ઉત્તર તેજ ભાવના આધારભૂત ગણાય. આ આશ્રયભૂત સ્ત્રી કે પુરૂષ કે બીજું કાંઇ જે હોય તે સામાજિકના મનમાં પ્રકટ કરવાના ભાવનો પાસ બેસાડવાના હેતુ છે. જેમ, સામાજિકને કાલ્પનિક કે સાક્ષાત્ સ્ત્રી દેખાડવાથી તેમના મનમાં રતિનો પાસ બેસે છે એમ કહેવાય. પાસ બેસાડવાને સંસ્કૃત ભાષામાં વિભાવના કહે છે, માટે એ આશ્રયભૂત સ્ત્રી કે પુરૂષ 'વિભાવ' કહેવાય. પાછવાડે કહ્યા તે ભાવ પ્રકટ કરવાના સાહિત્યમાં ભાવનો આશ્રય ભૂત જે વિભાવ તે એક સાહિત્ય છે. આ રીતે માનવી અંતઃકરણમાંનો બીજભૂત સ્થાયિ ભાવ વિભાવ ભૂમિમાં રોપાયો. હવે તેનો ફૂલાણો ફૂટવા જોઇએ. ફણગો ફૂટવાને અનુકૂળ દેશકાળ જોઇએ. ચોમાસાની ઋતુમાં ભાવતી ભૂમિમાં પડેલાં બીજ જેમ ઊગી નીકળે છે, તેમ રતિભાવને ઊગી નિકળવાને એકાંત વગેરે દેશ જોઇએ અને વસંતાદિ કાળ જોઇએ; ક્રોધને ઊગી નીકળવાને શત્રુની તેવી ચેષ્ટાઓ જોઇએ; શમ નામે ભાવને ઊગી નીકળવાને તીર્થ, ધામ, દેવાલય, વગેરે દેશ અને પર્વણિ, એકાદશી, વગેરે કાળ જોઇએ. આ-

પણ એને દેશકાળ કહિયે છીએ. દેશકાળ અનુકૂળ ન હોય તો ધારેલો ભાવ પ્રકટ કરાય નહિ. જેમ હસતા માણસને જોઈને રોગે પીડાતો માણુસ ન હસે; તરસથી પ્રાણ જવાના સમયમાં સ્ત્રીના કટાક્ષ અસર ન કરે; પૈશો કમાવાના હેતુથી તીર્થે ગયેલાને પુણ્યદાન કરવાની વૃત્તિ થોડી" થાય; જેમ સળગેલા અગ્નિમાં થોડું થોડું પાણી નાખ્યા કરવાથી તે પ્રદિપ્ત થતો નથી, તેમ વિરૂદ્ધ દેશકાળને લીધે, આલંબન વિભાવને જોઇને પ્રકટ થયેલો સ્થાવિભાવ વિસ્તાર પામતો નથી; વિસ્તાર તો તેવા તેવા પ્રસંગથીજ પામે છે. અગ્નિમાં ઘી નાખે ત્યારેજ તે વિસ્તાર પામે; શત્રુ આવીને મેહેણું મારે ત્યારેજ ક્રોધનું ઉદ્દીપન થાય. આ ઉદ્દીપન કરનારા કે વિસ્તારનારા સાહિત્યને પણ વિભાવ કહે છે. કેમકે સામાજિકના મનમાં પ્રકટ કરવાના ભાવનો પાસ બેસાડવા (વિભાવના આપવાના) સાહિત્યમાં એની પણ જરૂર છે. એ સાહિત્ય ભાવને વિસ્તારે છે—અંકુરિત કરે છે અથવા ઉદ્દીપન કરે છે, માટે તેને 'ઉદ્દીપન વિભાવ' કરીને કહે છે. એ રીતે પ્રકટ કરવાના ભાવનાં આશ્રયભૂત સાહિત્ય જે સ્ત્રી પુરૂષ તેને आलंबन विभाव, અને તે ભાવને ઉદ્દીપન કરનારાં સાહિત્ય જે દેશ, કાળ, ચેષ્ટા વગેરે તેને उद्दीपन વિભાવ કહે છે. આલંબન અને ઉદ્દીપન વિભાવથી નટાદિકોએ પ્રકટ કરેલો ભાવ સામાજિકના મનમાં પણ તેવોજ પ્રકટે છે; કેમકે એ ભાવ સર્વ સાધારણ છે એમ આપણે પાછળ કહ્યું છે. જેવો જેવો ભાવ મનમાં પ્રકટ થાય તેવી તેવી એટલે તે ભાવને અનુસરતી ચેષ્ટાઓ થાય એ સ્વાભાવિક છે. શરીરની ચેષ્ટાઓ ઉપરથી નીતિપ્રવીણ પુરૂષો મનમાંના

ભાવ વર્તે છે. એ વાત સાધારણ રીતે સૌ કોઇ જાણે છે. મનુ કહે છે કે.–

"आकारै रिङ्गितैर्गत्या चेष्टया भापणेन च ।

"नेत्रवक्त्र विकारैश्च लक्ष्यतेऽ तर्गतं मनः ॥

આકારથી, ઇંગિતથી, ગતિથી, ચેષ્ટાથી, ભાષણથી, નેત્રના વિકારથી, અને ચેહેરાના ફેરફારથી અંતરમાં રહેલા મનોભાવ સમજાઇ જાય છે. મનોભાવના પ્રમાણમાં બાહારની ચેષ્ટાઓ પ્રકટે તેને અનુભાવ કહેછે. ચેષ્ટાઓથી મનોભાવ સમજાય એમ છે ત્યારે જેવો મનોભાવ સામાને સમજાવવો હોય તેવી ચેષ્ટા કરવી એ નિયમ થયો. નટાદિ લોકો પણ સભાસદોના મનના રતિ આદિક ભાવની પુષ્ટિ કરવાને પોતે તે ભાવને અનુસરતા ચાળા કરે છે. આ ઉપરથી સમજાય છે કે એ અનુભાવ અથવા ચેષ્ટાઓ નટાદિક, જે આલંબન વિભાવનો પ્રતિનિધિ છે, તેનામાં તો ઉપજેજ ઉપજે; પણ સભાસદોમાં તો ઉપજે કે ના પણ ઉપજે. એનું કારણ એવું છે કે જોનારા કે સાંભળનારાને તો ભાવ સમજવાની શક્તિના પ્રમાણમાં અસર થાય છે, અને તેથી ચેષ્ટાઓ પણ તેજ પ્રમાણમાં પ્રકટે છે. વળી જોનારની પ્રકૃતિના પ્રમાણમાં પણ તે ચેષ્ટાઓ ઉપજે છે. જેમકે અતિ ગંભિર પ્રકૃતિવાળાને હસવું થોડું આવે, અતિ શાંત પ્રકૃતિવાળાને ક્રોધની ચેષ્ટાઓ ન પ્રકટે, ઇત્યાદિ. ચેષ્ટાઓ ન પ્રકટે તો તેની ચિંતા નહિ, પણ નટાદિકની ચેષ્ટાઓથી અથવા કાવ્યમાં વર્ણેલી આલંબન વિભાવરૂપ સ્ત્રી કે પુરૂષની કે બીજા કોઇની ચેષ્ટાઓથી તેમનો મનોભાવ સામાજિકના મનમાં વિશેષપણે સમજાઇને તેનો તેજભાવ વધારે પુષ્ટિ પામેછે. સામાન્યતઃ બોલીએ તો

ઉત્પન્ન કરવાના ભાવને અનુસરતી ચેષ્ટાઓ નટાદિકમાં પ્રકટે છે. તથા તે ચેષ્ટાઓથી સામાજિકપર અસર થઇ પ્રસ્તુત ભાવ વધારે પુષ્ટિ પામે છે, કોઈ વખત સામાજિકમાં હાસ્યની, શોકની, કમકમાટની અને એવી એવી બીજી ચેષ્ટાઓ થતી માલમ પણ પડે છે. તથાપિ સામાન્ય નિયમ તો ઉપર કહ્યો તેજ છે એટલે ચેષ્ટાઓ ન ઉપજે તોપણ ભાવ પુષ્ટિ પામે. એ રીતે મનની અંદરના ભાવને અનુસરતા એ બાહારના ભાવોને અનુભાવ કરીને કહે છે.

અનુભાવ તે શું તે હવે સમજાયું. મનમાં ઉપજેલા વિકારને અનુસરતી અંગની ચેષ્ટાઓ સ્વાભાવિકપણે થઇજ જાય; એ અંગની ચેષ્ટાઓ તે અનુભાવ. સ્થાયિભાવનો આધારભૂત તે આલંબન વિભાવ, તેને પ્રકટ કરવામાં સહાયભૂત તે ઉદ્દીપન વિભાવ, અને અંતર્ભાવથી પ્રકટની બાહારની ચેષ્ટાઓ તે અનુભાવ. આ સર્વની સાથે એક વાત બીજી પણ જાણવાની છે. કેટલાક ભાવ એવા છે કે પ્રસંગાનુસાર વખતે પ્રકટાતા દેખાય છે અને વખતે દેખાતા નથી; તેમ વખતે એકાદા ભાવની પુષ્ટિ કરે અને વખતે તેથી વિપરીત ભાવની પણ પુષ્ટિ કરે. આ ભાવોને વ્યભિચારી ભાવ કહે છે. જેમ લજ્જા એક વ્યભિચારી ભાવ છે. શૃંગારમાં તે ભાવ શૃંગારની પુષ્ટિ કરે છે અને બીભત્સમાં બીભત્સની પુષ્ટિ કરે છે.

વારુ ત્યારે હવે રસ તે શું? આપણે સ્થાયિભાવ શું તે તો સમજ્યા; તેના આધારભૂત તથા સહાયભૂત ભાવોને આલંબન વિભાવ અને ઉદ્દીપન વિભાવ નામ આપ્યાં; વિભાવથી પ્રકટાતી ચેષ્ટાઓને અનુભાવ

નામ આપ્યું; સ્થાયિભાવને અંકુરિત કરી મોટું વૃક્ષ કરી દેખાડવાને બીજા પરચૂરણ ભાવ જેને તમે વ્યભિચારી ભાવ નામ આપ્યું તે પણ જાણ્યા; હવે રસ તે શું? રસ તે શું એમ પૂછોછો તો સ્થાયિભાવનું મોટું વૃક્ષ થયું તે શું? એનેજ અમે રસ કહિએ છીએ. વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવવડે પુષ્ટ થયેલો સ્થાયિભાવ તે એજ; અને એમ પુષ્ટ થયેલા સ્થાયિભાવનેજ રસ નામ આપેલું છે. રસ શી વસ્તુ છે એ તમે જાણ્યું કે નહિ? રસ મૂળમાં તો એક સાધારણ ભાવ હતો; પણ બીજા સાહિત્યથી તે ભાવ માણસના મનમાં વિસ્તાર પામી તેને તદ્રૂપ બનાવી દીધું. એમ તદ્રૂપ બનાવવાને શક્તિમાન થયેલો ભાવ તે રસ છે. એ રસ પીવાતો નથી, ખવાતો નથી, પણ અનુભવાય છે.

ઉદાહરણથી એ વાત સ્પષ્ટ કરીશું. જાણે કે શ્રાવણ માસ છે; વરસાદની હેલી થયા કરે છે; આકાશમાં કાળાં વાદળાં ચઢી ચઢીને આવે છે; તમે મુસાફરીમાં ગયા છો; સાંજ પડવા આવી છે; ગામ દૂર છે; તમે એકલા છો; જંગલમાં એક દેવાલય અને ધર્મશાળા છે; પાસે નદી છે, તેમાં પૂર આવ્યું છે. તમે તે ધર્મશાળામાં રાતે વાસો કર્યો. રાત પડી; વરસાદની ઝડી વિરામતી નથી; ખાઇને તમે સૂતા; તમારે કાને પડતા પાણીનો શબ્દ તથા વહેતા પાણીનો ઘુઘવાટ માલમ પડે છે; ચો બાજુએ અંધકાર છે; તમારી ધર્મશાળામાં ઝાંખો દીવો બળે છે; મધ્ય રાત્રિ થઈ, તમને ઉંઘ આવતી નથી. ચોરની બીક લાગે છે; ભૂતની બીક લાગે છે; પાસે પૂંજી છે. એવામાં એકાએક તમારી પાસે તમે

કાંઇ જોયું. ચાર માણસ કાળા ભૂત જેવા દીઠા; તેમના હાથમાં કડીઆળી ડાંગો છે; એકના હાથમાં નાગી તરવાર છે; તમારા માથા ઉપર આવી તે ઉભા. જાણે તમારા ગળામાં તરવાર ઘોચી ઘાલશે એમ કરવા માંડયું તમે જાણ્યું કે આ લૂટારા છે. તમે ગભરાઇ ગયા; તમારી કાંતિ ફરી ગઈ; તમારાથી બોલતું નથી; તમે ધ્રુજવા લાગ્યા; ચારે પાસે જોવા લાગ્યા; તમે જાણ્યું કે હવે જીવવાના નથી; આ યમદૂતના હાથમાંથી હું ક્યારે છૂટીશ. તમે ગરીબ થઇ હાથ જોડોછો; એમ તમને ભય ઉપજે છે. અને મેં આ વાતનું વર્ણન કર્યું તેમાં એક જાતના સ્થાયિભાવનું પોષણ કરી રસ પ્રકટ કરી વાંચનારને તેનો અનુભવ કરાવ્યો છે. તમારા મનમાં મૂળથી રહેલો ભય એ સ્થાયિભાવ છે; ચોર એ આલંબન વિભાવથી તે ભયરૂપ સ્થાયિભાવ એકદમ અંકુરિત થયો. ચોરની કડિયાળી ડાંગો તથા નાગી તરવાર, તમારા માથા ઉપર આવી ઓચિંતા રાતની વખતે આવી ઉભા રહેવું, રાત્રી, એકાંત જંગલ, તેમાં વળી ચોમાસાની અંધારી રાતની વરસાદની હેલી, આ સર્વે ઉદ્દીપન વિભાવથી અંકુરિત થયેલો ભય વધીને તમારા મનની બીજી વાતો વીસરાવી તમને ગભરાટ, એ બાકળા પણું, ઇત્યાદિ ત્રાસમાં નાખ્યા; એ અનુભાવના વર્ણનથી તમારા મનની તે વખતની સ્થિતિ વાંચનારે જાણીને તમને ઉપજેલા ભયનો બરાબર અનુભવ લીધો. વારૂ, બીજા પણ ભાવ તમારા મનમાં પકટયા–તમને તે ચોરનો કંટાળો આવ્યો; તમને હવે શું થશે એમ શંકા થવા લાગી; તમે દીન સરખા થઈ ગયા; આ વ્યભિચારી ભાવથી તમારો ભય હવે પૂરેપૂરો વાંચનારે

જાણ્યો. અને આ રીતે ભય સ્થાયિભાવનો વિસ્તાર કરી તેને એવો સમર્થ કર્યો કે તેણે વાંચનારના મનને ક્ષણવાર તમારા ભયનો અનુભવ કરાવી બીજી વાતો વીસરાવી દીધી. આવા સમર્થ થયેલા સ્થાયિભાવને કવિઓ રસ કહે છે, માટે તે ભયાનક રસ કહેવાય છે. આગળ તમે જોશો કે એમજ રસોત્પત્તિ થાય છે. વારૂ ત્યારે એવા સ્થાયિભાવ કેટલાક માન્યા છે? એમ તમે પૂછશો, માટે તેજ વિચાર કરીએ.





# સ્થાયિભાવ.

સ્થાયિભાવનું લક્ષણ કહેતાં સાહિત્યકાર કહે છે કે વિરૂદ્ધ કે અવિરૂદ્ધ ભાવોથી જે ઢંકાઇ શકતો નથી, અને રસાસ્વાદ રૂપ અંકુરનો કંદ (મૂળ—જેમાંથી ફણગા ફુટે છે) તેને સ્થાયિભાવ કહેછે. સ્થાયિભાવ જાણે માળાનો દોરો છે; બીજા ભાવ જાણે તેના મણકા છે. એટલે બીજા બધા ભાવ પોત પોતાની જુદી જુદી અસર કરે, તેમ છતાં સ્થાયિભાવની અસર પ્રબળપણે પ્રત્યેકમાં જણાય. બીજા બધા ભાવ ફક્ત આ સ્થાયિભાવની પુષ્ટિને અર્થેજ હોય છે. જેમ 'હાસ' એ સ્થાયિભાવનો આલંબન વિભાવ રંગલોછે. રંગલાની ચેષ્ટાઓ ઉદ્દીપન વિભાવ છે. એ ચેષ્ટા રૂપે તો રડવાની હોય તથાપિ તેથી સભાસદોના મનમાં તો હાસનીજ વૃદ્ધિ થાય છે. આ રીતે વિભાવ સ્થાયિભાવથી ભિન્ન હોઈને, અને કદાચિત્ વિરૂદ્ધ હોઈને પણ તેની પુષ્ટિ કરે છે. રંગલો હાસની સ્થિતિમાં આવે ત્યારે આંખો સંકોચાય, મોં પોહોળું થાય, વગેરે અનુભાવ કરે અને તે જોઇને તમારી હાસવૃત્તિ વધારે વધારે ખીલે. હાસથી અનુભાવ ભિન્ન છે અને એજ રીતે હરેક સ્થાયિભાવ તેના અનુભાવથી ભિન્ન છે એમ તમે કહી શકશો. વારૂ, જે વસ્તુને ઉદ્દેશીને તમને હાસ પ્રક-

ટ થાય છે, તેને ખોટું ન લાગે માટે અથવા હસવાથી તમારી ગંભિ-રતાને દોષ ન લાગે માટે તમે તેને (હાસને) છુપાવવા કાંઈક બાહાનું કે યુક્તિ કરશો. આવી યુક્તિ હાસના સબબથી કરવાની છે માટે હા-સવૃત્તિ વિસારે ન પડતાં તે યુક્તિ ઉલટી હાસને વધારે સ્મરણમાં આણે છે. આવી યુક્તિઓ કાંઇ હાસમાંજ કરવામાં આવે છે એમ નથી, પણ શોક, ક્રોધ, કામ વાસના, વગેરે ગમેતે ભાવ છુપાવવામાં કરવામાં આવે છે. અને એટલા માટે એને વ્યભિચારી ભાવ કહે છે. એ વ્યભિ-ચારી ભાવ હાસથી ભિન્ન છે અને તેનીજ પુષ્ટિ કરે છે. આ રીતે ત-મારા જોવામાં આવ્યું કે સ્થાયિભાવ બીજા ભાવોથી જુદા છે. જો વિ-ભાવને સ્થાયિભાવ કહીએ તો તે રસની વૃદ્ધિમાં અમુક ઠેકાણેજ વિભા-વ દેખાય છે; સર્વત્ર ઓતપ્રોત નથી. જો અનુભાવને સ્થાયિભાવ કહી-એ તો પણ તેવોજ દોષ નડે છે. જો વ્યભિચારી ભાવને સ્થાયિ કહી-એ તો દેખાઈતોજ વિરોધ છે કે જે હર્ષાદિક શૃંગારમાં, હાસ્યમાં, વીરમાં, શાંતમાં, વગેરે ઘણે ઠેકાણે દેખાય છે તેને ચિત્તની અમુક સ્થિર વૃત્તિ કેમ ક-હેવાય? સ્થાયિભાવ તો ચિતની અમુક વૃત્તિઓ છે, જે પ્રધાનપણે વર્ણાય છે અને રસ રૂપે મનને એકાગ્ર કરે છે. બીજા ભાવોને સ્થાયિભાવ શામાટે ન કહેવા તે હવે તમે જાણ્યું. એ સ્થાયિ ભાવ નવ છે તેનાં નામ— રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય, અને શમ. કેટલાકને મતે વાત્સલ્ય સ્નેહ એ દશમો સ્થાયિભાવ છે. કેમકે તેથી વત્સલરસ પેદા થાય છે એમ માન્યું છે.

આ દશ સ્થાયિભાવ વિના અગિયારમો ભાવ સ્થાયિ સંજ્ઞા પામી

શકતો નથી. કેમકે માનવીઅંતઃકરણને એ ભાવો સ્થિર કરવાને જેટલા શક્તિમાન છે, તેટલા બીજા નથી, એમ કેટલાક વિદ્વાન માને છે; વળી કેટલાકનું માનવું એમ છે કે મિત્રપ્રેમ વગેરે બીજા કેટલાક ભાવોને પણ રસરૂપે વર્ણી શકાય અને તેથી તેમને પણ સ્થાયિમાં ગણી શકતાં કાંઈ વાંધા જેવું નથી—મનુષ્ય મનની સ્ત્રી—રતિમાં તલ્લીન અવસ્થા જોઇને તમે શૃંગારરસ નામ આપો છો, હાસમાં તલ્લીન અવસ્થા જોઈને હાસ્યરસ નામ આપો છો, શોકમાં તલ્લીન અવસ્થા જોઇને તમે કરૂણરસ નામ આપો છો, શમમાં તલ્લીનતા જોઈને શાંતરસ નામ આપો છો, તેમ પુત્ર સ્નેહમાં તલ્લીનતા જોઇને વાત્સલ્ય રસ એવું પણ નામ કબૂલ રાખો છો, ત્યારે મિત્રપ્રેમમાં તલ્લીનતા જોઇને મિત્રરસ નામ આપતાં શી અડચણ છે? આ ઉપરથી એમ તો સમજાય છે કે મનુષ્ય—મનની તલ્લીનતા જે ભાવમાં થાય તે સ્થાયિભાવ, અને એ પ્રમાણે પ્રથમ વિસ્મય સુધી આઠ, શમ સુધી નવ, અને વાત્સલ્ય સુધી દશ સ્થાયિભાવ માન્યા. હવે મિત્ર—પ્રેમ અગિયારમો સ્થાયિભાવ અને વળી સૌજન્ય નામે બારમો સ્થાયિભાવ માની વિભાવાદિકથી તેને પુષ્ટ કરી રસ ઉપજાવતાં શી હરકત? રસશાસ્ત્રના 'ભાવ' નામે પ્રકરણમાં તેનો સમાવેશ થઇ જાય એમ છે, તો સ્ત્રીસંબંધી પ્રેમને પણ તેમાં (ભાવમાં) શામાટે ન સમાવી શકાય? પ્રાચીન વિદ્વાનોનો એમ કરવામાં એજ આશય સમજાય છે કે સ્ત્રી સંબંધી રતિ માનવી-મનને તલ્લીનતા સુખ આપવામાં પ્રબળતર છે, તેવી બીજી પુત્ર વિષય રતિ, મિત્ર વિષય રતિ, દેવ વિષયરતિ, પ્રબળ નથી;

માટે એમાંથી સ્ત્રી સબંધી રતિની રસમાં ગણના કરી બીજાની ગણના ભાવમાં કરી છે. આમજ જો હોય તો આપણે તેવા તેવા બીજા ભાવોની પણ ગણના રસમાં કરી તેમનું રસરૂપે વર્ણન કરી શકીએ. મનુષ્ય મનની સ્થિતિઓનું વર્ગી કરણ જ્યારે વિદ્વાનોની તુલના શક્તિ ઉપરજ રહ્યું છે ત્યારે વધારે કુશળ વિદ્વાને જે વર્ગ પાડ્યા તે આપણે માન્ય છે, અને તેથી આજ સુધીમાં જે દશ સ્થાયિભાવ મનાયા છે તેજ કબૂલ રાખી સ્થાયિભાવનું વર્ણન કરીએ છીએ.

૧ રતિ—અનુકૂળ પદાર્થમાં મનનો અત્યંત આવેશ તેને રતિ કહે છે. સ્ત્રી, મિત્ર, દેવ, ગુરૂ, વગેરે ગમે તેમાં મનની આસક્તિ થાય તે રતિજ કેહેવાય છે. જેમ,

## राग मारु.

उठी धाया जादव रायरे, नव पेहेर्या मोजां पायरे;
पीतांबर भूमी भरायरे, राणी रुक्मिणी उचां सायरे;
अति आनंदे फूली कायरे, हरि क्रोडे ने श्वासे भरायरे;
पडे आखडे बेठा थायरे, एक पळ ते जुग जेवी जायरे.

(સુદામા ચરિત્ર)

એમાં દોટ દેવારૂપ, અને ભેટવા રૂપ ક્રિયાથી તથા મોજાં વગેરે પેહેરવાં ભૂલી જવારૂપ મનની સ્થિતિથી સુદામાપરની રતિ સમજાયછે. આ રીતે સ્ત્રી સંબંધી રતિ પણ જાણવી. જેમ ઓખાહરણમાં અનિરૂદ્ધનો ઓખા પ્રત્યે પ્રેમ વર્ણવતાં કવિ કહે છે કે—

## राग चोपाई

शीशफुल सेंथे सिंदूर, तेणे मोह्यो अनिरुद्ध शूर;
कानेझाल अमुल्यक जोई, कामकुंवर रह्योछे मोहि,
नाके सोहे मोतीनी वाळी, तेने अनिरुद्ध रह्योछे न्याळी;
नारि तारि नासिकानो मोर, नो'य भूषण चित्तनो चोर.

* * * * * * * *

महिला महिला एम ओचरतो, हींडे नारिनि पूठे फरतो,
वेंलो कीधोछे मृगयानेणी, नव जाणे दिवस के रेणी;
अंगोअंग काम रह्यो रमी, चारे नेत्रे झरी रह्यो अमी,
स्त्रिये मोहिनिमदिरा पाई, आलिंगन दे धाई धाई;

(ઓખાહરણ.)

મુનિ વિષય રતિ, દેવ વિષય રતિ, પુત્ર વિષય રતિ, ઇત્યાદિનાં ઉદાહરણ આગળ ભાવ પ્રકરણમાં આવશે. પણ આ બે ઉદાહરણોથી તમે જોયું હશે કે કૃષ્ણને મિત્ર સુદામો, તથા અનિરૂદ્ધને પ્યારી ઓખા, એ અનુકૂળ પદાર્થો પર તેમના મનની આસક્તિ તેમની ક્રિયા અને સ્થિતિ વડે કવિ વર્ણે છે ત્યારે આપણે તેને રતિ સ્થાયિભાવનું વર્ણન કહિયે છીએ.

**૨હાસ**—વિલક્ષણ વાણિ, વિલક્ષણ ચેષ્ટા, વગેરે સાંભળવા જોવાથી માનવીના હૃદયનો જે વિકાસ (પ્રફુલ્લતા) થાય છે, તેને હાસ કરીને કહે છે.

રતિ એ જેમ મનની આસક્તિ રૂપ અવસ્થા છે. તેમ હાસ એ

મનની વિકાસરૂપ અવસ્થા છે- મોઢું પહોળું કરી દાંત દેખાડી 'હી હી' શબ્દ કરવાથી તથા આંખો સાંકડી વગેરે ચિન્હથી તે વિશેષ પ્રકટ થાય છે, પણ તે ન હોય અને મનનોજ માત્ર વિકાસ થાય તેને પણ હાસ માન્યું છે એમ જાણવું. જેમ,—

" એક કાજીને તેના સિપાઇએ આવીને જાહેર કરતાં કહ્યું કે

खाजी साहेब! खिसबणवाडे में खजिया हुवा.

काजि—अये बेवकुफ एक तो 'क' बोल.

सिपाइ—बो'त कुब.

આ ઉદાહરણમાં क અને ख કયાં બોલવો એ સંબંધી સિપાઈની વિલક્ષણ અજ્ઞાનતાથી સાંભળનારનું મન વિકાસ પામે છે. મનની એ અવસ્થાને 'હાસ' કહે છે.

રતિ અને હાસવિના વાહાલી વસ્તુનો નાશ થવા વગેરે કારણથી મનની એક એવી સ્થિતિ થાય છે કે તેમાં દુખનો અનુભવ થાય છે. એને શોક કરીને કહે છે. શોક સ્થાયિભાવનું લક્ષણ સાહિત્યકાર લખે છે કે-

૩ **શોક**—ઇષ્ટ પદાર્થના નાશથી ચિત્તનું જે વિકળપણું તેને શોક કહે છે.

શોકના અનુભવનારને તેમાંથી આનંદનો ભાસ થતો નથી, પણ કાવ્ય અને નાટકના ગ્રંથોમાં જે તેનું વર્ણન હોય છે તે વર્ણનથી શ્રોતાના મનપર આનંદનીજ અસર થાય છે. શ્રોતાઓ એવા નિર્દય નથી કે બીજાનું દુઃખ સાંભળીને આનંદ પામે; તેમનાં સદય અંતઃકરણ દ્રવે પણ છે. તેમને રડવું આવે છે, તથાપિ તે શોકના વર્ણનપર

મનની વૃત્તિઓ એકાગ્ર થવાથી તેમને છાનો આનંદ ભાસે છે; ન ભાસતો હોય તો ફરીને તેવી વાત સાંભળવાની ઇચ્છા (પ્રવૃત્તિ) થાય નહિ. શોકના પ્રત્યક્ષ અનુભવનારના મનની વૃત્તિઓ એકાગ્ર નથી હોતી પણ વ્યગ્ર હોય છે, અને તેથી તેને તેમાં આનંદનો ભાસ થતો નથી. શોકનું વર્ણન કરૂણ રસ ઉપજાવે છે. જેમ હરિશ્ચંદ્રની સ્ત્રી તારા પોતાના પુત્ર રોહિતાશ્વને સર્પદંશથી મરેલો જોઈ રડે છે, તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

## राग रामग्रीनी देशी.

पुत्र मृत जोइ धरणिपर ढळी मात शात विहीन;
बे चार घडिये वळी मूर्छा वदन दीठुं दीन.
निःश्वास मूके विलाप करती, (जेम) वत्स वोहोणी गाय;
दैव मुजपर दंड देतां आवडो शो अन्याय.
मुंज रांक केरुं रत्न, मारा नेत्र केरुं तेज;
मुज अनाथ केरुं जिवन बाळक काळ हर्युं तें सेहेज.
अमो वेचायां दंपती, गयुं राज साज विशाळ;
पुत्र सुख पण दैव रूठये रह्युं नहि बहु काळ.

(હરિશ્ચંદ્ર આખ્યાન, નળાખ્યાન, વગેરે જોવાં.)

ઉપરના ઉદાહરણમાં પુત્ર રૂપ ઈષ્ટ પદાર્થનો નાશ થવાથી તારાના ચિત્તની વિકળ દશા વર્ણવી છે તે શોક જાણવો. એજ શોકને

વિભાવ અનુભાવ આદિક સાથે સંપૂર્ણપણે વર્ણવ્યો હોય તો તે કરૂણરસ રૂપે માનવી શ્રોતાઓનાં હૃદય પીગળાવે.

**૪ ક્રોધ**—પ્રતિકૂળ વસ્તુ બનવાથી મનમાં જે તીક્ષ્ણતા જાગ્રત થાય છે તેને ક્રોધ કહે છે.

રૌદ્રરસ આ સ્થાયિ ભાવથી ઉપજે છે. જેમ, દ્રૌપદીને સભામાં આણી તેની આબરૂ લેવાનો પ્રયત્ન કરતા કૌરવોને જોઇને ભીમના મનની અવસ્થાનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

## चोपाया छंद.

हर हर हर! आ विषम सभामां भीम भणे शुं कहेवुं?
धर्मरायनां कर्म नडे छे, शुं छे जोवा जेवुं?
जाणे कौरव सघळा कचरुं, सभा बधी संहारुं;
वाहारे आवे देव दैत्य तो ते सहुने पण मारुं.
धिःकधिःक भीष्मादिक सहुने नीचुं मुख करि बेठा;
गदा लाव अहिं पलक एकमां सहु मोकलुं [1]हेठा.

(વધારે દૃષ્ટાંત માટે વેણીસંહાર, મહાભારત, વગેરે જોવાં.)

આ ઉદાહરણમાં પોતાની સ્ત્રીની લાજ લેવારૂપ પ્રતિકૂળ કર્મથી ભીમના મનની તીક્ષ્ણતા તેના વચનોથી વર્ણવી પ્રગટ કરી છે.

---

૧ યમલોકમાં—નર્કમાં.

એ તીક્ષ્ણુતા તે ક્રોધરૂપ સ્થાયી બીજ. એને વિભાવાદિક ખાતર પાણી મળવાથી રૌદ્રરસ રૂપ વૃક્ષ ફાલે.

**૫ ઉત્સાહ**—કાર્ય આરંભ કરવામાં મનનો સ્થિર ઉમંગ થઈ આવવો તેને ઉત્સાહ કહે છે.

સ્થિર એટલે દૃઢ, આ દૃઢતા એવી હોય છે કે તેથી એ દૃઢતાવાળાને વિજયનીજ કે મહત્તાનીજ કે આનંદનીજ આશા હોય છે, અને તેથી કર્મમાં પ્રવૃત્તિ ઉદાર ચિત્તથી થાય છે. દાનનું કર્મ કરવામાં બલિ રાજાના જેવી, યુદ્ધનું કામ કરવામાં રામના જેવી, દયાનું કામ કરવામાં નાગાનંદમાં વર્ણવેલા [1]જીમૂતવહાન જેવી, ધર્મનું કામ કરવામાં યુધિષ્ઠિર જેવી,—જે દૃઢ પ્રવૃત્તિ તેનેજ ઉત્સાહ નામ આપી શકાય. વારૂ ચૌર્ય, હિંસા, બળાત્કાર, વગેરે ભૂડાં કામ કરવાની દૃઢ પ્રવૃત્તિ જે દુષ્ટોને થાય, તેમની તે પ્રવૃત્તિને તમે ઉત્સાહ માનશો કે કેમ? આનો ઉત્તર એવો છે કે તે તે દુષ્ટોના મનમાં તો પ્રત્યેક તેવા કાર્યમાં જય મેળવવા રૂપ ઉત્સાહ ભલે ઉપજતો, પણ એ વાતના સાંભળનારાઓ તેને નિંદિત કર્મ ગણશે. અને તેથી તેમની ઉત્સાહવૃત્તિ નહિ, પણ જુગુપ્સા (જે આગળ કહેવાશે) વૃત્તિ જાગૃત થશે. અને કવિ જેમ જેમ એ ભૂંડાં ઉત્સાહનું વધારે વર્ણન કરશે તેમ તેમ શ્રોતાઓ કમકમી ખાશે અને બીભત્સ રસનો તેમને અનુભવ થશે. માટે સારાં કામમાં

---

૧ જીમૂતવાહને ગરૂડ પક્ષીને ભૂખ્યો જાણી તેની તૃપ્તિ થવા માટે પોતાનો દેહ ખાવાને અર્થે અર્પણ કર્યો હતો. (નાગાનંદ નાટક.)

પ્રવૃત્તિ એજ આ સ્થળમાં ઉત્સાહ માન્યો છે. જેમ, અંગદવિષ્ટિમાં અંગદનો લંકામાં જવાનો ઉત્સાહ વર્ણવતાં કવિ કહે છે કે,—

**झुलणा छंद.**

आज महाराज करुणा करो तो कहुं,
प्रीतशु दीजिये पाण जोडुं;
गडगडे नाद नीशाण निर्घोंपना,
तेतणा टेक जइ तर्त तोडुं;
कोडशुं जोड बेठा दशाननतणा
कोटि बाणुं तणां मान मोडुं;
दुष्टनी सेवथी देव मूकाविने,
ग्रह छय त्रण तणा बंध तोडुं.

( સામળભટ્ટ ).

આ ઉદાહરણમાં અંગદની લંકામાં જવારૂપ કર્મમાં પ્રવૃત્તિ વર્ણવી છે તે ઉત્સાહ નામે સ્થાયિભાવ છે.

**બીજું ઉદાહરણ**—એક આચાર્ય વામમાર્ગીઓનો નાશ કરીને ધર્મ પ્રવર્તાવતાં ઉપદેશ કરે છે કે—

**मंदाक्रांता.**

राखे धामे म१धु रस तणुं पात्र के मांस चाखे;

૧ પીવાનો દારૂ.

भाखे मुंडुं, परयुवतिनो संग जे कोइ दाखे;
पूजे मेला त्रिदश, मधु के मांसने वा अडे जे,
तेने पंक्ती बहिर करवो, संग तेनो करे जे.

(શાંતિ સુધા.)

દયા, દાન, વગેરે ઉત્સાહનાં ઉદાહરણ વીરરસના વર્ણનની સાથે આવશે. હમણા તો માત્ર એટલું જાણવું બસ છે કે કોઇ કામના આરંભમાં મનની જે દઢતર પ્રવૃત્તિ થવી એ ઉત્સાહ છે, અને એ મનોવૃત્તિ રૂપ પાયા ઉપર કવિરૂપ કડિયા વીરરસ રૂપી ચાર ખંડવાળી ઈમારત ચણે છે. મતલબ કે એ સ્થાયિભાવથી વીરરસ પ્રકટે છે. વીરરસ ચાર પ્રકારે વર્ણ્યો છે માટે ઈમારત ચાર ખંડવાળી કહી છે. પણ આ વાત રસ પ્રકરણમાં આવવાની છે માટે હમણા સ્થાયિભાવ માત્ર સમજાવી વિરામીએ છીએ.

૬ **ભય**—બીજાના ક્રોધથી ભાવિ દુઃખ સંબંધી મનનું જે વિકળપણું તેને **ભય** કહે છે.

ભય નામે એક મનોવૃત્તિ છે. એની ઉત્પત્તિનું કારણ બીજાનો ક્રોધ છે. દૈવકૃત કે મનુષ્યકૃત અનિષ્ટની શંકાથી ભયવૃત્તિ જાગ્રત થાય છે માટે એ અનિષ્ટની શંકાના કારણને આપણે ક્રોધ કહ્યો છે. ખરેખરૂં કહિએ સંસ્કૃત ગ્રંથકારનો 'रौद्रशक्ति' શબ્દ વધારે યોગ્ય છે. વિકળપણું એટલે ગભરાટ. જેમ એક બ્રાહ્મણ રાત્રે અરણ્યમાં એકલો મુ-

૧ દેવ. મેલા દેવ જેવા કે જક્ષણી વગેરે.

સાફરી કરતા હતા તે વખતે તેની પાસે ચોર આવી લાગ્યા. તેમને તે ભૂત માનીને બીધો. આ વર્ણન કરતાં કવિ કહે છે કે,—

### हरिगीत.

शंकित बनी चितमांहि बेठा छे पुराणी ए समे,
पाछळथि आवी कोक झालीने पुराणीने भमे;
पाडी पुराणी चीस एवे चमकि वादळ वीजळी,
जोयुं मनुष्यनुं रूप भटजी दूर पडिया ऊछळी. १
शिर बाबरां ऊडे निशाना रंग जेवुं अंग छे;
लंगोटि वाळी एक कामटुं तीर तेनी संग छे;
बीजा दिठा बे चार कोइ विक्राळ भूत सरीखडा,
हिम्मत गई भटजीतणी न वदी शक्या न थया खडा. २

(કામકટાક્ષ).

ભૂત સરખા ચોરને જોવાથી ભૂતના વેહમવાળા પુરાણીના ચિત્તમાં અનિષ્ટની શંકા ઉપજી; અને તેથી પુરાણીના ચિત્તનું જે વિહ્વળપણું થયું તેને **ભય** જાણવો. વિભાવાદિકની સહાયથી શ્રોતાઓનાં મન ભયવૃત્તિમાં એકાગ્ર કરી એથી **ભયાનક** રસ ઉપજાવી શકાય છે.

૭ **જુગુપ્સા**—કોઇ પણ પદાર્થમાં દોષ જોવાથી ઉપજેલા તિરસ્કારને (નિંદાને) **જુગુપ્સા** કહે છે.

જુગુપ્સાનો સામાન્ય અર્થ 'નિંદા' છે પણ વાસ્તવિક અર્થ 'કંટા-

ળો' છે. આમાંથી બીભત્સ રસ ઉપજે છે. કેટલાક પુરૂષો સાધારણ મૈથુનાદિ અર્થના વાચક શબ્દોનેજ બીભત્સ શબ્દ માની બીભત્સ રસનું ખરૂં સ્વરૂપ સમજતાં ભૂલ કરે છે. કમકમાટ ભરેલાં ખૂન, કસાઈનાં કામ, ગંદકી, હલકા અને પાજી વિચાર, અને બીજી જે જે વસ્તુઓ (ભાવો) સામાન્ય જનમંડળના કંટાળાને કે ધિઃકારને પાત્ર થાય છે તે સર્વથી જુગુપ્સાવૃત્તિ અંકુરિત થાય છે. વિશેષ તો શું ? પણ એકાદા નાદાન માણસની અસભ્ય વર્તણૂંક કે અસભ્ય ભાષણ સરખું પણ જુગુપ્સાવૃત્તિ પ્રકટ કરે છે.

ઉદા૦—[1]એક દુકાળમાં સપ્તર્ષિઓએ વૃષાદર્ભિ રાજાના પુત્રના શબને રાંધી ખાવાનો ઠરાવ કર્યો. તે જોઇને તે રાજાનો પ્રધાન કહે છે કે,—

## उपेंद्रवज्रा.

सडी गयेलुं शब हाथ लैने,
खावा विचारो ऋषिराज थैने;
पवित्रता क्यां गइ ते तमारी,
जे स्पर्शथी सूतक मान्युं भारी. १

(બિસસ્તૈન્ય)

આ જગોએ શબને ખાવાના ઇરાદારૂપ દોષથી ઉપજેલો પ્રધાનના મનનો તિરસ્કાર એ જુગુપ્સા છે.

---

૧ મહાભારતના આનુશાસનિક પર્વમાં એ કથા છે.

૮ **વિસ્મય**—લોક મર્યાદા ઉલ્લંઘીને જે કાર્ય થાય તેને અથવા લોક મર્યાદાથી બાહારના કોઇ પદાર્થને જોઇને જે ચિત્તનો વિકાસ થાય છે તેને **વિસ્મય** કહે છે.

વિસ્મય ઉપજાવનારાં કામથી મનોવૃત્તિ વિકાસ પામે છે, અને મુખમાંથી 'અહો!' એવો ઉદ્‌ગાર સેહેજ નીકળી જાય છે. સ્ટષ્ટિસૌંદર્યનું આબેહૂબ વર્ણન કે કોઇ કત્રિમ રચનાનું પણ તેવું વર્ણન સાંભળીને જે મનોવૃત્તિ વિકાસ પામે તે પણ વિસ્મયજ જાણવો; ન બની શકે એવી વસ્તુ બનવાનુંજ વર્ણન હોવું જોઇએ એમ કાંઇ મેળ નથી. વિસ્મયથી અદ્‌ભૂત રસ પેદા થાય છે. પુરાણ અને બીજાં પુસ્તકોમાં લોકોત્તર અને દિવ્ય વાતો હોય છે, પણ તે બધીનો તેમાં સમાવેશ ન થાય. તેમ કેટલાક લોકો કેવળ ગપ્પાંને પણ અદ્‌ભૂત રસ કહે છે તેમ પણ ન સમજવું. કેટલીક વખત અદ્‌ભૂત વાતો સાંભળ્યા છતાં પણ તે ગપ છે એવો આપણા મનનો દૃઢ પ્રત્યય હોવાથી તેમાં આપણને વિસ્મય થતો નથી પણ વખતે જુગુપ્સા ઉપજે છે. જેમ, 'કામરૂ દેશમાં તો સ્ત્રીઓ પુરૂષને બળદ બનાવી દિવસે ખેતર ખેડે છે.' ઇત્યાદિમાં અસત્ય દોષ જોવાથી જુગુપ્સા વૃત્તિ ઉપજવાની, પણ વિસ્મય નહિ થાય. પણ જાદુના ખેલ જોઇને અને તેને દૈવી ચમત્કાર ન માનતાં છતાં પણ આપણી વિસ્મયવૃત્તિ પ્રકટ થશે. વિસ્મય થવામાં અમાનુષ કાંઈ બનવું જોઇએ એમ નથી પણ સામાન્ય લોક દૃષ્ટિમાં તે અમાનુષ જેવું જણાવું જોઈએ.

**ઉદા૦**—એક બારોટને કોઇ કારભારીએ ઘરડી ઘોડી આપી તથી

બારોટે ઘોડી આગળ કાન ધરીને પછી એક કવિત કહ્યું કે,—

## कावित.

घोडी कहे छे जे मने घणा घणा जुग थया,
कौरवने पांडव तो काले थई गया छे;
रावण ने रामना संग्राममां हुं साथे हती,
रघुराजा मारी आंख आगळज थया छे;
सागर वलोव्यो तेतो सर्व सांभरे छे मने,
देव तथा दैत्य तो नजरे तरी रह्या छे,
जोडावीने लाव गाडी बेशी बन्ने जणां जैये
प्रतिदिन पाळजे जो दीलमांहि दया छे. १

(દલપતકાવ્ય).

આ ઉદાહરણમાં ઘોડીના મુખથી વાત સાંભળવારૂપ તથા તેનું અતિ પ્રાચીનપણું અલૌકિક છે તે સાંભળીને શ્રોતાની વૃત્તિમાં વિસ્મય ભાવ પ્રકટે છે.

બીજું ઉદાહરણ—બાણાસુરના તપનું વર્ણન કરતાં કવિ કહે છે,—

## रामग्री राग.

आसनवाळी ने लागी ताळी, जपे भोळो दृढ मंन;
शत वरस एम वही गयां, उधई वळगी तंन.
तृषा शीतने ग्रीष्म वेठे, ओढवा अवनी ने आभ;

श्रवणे सुग्रींवे माळा बांध्या, मस्तके उग्यो डाभ.

(ઓખાહરણ.)

આમાં બાણાસુરનું અમાનુષ કાયાકષ્ટ સાંભળીને શ્રોતાની વિસ્મય વૃત્તિ પ્રકટ થાય છે.

**૯ શમ**—જે જે અવસ્થામાં કોઈ પણ **વિષયના** પદાર્થની અભિલાષા રહેતી નથી, પણ મન પરમાત્મ સ્વરૂપમાંજ નિવૃત્તિ પામે છે, એવી મનની અવસ્થાને **શમ** કરીને કહે છે.

ઈશ્વર સંબંધી ઉપદેશમાં શમનું વર્ણન હોય છે. કાવ્યદોહન અને બીજે ઠેકાણે જે ભક્ત કવિઓની કવિતાઓ છે તેમાં શમનું વર્ણન બહુધા હોય છે– દયા આદિક ગુણોનું વર્ણન જ્યારે અભિલાષા રહિત (નિષ્કામ) હોય ત્યારે તેનો સમાવેશ પણ શમમાં થાય છે. શમ સંબંધી એટલું યાદ રાખવું કે તેમાં ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવા રૂપ કે આત્મ સ્વરૂપમાં મસ્ત થવા રૂપ ઇચ્છા સિવાય બીજી દિવ્ય કે લૌકિક વિષય સંબંધી ઇચ્છાનું વર્ણન હોય નહિ.

ઉદાહરણ—

प्लवंगम छंद.

छत्रे थाती छांय छडीवर छाजता,
हाथी होंदामांय रसोक बिराजता;
आयुष्य रिद्धि अनेक भरेली भाग्यमां,

ए सुता दिन एक उछळती आग्यमां. ९
माटे मारा मित्र विचारो वातरे;
पापी मटो पवित्र भला थइ भ्रातरे;
जीवितनुं फळ जाणि भजो भगवानरे;
अंतर प्रीति आणि धरो नित्य ध्यान रे. २

(દલપતરામ).

આમાં વિષયનું અનિત્યત્વ કહી વૈરાગ્ય ઉપજાવીને ઈશ્વર ભજવાથી ઉપજતું સુખ બતાવ્યું છે. અને શ્રોતાના મનની શમ વૃત્તિને એમ જાગ્રત કરી છે. શાંતરસનો શમ એ સ્થાયિભાવ છે. શાંતરસ પ્રધાન કાવ્ય ગૂજરાતીમાં ગ્રંથ કે આખ્યાયિકા રૂપે ઘણા પ્રસિદ્ધ નથી, તોપણ પ્રહ્લાદાખ્યાન, સુધન્વાખ્યાન, વગેરેમાં તે ઠામ ઠામ દેખાય છે. સંસ્કૃતમાં શંકરદિગ્વિજય, નાગાનંદ, પ્રબોધચંદ્રોદય, વગેરે શાંત રસ પ્રધાન કાવ્ય નાટકો ઘણાં છે.

૧૦ **વાત્સલ્ય**—બાળક કે પુત્રને સંસ્કૃતમાં 'વત્સ' કહે છે; વત્સ ઉપરની પ્રીતિને 'વાત્સલ્ય' કહે છે. આ ઉપરથી, પુત્ર સ્નેહનું વર્ણન કરી મનુષ્યના મનની તે વૃત્તિ જાગ્રત કરી રસ ઉપજાવ્યો હોય તેને વત્સલરસ કહે છે. વત્સલરસનો **વાત્સલ્ય** સ્થાયિભાવ છે.

વત્સલતા મનોવૃત્તિ બીજરૂપે માણસ માત્રમાં તો શું પણ પ્રાણીમાત્રમાં પણ હોવી જોઇએ એમ કહેવાને અડચણ નથી. કેટલાક માને છે કે માનવી અંતઃકરણમાં તો કેવળ પ્રેમમાત્ર છે (તે પ્રેમનાં ઉપાધિ-

વશાત્ જૂદાં જૂદાં નામ પડેલાં છે); પછી ગમે તો તે સ્ત્રી ઉપર, ગમે તો તે પુત્ર ઊપર, ભાઈ ઊપર, મિત્ર ઊપર, કે ગમે તે વસ્તુ ઊપર હો. અને એટલા માટે સ્ત્રીપ્રેમને રતિ નામ આપી શ્રૃંગારરસ ઊભો કરવો, પુત્રપ્રેમને વાત્સલ્ય નામ આપી વત્સલરસ ઊભો કરવો, અને તેમજ ભ્રાતૃપ્રેમને એવુંજ ભ્રાતૃ વત્સલતા નામ આપી ભ્રાતૃરસ પણ ઊભો કરવો, એ વર્ગીકરણ ઠીક નથી. અને એટલા માટે તમામ પ્રેમને ભાવમાં ગણી મનની કામાવસ્થાને શ્રૃંગારનો સ્થાવિ (રતિ) ગણો તો શી હરકત છે? આ કહેવું ઠીક છે. પણ રસના સંબંધમાં માત્ર આપણે એટલો વિચાર કરવોઘટે છે કે જેમ કામાવસ્થાનું વર્ણન (કામના) સંસ્કારી મનુષ્યની મનોવૃતિને એકાગ્ર કરી શકે છે, તેમ પુત્ર પ્રેમ કરી શકે નહિ? હા, કરી શકે છે. ત્યારે એકાગ્ર કરવાની તેમાં શક્તિ છે તો તેને રસ કહેવાય. વારૂ ત્યારે મિત્રપ્રેમ પણ મનોવૃત્તિને એકાગ્ર કરી શકે છે માટે 'મિત્રરસ' પણ માન્ય કરો. એનો ઉત્તર એટલોજ કે મિત્રપ્રેમ કર્ત્રિમ છે અને પુત્રપ્રેમ સ્વાભાવિક છે. સ્વાભાવિક મનોવૃત્તિઓની જેવી એકાગ્રતા થાય છે તેવી કર્ત્રિમ મનોવૃત્તિઓની થતી નથી. માટે કર્ત્રિમ મિત્રપ્રેમનું રસરૂપે વર્ણન નહિ કરાય. 'समानशीलव्यसनेषुसख्यं.' 'સમાન આચરણ અને વ્યસનવાળાઓમાં મિત્રતા બંધાય છે.' એ આચરણ અને વ્યસન કોઇક હેતુથી જ્યારે અસમાન થઇ જાય ત્યારે મિત્રપ્રેમ નાશ પામે છે. પુત્રપ્રેમમાં તેવું કાંઇ નથી. એટલે એક વખત 'મારો પુત્ર' એમ મનાયા પછી સ્વભાવજ તેના ઊપર પ્રીતિ કરવાની પ્રેરણા કરે છે. અને તેથી સહુ કોઈને પુત્ર વા-

હાલો હોય છે. પુત્ર દોષ દીઠા પછી પણ તેના પરનો પ્રેમ ઘટતો નથી. કુપુત્ર નીકળવાથી પણ માતાપિતાની પ્રીતિ તેનાપરથી ઓછી થાય છે. એમ ન જાણવું; તેનાં કુલક્ષણ ઉપરજ અપ્રીતિ થાય છે. કેમકે જો તે સુધરે છે તો પાછો પૂર્વવત્ વાહાલો થાય છે. અથવા અધિક શું કરવા કહેવું ? જ્યાં જ્યાં એવો બળવત્તર અને સ્વાભાવિક પ્રેમ કાવ્ય કળામાં કુશળ કારીગરોએ જોયો છે, ત્યાં ત્યાં પોતાની બારીક કારીગરી કરવામાં તેઓ ચૂક્યા નથી. અને એજ રીતે પૂર્વે કહી ગયા છીએ તેમ આઠ, નવ, અને પાછળથી દશ રસ વર્ણાયા છે, તેજ આપણે કાયમ રાખી મિત્ર વગેરેના પ્રેમને પણ આપણે છેલ્લામાં એટલે વાત્સલ્યમાં શમાવી શકીએ છીએ.

ઉદા૦— राग हालरडानो.

निरखे नेन भरी कौशल्याराम कुमारने;
उठिने मस्तक कर मुकि देती रूडी आशीष;
हृदय लगावति वारंवार कुंवरने कोडमां,
मारा लाडकडा कुलदिप लक्षण बत्रीश.—निरखे० १
भूषण वस्त्र कुंवरना शिरपर वारि ऊतारिने,
दीधां दान अनेक विवेक करी शुभपेर;
वारंवार रुपाळा गाल उपर कर फेरवी,
करती चुंबन अंबा अतिशे आनंद भेर.—निरखे० २

* * * * *

मारा लाडकडा मरिजाउं लेई मीठडां;

बापू बलिहारी जाए जननी आ वार;

क्यारे महुरत राज्य तिलकनुं ते कहो,

जे छे अखिल लोकने अति मुद मंगळकार.—निरखे॰ ३

(શિવલાલ ધનેશ્વર કૃત રામાયણ—અયોધ્યા કાંડ).

આ ઉદાહરણમાં પોતાના પુત્ર રામના ભણી પ્રેમથી જોવું, માથે હાથ મૂકવો, આશિષ આપવી, તેના ગાલ ઉપર હાથ ફેરવી ચુંબન કરવું, તેનું શુભ અને ઉત્કર્ષ ઇચ્છવો, વગેરે કૌશલ્યાના ભાવથી શ્રોતાના મનમાં રહેલી વાત્સલ્યવૃત્તિ જાગ્રત થાય છે. એવાંજ ઉદાહરણ નાગદમણ, હરિશ્ચંદ્ર આખ્યાન, દશમસ્કંધ, વગેરેમાંથી બહુ મળી આવે છે.

આ રીતે રસ શાસ્ત્રમાં મૂળ બીજ રૂપ સ્થાયિ ભાવોનું આપણે વર્ણન જોયું. આટલાજ સ્થાયિભાવ શા માટે માન્યા એ વિવાદિત વિષય પડયો મૂકીને આપણે પાછળ દૃષ્ટિ કરીએ. આપણે જાણે એક દીપમાળા જોઇએ છીએ. અગ્નિ અને પ્રકાશ બધામાં સરખો છે. પણ જૂદા જૂદા રંગનાં ફાનસના યોગથી દીવાના રંગ જૂદા જૂદા નજર આવે છે. તેમ મન અથવા અંતઃકરણ એક સરખું છે પણ જૂદા જૂદા પ્રસંગથી તેમાં જૂદો જૂદો વિકાર થયેલો આપણે જોયો. એક વખત મનમાં સ્ત્રી વિષય પ્રેમ આપણે દીઠો અને તેને આપણે શ્રૃંગારનો સ્થાયિભાવ 'રતિ' એવું નામ આપ્યું. હવે આપણે વિલક્ષણ વાણી

વેષ, ચેષ્ટા, આદિકથી મનની વિકાસ સ્થિતિ જોઇ; એને આપણે હાસ્ય રસનો સ્થાયિભાવ 'હાસ' એમ કહેવા લાગ્યા. વળી આપણે ઇષ્ટ પદાર્થના નાશનો પ્રસંગ આવી પડતાં મનની એક ત્રીજી ગમગીન અવસ્થા જોઇ; તેને તમે 'શોક' કહ્યો. હવે વળી અણગમતું બનવાથી મન નારાજ થયું અને તેમાં તીક્ષ્ણતા આવી; એને 'ક્રોધ' નામ આપ્યું. શોક અને ક્રોધ અનુક્રમે કરૂણ અને રૌદ્ર રસના સ્થાયિભાવ છે એ પણ આપણે વિચાર્યું. એજ રીતે 'ઉત્સાહ' વીરરસનો, 'ભય' ભયાનક રસનો, 'વિસ્મય' અદ્ભુત રસનો, 'શમ' શાંતરસનો, અને 'વાત્સલ્ય' વત્સ રસનો સ્થાયિભાવ છે એ પણ આપણે ઉદાહરણ સુદ્ધાં જોયું. એનાં વિશેષ ઉદાહરણ સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોમાં અનેક છે. જેમ માલતી માધવમાં અને ઓખાહરણમાં રતિ, નટમેલકમાં અને મિથ્યાભિમાનમાં હાસ, રામાયણ અને હરિશ્ચંદ્ર આખ્યાનમાં શોક, મહાભારત અને પાણીપતમાં વીર, ભાગવત અને મોમેરામાં શમ, નાગદમણમાં વત્સલતા, વગેરે પુષ્કળ છે.

એ સ્થાયિભાવ જો યુક્તિથી વર્ણ્યા હોય તો બીજા .વિરૂદ્ધ ભાવોથી પણ નાશ ન પામતાં ઉલટા પુષ્ટ થાય છે. જેમ રતિમાં (વિપ્રલંભ સંબંધી) શોકથી રતિ વધારે પુષ્ટ થાય છે; હાસમાં (વિલક્ષણ ચેષ્ટાનો) ક્રોધ હોય તો તેથી હાસનીજ પુષ્ટિ થાય છે; ક્રોધમાં (ધિક્કાર કે ખીજવવા રૂપ) હાસ હોવાથી ક્રોધજ વધે છે; વીરમાં શમ હોવાથી તે વીરનેજ શોભાવે છે ઇત્યાદિ. મતલબ એ છે કે માળાના દોરાની પેઠે સ્થાયિભાવ નાશ ન પામતાં બીજા વ્યભિચારી ભાવો વિરૂદ્ધ લક્ષણના

હોય તોપણ તેનાથી તે શોભે છે. (સ્થાયિભાવને પુષ્ટ કરવાને બીજો સ્થાયિ વર્ણ્યો હોય તો તેને સ્થાયિ નહિ પણ વ્યભિચારી માન્યો છે.) નાના પ્રકારના અભિપ્રાય (હાવભાવ) ના સંબંધવાળા રસોને તે રંગે છે (ભાવના આપે છે) માટે સ્થાયિ વગેરે ભાવો કહેવાય છે.



# विभाव.

## आलंबनविभाव.

સ્થાયિભાવ વિષે સમજાયા પછી તેનો આધારભૂત જે 'આલંબન વિભાવ' તેના વિષે વિચાર ઊઠે છે. રતિ સ્થાયિભાવ સ્ત્રીને જોઇને ઉપજે છે, માટે રતિનું આલંબન સ્ત્રી છે હાસ સ્થાયિભાવ વિલક્ષણ ચેષ્ટાવાળા પુરૂષ વગેરેને જોઇને શોક ઉપજે છે, માટે શોકનું આલંબન શોચ્ય વસ્તુ છે. એમ સ્થાયિભાવ વિષે વિચાર પતી રહ્યા પછી આલંબન-વિભાવ તે શું? તેના કેટલા ભેદ છે? તે આલંબન વિભાવ કયા રસમાં કેવા વર્ણવવા જોઈએ? ઇત્યાદિ જાણવાની સેહેજ જિજ્ઞાસા થાય છે. વારૂ, તેજ વિચાર પ્રથમ કરીએ. સ્થાયિ**ભાવ** કહેવાય છે, પણ 'આલંબન' અને ઉદ્દીપન' **વિભાવ** કહેવાય છે. વિભાવ તે શું? એજ પ્રશ્ન હવે તમે કરશો. સાહિત્યકાર કહે છે કે **'रत्याद्युद्बोधकालोकेविभावाःकाव्यनाट्ययोः'** 'રતિ આદિક સ્થાયિભાવને જાગ્રત કરનારા ભાવોને કાવ્ય અને નાટકમાં યોજ્યા હોય ત્યારે તે વિભાવ કહેવાય છે? રસને વિશેષે કરીને ભાવના આપવાપણું એટલે શોભાવવાપણું એનામાં છે માટે એને 'વિભાવ' નામ આપ્યું છે. ઉદા૦—રામાદિક હરકોઇ મનુષ્યમાં રતિ, હાસ, શોક, ક્રોધ, વગેરે સ્થાયિભાવ છે; અને સીતાદિ વિકૃત વેષાદિ, ઇષ્ટનાશાદિ, તથા રાવણ જેવાના દુર્વિનયાદિકથી, તે રતિ, હાસ, શોક, ક્રોધ, વગેરે જાગૃત થાય છે. માટે સીતા આદિક

પાત્રજન કાવ્ય કે નાટકમાં યોજ્યાં હોય તો સભાસદના રતિ આદિક ભાવને પણ તે જાગ્રત કરે. જાગૃત કરે એટલે તે રતિ આદિકના સ્વાદના અંકુરને પ્રકટ થવાને યોગ્ય કરે. આ પ્રમાણે સભાસદના રતિ આદિક ભાવોને વિશેષે કરીને ભાવના આપનાર—આસ્વાદના અંકુરને પ્રકટ થવાને યોગ્ય કરનાર તે **વિભાવ** કહેવાય છે.

વિભાવ બે પ્રકારના છે; આલંબન અને ઉદ્દીપન.

## आलंबन विभाव.

નાયક, નાયિકા, પ્રતિનાયિકા, વગેરે આલંબન વિભાવ કહેવાય છે; કેમકે બહુધા નાયક* આદિકનું આલંબન કરીનેજ રસ પ્રકટ થાય છે. રામના રતિ સ્થાયિભાવનું વર્ણન કરી રસ પ્રકટાવવાને સીતા વિના ચાલશે વારૂ? સીતા ન હોય તો શાને આધારે રામની રતિ તમે વર્ણવશો? માટે રામની રતિ વર્ણવવામાં સીતા આલંબન અને સીતાની રતિ વર્ણવવામાં 'રામ' આલંબન વિભાવ જાણવો. એજ પ્રકારે હાસનું વર્ણન કરવામાં જીવરામભટ્ટનાં કૃત્ય આલંબન, કરૂણાનું વર્ણન કરવામાં હરિશ્ચંદ્રની દુર્દશા આલંબન, ભીમનો ક્રોધ વર્ણવવામાં દુર્યોધન અથવા તેનો દુર્વિનય આલંબન, રામનો ઉત્સાહ વર્ણવવામાં રાવણ આ-

* નાયક કે નાયિકા શબ્દવડે આ સ્થળમાં માત્ર માનવી પુરૂષ કે સ્ત્રી માત્ર કહેવાનો અભિપ્રાય છે. હરકોઇ સ્ત્રી કે પુરૂષ, જેને ઉદ્દેશીને રસ પ્રકટ કરી શકાય, તેજ નાયિકા કે નાયક શબ્દથી સમજવાનું છે.

લંબન, અશોકવાડીમાં રહેલી સીતાનો ભય વર્ણવવામાં રાવણ આ લં-બન હરકોઇ પાત્ર જનની જુગુપ્સા વર્ણવવાને બીભત્સ વસ્તુ આલં-બન, પરિક્ષિતનો શમ વર્ણવવામાં પરમાત્મા એ આલંબન, અને ય-શોદાનો પુત્ર સ્નેહ (વાત્સલ્ય ભાવ) વર્ણવવાને બાળકૃષ્ણ એ આ-લંબન છે.

ઉપર જે ઉદાહરણ બતાવ્યાં તે પરથી સમજાય છે કે ઘણુંકરીને આલંબન વિભાવ માનવી સ્ત્રી પુરૂષ છે. શૃંગાર, રૌદ્ર, વીર, ભયાનક અને વત્સમાં માનવી પુરૂષ આલંબન ઉપરનાં ઉદાહરણોમાં છે; પણ પ્રસંગે તેમ ન થતાં નિર્જીવ પદાર્થ કે બીજું પણ કાંઈ આલંબન વર્ણાઇ શકે, પણ શૃંગારમાં તો નાયક કે નાયિકાજ આલંબન હોય છે. કેમકે તેમાં સ્ત્રી પુરૂષની રતિનું વર્ણન છે. સ્ત્રી પુરૂષ હોય તોજ શૃંગારને જમાવનારી રતિ વર્ણાય. બીજા રસમાં--એમ કાંઇ નક્કી નથી કે વાઘથી ભય ન થાય? ઇંદ્રિયો રૂપ શત્રુ જીતવાને ઉત્સાહ ન હોય? અને પશુ ઉપર ક્રોધ ન થાય? કયા કયા રસમાં કયા કયા આલંબન વિભાવ છે તે, તે રસના નિરૂપણ જોડે બતાવીશું. હમણા માત્ર એ-ટલું જાણવું કે બીજા રસમાં ગમે તે આ લંબન વિભાવ વર્ણાઓ પણ શૃંગાર રસમાં તો નાયક નાયિકાજ આલંબન વિભાવ રૂપે વર્ણાય છે.

બધા રસમાં શૃંગારને અગ્રેસર ગણ્યો છે. શા માટે તેમ કર્યું છે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. કેમકે ભર્તૃહરિ કહેછે તેમ "स्त्रीभि कस्य न खंडितं भुवि मन" પૃથ્વીપર સ્ત્રીઓએ કોના મન-ને ખંડિત નથી કર્યું?" સ્ત્રી પુરૂષની રતિ મનને એકાગ્ર કરવામાં સ-

ર્વોત્તમ માની શ્રૃંગાર રસને પ્રાધાન્ય આપવાનું પ્રાચીન કવિઓને દૂરસ્ત લાગ્યું હશે માટે તેમણે શ્રૃંગારને "રસરાજ" નામ આપી શ્રૃંગારનુંજ બહુ લક્ષ્ય પૂર્વક વિવેચન કર્યું છે. અને જ્યારે હું આ નિબંધ લખવામાં કાંઇ નવું નથી કરતો તથા તેમના મતનુંજ માત્ર સ્પષ્ટીકરણ કરવા ઉપર મારો પ્રયાસ છે, ત્યારે તેમનેજ માર્ગે હું પણ દોરાઉં છું એટલે શ્રૃંગારને સર્વોત્તમ માની પ્રથમ ગણું છું. શ્રૃંગારને પથમ માની જે કરવાનું તે એજ કે નાયક તથા નાયિકા જે શ્રૃંગારમાં તેમ બીજા રસોમાં પણ આલંબન વિભાવ હોઇ શકે છે તેનું યથામતિ નિરૂપણ કરવું.



# नायकभेद.



નાયક એટલે નેતા, જેના પરકાવ્ય, નાટક આદિકનો વિષયરૂપ મિનારો ચણાયો છે; જેનાપર તે કાવ્યાદિનો આધાર છે; જે કાવ્યાદિમાં રસાદિ ઉપજાવવાનું આલંબન છે. નાયક કેવો હોવો જોઈએ એટલે રસ ઉપજાવવા માટે કેવા લક્ષણના નાયકની યોજના કરવી ઘટે છે, તે જાણવું જરૂરનું છે. અને તેથી નાયકનાં સામાન્ય લક્ષણ નીચે કહ્યાં છેઃ—

**નાયકનાં લક્ષણ**—ત્યાગી, કૃતાર્થ, કુળવાન, શોભાયમાન, રૂપાળો, જુવાન, હોંસીલો (ઉત્સાહી), દક્ષ (એટલે ધારેલું જલદી કરનાર) લોકપ્રિય, તેજસ્વી, ચતુર, અને સદાચરણી, એવા ગુણો સાધારણપણે નાયકમાં જોઇએ.

ઉપરના ગુણવાળો નાયક જોઈએ એટલે એવા ગુણની કલ્પના માત્ર કરીને 'તે ગુણો મેં કલ્પેલા નાયકમાં છે' એટલુંજ માત્ર ગ્રંથકારે લક્ષ્યમાં રાખવાથી ચાલે નહીં, પણ પોતાના પ્રબંધમાં ઠામ ઠામ તે ગુણો પ્રસિદ્ધ કરવા જોઈએ. કોઇ જગોએ નાયકનો ત્યાગ બતાવી આપવો તો બીજે પ્રસંગે તેની કૃતાર્થતા બતાવી આપવી. ત્રીજે પ્રસંગે વળી તેની કુલવાનતા તો ચોથે ઠેકાણે તેની દક્ષતા એમ પ્રસંગાનુસાર એ ગુણો નાયકમાં સાબિત કરવા જોઇએ. જેમ રામાયણના નાયક રામનું એક પ્રસંગનું વર્ણન છે કે—

रामग्रीनी देशी.

वचन तातनुं पाळवा तज्युं राज काज समृद्ध;
वनमां पण निजधर्म तज्यो नहि, सेव्या ऋषिजन वृद्धः
शूर्पनखा गणि आसुरी तज्युं ब्रह्मचर्य न देव;
सीता हरण सुणी झट तजाव्यो रावणनो अहमेव.
देव जेने नमे चरणे, स्तवे सिद्ध मुनि जन,
एवा रामनुं चरित्र गातां मने पण छे धन्य.

આ ઉદાહરણમાં પિતાનું વચન પાળવાથી કૃતાર્થતા બતાવી છે. રાજ્ય તજવાથી ત્યાગ બતાવ્યો છે, ધર્મ ન તજવાથી અને વૃદ્ધ સેવવાથી કુલીનપણું બતાવ્યું છે, શૂર્પણનખાને મોહ થયો માટે રૂપ, શોભા, અને જુવાની બતાવી છે. બ્રહ્મચર્ય ન તજવારૂપ તથા રાવણનો ગર્વ તજાવવારૂપ ઉત્સાહીપણું બતાવ્યું છે, 'દેવ નમે છે' વગેરેથી તેજસ્વીપણું બતાવ્યું છે, 'મુનિસ્તવે' એથી લોકપ્રિયતા બતાવી છે—એમ ઘણાક ગુણોનું અહીં એકત્ર વર્ણન છે. પણ આખા ગ્રંથમાં તેમ ન છતાં જૂદે જૂદે પ્રસંગે જૂદા જૂદા ગુણ કાર્યપરથી બતાવ્યા હોયતોય ચાલે.

સામાન્યપણે નાયકની વાત કહ્યા પછી એટલું જાણવું જોઇએ કે એવા નાયકમાંથી કોઈ ઉદાર પ્રકૃતિનો અતિ ગંભીર હોય, કોઇ ઉદ્ધત. એટલે જલદી જલદી ભારે ક્રોધ થવાથી ધૂળધાણી કરી નાંખે એવો હોય, કોઇ પૂર્વોક્ત બધા ગુણવાળો છતાં કોમળ સ્વભાવનો હોય અને કોઇ શાંત સ્વભાવનો અને સહનશીલ હોય. આ ઉપરથી એ સામાન્ય

નાયકના ચાર ભેદ પડી શકે છે. બધા ગુણવાળા નાયકને સામાન્યપણે આપણે 'ધીર' કહીએ અને પહેલાને આપણે ધીર તથા ઉદાત્ત એટલે 'ધીરોદાત્ત' નામ આપીએ; બીજાને ધીર તથા ઉદ્ધત એટલે 'ધીરોદ્ધત' કહીએ; ત્રીજાને 'ધીરલલિત;' અને ચોથાને 'ધીરપ્રશાંત;' એવાં નામ આપીને નાયક ચાર જાતનો હોય, એમ કહી શકીશું. હવે તમે કહો કે નાયકના કેટલા પ્રકાર? ચાર. કયા કયા? ૧ ધીરોદાત્ત, ૨ ધીરોદ્ધત, ૩ ધીરલલિત, ૪ ધીરપ્રશાંત, વારૂ, અનુક્રમે તેમનાં વિશેષ લક્ષણ કેવાં હોય છે તે જોઈએ.

**૧ धीरोदात्त**—પોતાની પ્રશંસા ન કરનારો, ક્ષમાવાળો, અતિ ગંભીર, હર્ષશોકાદિથી જે હાર ન ખાઇ જાય એવો, વિનયથી જેનો ગર્વ ઢંકાયેલો છે એવો, અને વચન-પાળક. આવા ગુણવાળો નાયક 'ધીરોદાત્ત' જાણવો. જેમ, કામ્યક વનમાં યુધિષ્ઠિર રહીને વનવાસ ભોગવતા હતા તે વખતે દુર્યોધન તેમને પોતાનો વૈભવ બતાવી દુઃખી ક-કરવા આવ્યો, પણ ગંધર્વોનું એક સરોવર હતું તે તેણે અભિમાનથી બગાડ્યું, તે જોઈ ગંધર્વ લોકોએ તેની સેના ધૂળધાણી કરી તેને બાંધી લીધો અને લેઇ ગયા. આ જોઇ યુધિષ્ઠિર અર્જુનને કહેવા લાગ્યા કે-

**राग वणजारो.**

शत्रु तोये भ्रात छे, सुण वीरारे,
नव तजिये तेने निःशंक; कुळना हीरारे,
आपण देखतां एहने, सुण वीरारे,

दैवे बांधी लीधो ज्यम रंक; कुळना हीरारे.
जा जइने छोडावजे, सुण वीरारे,
कर गंधर्व—मदनो नाश; कुळना हीरारे.
आपणो तो ए धर्म छे, सुण वीरारे,
नव राखीए तेज्यानी आश; कुळना हीरारे.
दुःख दीधुं एणे घणुं, सुण वीरारे,
एम मनमां न लेइए कुभाव; कुळना हीरारे.
शत्रु मित्र सुख दुःख सहु सुण वीरारे,
नथी नरना, ए दैवना दाव. कुळना हीरारे.

આ ઉદાહરણમાં યુધિષ્ઠિરની ધીરોદાત્તતા વર્ણવી છે 'શત્રુ તોયે ભ્રાત છે' આથી તેની અતિ ગંભીરતા બતાવી છે. 'આપણ દેખતાં' વગેરે વાક્યથી વિનયપૂર્વક ઢાંકેલી મહત્તા બતાવી છે, 'આપણો એ ધર્મ છે' એ વગેરે વચનથી પોતાની પ્રશંસા ન કરવાનો ગુણ પ્રકટ કર્યો છે. શત્રુ મિત્ર વગેરે દૈવકૃત છે' ઇત્યાદિવડે હર્ષ શોકથી પરાભવ ન પામવાનો ગુણ બતાવ્યો છે, 'દુઃખ દીધું એણે ઘણું" ઇત્યાદિ વચનથી ક્ષમા વર્ણી છે, આ રીતે ધીરોદાત્ત નાયક જાણવો. . રામાયણમાં રામચંદ્રને ધીરોદાત્ત નાયક વર્ણ્યા છે.

૨ धीरोद्धत—પ્રપંચી, કોપવાળો, ચપળ, અહંકાર અને ગર્વથી ભરેલો પોતાની સ્તુતિ કરનારો, એવા વિશેષ ગુણવાળો જે નાયક હોય તેને

'ધીરોદ્ધત' કહેવો. દુર્યોધનની સામે યુદ્ધે ચઢવાના પ્રસંગે ભીમ કહે છે કે,—

**मारु राग.**

आज मारीश दुर्योधन, करीश द्रौपदिनुं सांत्वन;
हुं भीम बडो बळवान, मान मूके ज्यां सौ राजान.
मूज साथे ए युद्ध न करे, तो तो वचन मारुं फरे;
पण कांइक करवुं एवुं, नासे दुर्योधन नहि तेवुं.

'આજ દુર્યોધનને મારીને દ્રૌપદીનું સાંત્વન કરીશ! આ વચનથી જણાય છે કે એનો કૌરવ ઉપરનો ક્રોધ સમૂળો ઘટયો નથી. ઉદાહરણની બીજી લીટી જોવાથી જણાશે કે ભીમમાં આત્મશ્લાઘા (આપ વખાણ) અને ગર્વ હતા. ત્રીજી અને ચોથી લીટીથી જણાશે કે તેનામાં પ્રપંચ અથવા છળ કરીને પણ દુશ્મનનો ઘાટ આણવાની ક્રિયા હતી. આ બધા ગુણોની સાથે નાયકમાં જે સામન્ય ગુણ જોઈએ તે પણ એનામાં છે. એ ઉપરથી એ ધીરોદ્ધત નાયક કહેવાય છે. અને એવા ગુણ કલ્પીને તમે જે નાયક ઠરાવો તે આ વર્ગમાંજ આવે.

૪ ધીરલલિત—ચિંતા રહિત, હમેશાં કોમળ સ્વભાવનો, કળાવાળો એવો નાયક 'ધીરલલિત' કહેવાય. ચિંતા રહિત એટલે જે વખતે જે પ્રસંગ આવી પડે તે પ્રસંગે તેનો વિચાર અને ફડચો; આગળ પાછળ પણ તેજ વાતના વિચારમાં ગૂંથાઇ રહેવાની ટેવ નહિ. હમેશાં કોમળ સ્વભાવનો એટલે કોઈનું લગાર દુઃખ પણ તેને દુઃખી કરી શકે તથા લગાર મેહેણું પણ તેને બહુ લાગે. મતલબ કે તીવ્ર લાગણીવાળા મા-

ણસને આપણે કોમળ સ્વભાવનો કહી શકીએ. કળાવાળો એટલે પ્રપંચી નહિ, પણ નૃત્યાદિ કળા જાણનારો. રત્નાવળિ નાટક સંસ્કૃતમાં છે તે જેણે વાંચ્યું હશે તેના જોવામાં આવ્યું હશે કે વત્સરાજ આ વર્ગનો નાયક હતો. ઉદાહરણ માટે ઘણુ વાર આપણા પ્રખ્યાત વીર અર્જુનને આ વર્ગમાં મૂકીએ. અર્જુન જાણે વિરાટ નગરમાં રાજ કન્યાઓને નૃત્ય શીખવવાને પોતાને ગુપ્ત રહ્યો છે. તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

### मारुनी देशी.

जाणे संगीत शास्त्र तमाम, नृत्ये छोडावे गणिकानी माम;
पर दुःखथी दुःखी थाय, कोनुं वचन न तेथी खमाय;
रात दिवस रहे छे मगंन, नथी उचाट दीसतो मंन;
एनी प्रीति लागे मने प्यारी, कहे माने विराट कुमारी.

પૂર્વોક્ત ગુણ ઉદાહરણમાં બતાવ્યા છે તેથી સ્પષ્ટ છે કે એ ધીરલલિત નાયકનું વર્ણન છે.

૪ **धीरप्रशांत**—સામાન્ય ગુણો જે જનમંડળમાં દેખાય છે તેવા ગુણવાળો બ્રાહ્મણ આદિક ધીરપ્રશાંત નાયક કહેવાય. માલતી–માધવ નાટક વાંચ્યું હશે તમણે જોયું હશે કે માધવ આ ચોથા પ્રકારનો નાયક હતો. ઉદાહરણ માટે આપણે બીજું દૃષ્ટાંત લેઈએ. પ્રથમ કહેલાં સાધારણ લક્ષણોવાળા નાયકમાં બીજા સામાન્ય ગુણો જણાય એવો એક નાયક છે એમ ધારો. તે એક ફાંસિયા ઠગના શેહેરમાં રાતે

એક મકાનમાં સૂતો છે. ઠગની પુત્રી તેને પાશમાં નાખવા લલચાવવા આવી, તેને જોઈને પેલો તેને પૂછેછે કે તું કોણ છે? પેલી કોઇ કારણથી તેને ધાસ્તી કે મોહ ઉપજાવવાને બોલતી નથી. આ પુરૂષ તેને છેવટ કહે છે કે—

## भूजंगी छंद.

चळुं चंचळा हुं नही चंचळाथी,
छळुं के न हुं छेक उछांछळाथी;
जळुं ना जुवंती जती जोई कामे;
वळुं मात वामा ! हरीमां विरामे. १

આમાં પ્રથમ બતાવ્યું કે હું લક્ષ્મીથી ચળું એવો નથી; મતલબ કે લોભી તથા લાલચુ નથી. ઉછાંછળાંથી છળું (બીહું) એવો નથી; અર્થાત્ ભોળો કે બીકણુ નથી, પણ ગંભીર અને ધીર છું. ત્રીજા ચરણમાં બતાવ્યું કે કામી કે વ્યભિચારી નથી. તથા છેવટ કહ્યું કે હરિભક્ત છું. આ પ્રમાણે નાયકનાં સામાન્ય લક્ષણની સાથે આ કવિતામાં કહેલા બીજા પણ પુષ્કળ સામાન્ય ગુણો એ નાયકમાં હોવાથી એ 'ધીરપ્રશાંત' નામે નાયકના ચોથા વર્ગમાં ગણાય છે. તમે પૂછશો કે બીજા જે ધીરોદાત્ત વગેરે ત્રણ પ્રકારના નાયક કહ્યા તેમનામાં એ સામાન્ય ગુણો નહિ હોય? ઉત્તર કે હશે, તથાપિ તેની સાથે તેમના વિશેષ ગુણ જે બતાવ્યા છે તે આ ચોથામાં ન હોવાથી તેવા નાયકનો આ વર્ગ જૂદો ગણાય છે. આ રીતે આ ચાર વર્ગમાં બધા નાય-

કોનો સમાવેશ થઇ જાય છે. કોઈ જૂદી રીતે વર્ગ પાડે તો ચાર કરતાં વધારે પણ પડે, અથવા ઓછા પણ પડે. એમ મારું માનવું છે; તથાપિ વર્ગીકરણ એ બુદ્ધિની અતિશય પરિપક્વતાનું ફળ છે, માટે સૂક્ષ્મ બુદ્ધિના પૂર્વાચાર્યોનાં વર્ગીકરણ આપણે માન્ય છે. સંખ્યાનાં વર્ગીકરણ પાંચના પાયાથી, આઠના પાયાથી, અને એવીજ અનેક રીતે થઇ શકે છે તેમ છતાં દશના પાયાનું વર્ગીકરણ બહુધા બધી પૃથ્વીને જેમ માન્ય છે, અને તે ફેરવવાને કોઈ વાંધો ઉઠાવતું નથી, તેમજ આવાં નાયક આદિનાં વર્ગીકરણ વિષે પણ જાણવું. અથવા વિશેષ ભાર મૂકીને કહીએ તો એટલે સુધી પણ કહી શકાય કે બીજાં વર્ગીકરણ એવાં નિર્દોષ અને વ્યાપક બની શકવાં મુશ્કેલ છે.

નાયકના આ ભેદ સામાન્ય હોવાથી હરકોઇ રસના વર્ણનમાં નાયકના એ ભેદ હોઈ શકે. શ્રૃંગાર રસમાં એથી પણ બારિક ભેદ પાડવામાં આવ્યા છે. એવા કે ઉપરના ચાર પ્રકારમાંનો દરેક નાયક જૂદા જૂદા સ્વભાવનો હોય. કોઈ સ્ત્રીની મનોવૃત્તિને અનુકૂળ વર્તનારો હોય; કોઈ કામ ચાતુર્યમાંજ વિશેષ નિપુણતા ધરાવતો હોય, અને તેથી તેવે પ્રસંગે પણ પોતાની યુક્તિ પ્રયુક્તિથી સ્ત્રીને સમજાવી શકતો હોય; કોઈ અપરાધ કે સ્ત્રીનું અપ્રિય કરીને પણ તેના ઠપકાનો ડર ન રાખે તેવો હોય; કોઇ અપરાધ કરીને પ્રપંચથી સ્ત્રીને ઠગતો હોય. આ પ્રમાણે સ્વભાવમાં અંતર હોવાથી શ્રૃંગારના આલંબન વિભાવ નાયકના ચાર ભેદ પડે. (૧) દક્ષિણ, (૨) ધૃષ્ટ, (૩) અનુકૂળ, (૪) શઠ. પ્રથમના ચાર ભેદમાંનો દરેક નાયક આ પ્રમાણે ચાર પ્રકારે થાય ત્યારે

વસ્તુતઃ શ્રૃંગારમાં નાયકના સોળ ભેદ માનવા ઘટે છે. એમાં પણ દરેક ઉત્તમ, મધ્યમ કે અધમ હોઈ શકે; અને તેથી નાયકના બધા મળીને અડતાળીસ ભેદ પડે છે. 'રસમંજરી' વગેરે શ્રૃંગારનાંજ પુસ્તકોમાં તો એથી પણ વિશેષ બારીક ભેદ પાડ્યા છે. ઉત્તમ, મધ્યમ અને અધમ તો તેવા ગુણોએ તથા લક્ષણોએ કરીને ઓળખી શકાય, પણ દક્ષિણ, ધૃષ્ટ, અનુકૂળ અને શઠ કોને માન્યા છે તે જાણવું જોઈએ.

૧. **દક્ષિણ**-અનેક (એકથી વધારે) સ્ત્રીઓ ઉપર સમાન પ્રીતિવાળો તે દક્ષિણ જાણવો. જેમ સોળ હજાર એક સો આઠ સ્ત્રીઓ કૃષ્ણને છતાં સર્વના પર તેનો અનુરાગ સમાન હતો માટે તે દક્ષિણ કહેવાય. કૃષ્ણની દક્ષિણતા વર્ણવતાં કવિ કહે છે કે,—

## चोपाया.

नटवर केरे चरणे नमवा आव्युं महिलां वृंद,
सोळ हजारे साथे पेखी, पाम्या परमानंद.
सरवेने साथे रीझववा हरि चित्त विचार्युं;
हास्य करी चोपास जोइने आ'वुं वचन उचार्युं.
सोळ हजार तमो कमळाक्षी, मारे लोचन बेज;
कोने जोउं न जोउं कोने? मनमां अमुझण एज.
एम कही नयनांबुज मींच्यां हरि थया रोमांच;
आनंद सहुने प्रकट्यो सुणतां गिरिवरधरनी वाच.

આ ઉદાહરણમાં અનેક સ્ત્રીઓ ઉપરની સમાન પ્રીતિ જણાવવાની જે યુક્તિ કરી છે તેથી નાયકની દક્ષિણતા (ચતુરતા) પ્રકટ થાય છે. અને એટલા માટે એને દક્ષિણ નાયક કહે છે.

૨. ધૃષ્ટ—અપરાધ કર્યા છતાં નિઃશંક, ધિક્કાર કર્યા છતાં નિર્લજ્જ, અને દોષ જોવામાં આવ્યા છતાં જૂઠું બોલનારો, એવો જે નાયક હોય તે 'ધૃષ્ટ' કહેવાય છે. આ સ્થળમાં અને બીજી જગોએ 'અપરાધ' કે 'દોષ' શબ્દ વડે સ્ત્રીઓને ઇર્ષ્યા ઉત્પન્ન કરનાર પરસ્ત્રી સહવાસાદિ જાણવાં.

ઉદા૦—એક પુરૂષ પોતાની હકીકત મિત્રને જણાવે છે કે,—

### शिखरिणी.

गयो पासे ज्यारे कराथि तरछोडी दुर खशी;  
फरी सामो चाल्यो ग्रहण करवाने मुख हशी;  
वदी ते ना वाणी, अवळुं मुख राखी स्थिर ठरी;  
धरी में ओचिंती 'निरलज!' कहीने रडिपडी. १

આ જગોએ તરછોડવું, દૂર ખસવું, અવળે મોઢે બેસવું, નિર્લજ્જ કહેવું, અને છેવટે પોતાના ધૃષ્ટ (નિર્લજ્જ) સ્વામીને શિક્ષા કરવાનો કાંઇ ઉપાય ન ચાલવાથી રડી પડવું, એથી સ્ત્રીનો રોષ સમજાય છે. અને એટલું કર્યા છતાં પણ તેને વળગતા જનાર પતિની **ધૃષ્ટતા** સમજાય છે. લક્ષણમાં કહેલા બધા ગુણ ઉદાહરણમાં આણ્યા નથી તથાપિ એમાંના એકાદ બે છે, તેથી ધૃષ્ટ નાયક તે શું, એટલું સમજી શકાય એમ છે.

૩. अनुकूळ नायक-એકજ સ્ત્રીમાં આસક્ત હોય તેને 'અનુકૂળ' કહેવો. અનુકૂળ નાયક હમેશા સ્ત્રીના ઉપર પ્રીતિવાળો તથા તેની અનુકૂળતા માટે યત્ન કરનારો હોય છે. જેમ રામ વનમાં જતી વખતે સીતા જોડે આવવા લાગી ત્યારે રામ બોલ્યા છે કે,—

## रामग्रीनी देशी.

'मात पृथिवी! नमुं चरणे थजे कोमळ काय;
मार्ग! तुं टूको थजे, झट सीता वनमां जाय.
दंडका वन! निकट थाजे, पर्वत! खसजो दूर;
पवन! वाजे मंद शीतळ, सुख उपजावा ऊर.
सूर्य देवा! थजे शीतळ, कोमळ कुलवधु ता'री—
आज वन मुज साथ आवे, कष्टे जनक कुमारी.

સીતાના દુઃખથી દાઝનાર રામ અનુકૂળ નાયક હતા એ વાંચનારને આ ઉદાહરણથી સ્પષ્ટ સમજાય એવું છે.

૪. शठ नायक—જે નાયકની પ્રીતિ એક સ્ત્રીમાં વિશેષ હોય તેમ છતાં બીજીને ઠગવા માટે તેને પણ પ્રીતિ દેખાડી અંદર ખાનેથી તેનું અણગમતું કરતો હોય તેને શઠ જાણવો. આવા પ્રસંગ ઘણી શોક્યોના પતિને આવે છે. વ્યભિચારીને પણ આવે, તથાપિ યાદ રાખવું કે વ્યભિચારના વર્ણનનો રસમાં સમાવેશ થતો નથી; તેથી તો 'રસાભાસ' થઈ જાય છે.

ઉદા૦—યયાતિ રાજાની સ્ત્રીનું નામ દેવયાની હતું તથા તે પોતાની સાથે વૃષપર્વા રાજાની પુત્રી શર્મિષ્ઠાને લાવી હતી. શર્મિષ્ઠાના ઉપર રાજાનો પ્રેમ હતો તે દેવયાનીને ગમતું નહોતુ. માટે તેને થોડાક દિવસ પિહેરમાં મોકલવાના હેતુથી યયાતિ દેવયાનીને કહે છે કે,–

## शार्दूलविक्रीडित.

जाजा तुं पितुघेर भार्गवसुता! तारा विना ना गमे,
ले आलिंगन आप प्यारि मुजने जेथी दिनो निर्गमे,
एवुं बोलि प्रिया धरी हृदयमां; सामी सखीशुं हस्यों,
कीधी नेत्र कटाक्षरूप समशा, रात्रे जई त्यां वश्यो. १

આ ઉદાહરણમાં ભાર્ગવસુતા દેવયાની ઉપર યયાતિએ પ્રીતિ બતાવીને પણ તેને પિતાને ઘેર જવાનો ઉપદેશ કર્યો છે, એ પોતાની પ્યારી શર્મિષ્ઠા સાથે છાની પ્રીતિનો લાભ લેવા માટે કરેલી ઠગાઇ છે. એવું તેનું કૃત્ય, તથા તેનાં ઉપલક મધુર વચન, સામે ઉભેલી સખી–શર્મિષ્ઠા સાથે હસીને કટાક્ષકથન કરવુ, ઇત્યાદિથી એની શઠતા જણાઇ આવે છે, માટે એ 'શઠનાયક' છે.

ઉપર કહ્યું છે કે નાયકના ભેદ અડતાલીશ અને તેથી પણ વધારે થઇ શકે છે. કોઈ કહેશે કે એ ભેદ બતાવ્યા નહોત તો શું ન ચાલત? આ પ્રશ્ન નિરૂપયોગી છે. કેમકે નાયક સંબંધીજ વર્ણન કરવા બેઠા ત્યારે વિશેષ નહિતો તેના મુખ્ય મુખ્ય ભેદ પણ બતાવવા જોઇએ. વળી તે જાણ્યા વિના કાવ્ય કર્તાઓની ખૂબી સમજાતી નથી

તથા કાવ્યની રચનામાં પણ મિશ્રતા થઇ જવાથી રસમાં વિકાર થઇ જાય છે. ધારો કે એક નાયકને એક જગોએ તમે ધીરોદાત્ત વર્ણોને બીજી જગોએ તમે તેનું વર્ણન ધીરોદ્ધત જેવું કરો છો. તથા એક જગાએ અનુકૂળ નાયક વર્ણોને બીજી જગોએ તેને શઠ નાયક વર્ણો છો, તો તે કેવું દેખાશે? તમે ઉત્પન્ન કરવા ધારેલો મીઠો રસ વિકાર પામીને તે કેવો બેસ્વાદ થઇ જશે? પણ હવે બધા રસને સામાન્ય આલંબન વિભાવનું વર્ણન કરતાં તેનોજ વિસ્તાર આ જગોએ કરવો દુરસ્ત નથી; તથાપિ પ્રસંગવશાત્ નાયકના સહાય આદિનું કાંઈક નિરૂપણ કરવું મને ઉપયોગી લાગે છે. કેમકે નાટકાદિ ગ્રંથોમાં તેનો ઉપયોગ બહુ કરેલો હોય છે.

કોઇ જગોએ એમ હોય છે કે, કાવ્ય નાટકાદિનો બહુ વિસ્તાર હોવાથી એકલો નાયકજ બધી જગોએ બધાં કાર્યમાં વ્યાપૃત હોઇ શકતો નથી. જેમ રામાયણ, જેમ મહાભારત; એવા ગ્રંથોમાં જો કે નાયક તો એકજ હોય છે તથાપિ નાયકના જેવાજ ગુણવાળો પણ કાંઇક કમીપણા યુક્ત એક બીજો નાયક કલ્પી શકાય છે. તેને '**પીઠમર્દ**' એવી સંજ્ઞા આપેલી હોય છે. જેમ રમાયણમાં સુગ્રીવ પીઠમર્દછે.

એ શિવાય એક **પ્રતિનાયક** પણ બહુધા વર્ણાય છે. જેમ રામાયણમાં રાવણ, મહાભારતમાં દુર્યોધન, વગેરે; પ્રતિનાયક ધીરોદ્ધત વર્ગનો હોય છે પણ દુર્વ્યસની તથા પાપ કર્મ કરનારો હોય છે. પીઠમર્દ નાયકનો સહાય, અને પ્રતિનાયક નાયકનો શત્રુ, એમ સામાન્ય પણે જાણવું. પીઠમર્દ તથા પ્રતિનાયક ફકત શૃંગારમાંજ વર્ણાય છે એમ

નથી; બીજા રસોમાં પણ તે વ્યાપૃત થઈ શકે છે. જેમ રાવણ એ વીરરસ વર્ણનમાં રામના સામાવાળિયા તરિકે વરણ્યો છે, વગેરે જાણી લેવું.

પીઠમર્દ અને પ્રતિનાયકની યોજના જેમ શ્રૃંગારમાં થઈ શકે છે તેમ 'શ્રૃંગારના સહાય' એ નામનાં નાયકને લગતાં બીજાં પણ કેટલાંક પાત્ર તેમાં હોય છે. જેવાં કે,—વિટ, ચેટ, વિદૂષક, વગેરે. એ સર્વ સ્વામિ ભક્તિવાળા, નર્મ (હાસ્ય મશકરી) વાક્યમાં કુશળ, કોપ પામેલી સ્ત્રીનો કોપ મટાડવામાં કાબેલ, તથા શુદ્ધ આચરણવાળા હોય છે. એ સિવાય માળી, તંબોળી, ગાંધી, ધોબી. વગેરે પણ શ્રૃંગારના સહાય ગણાય છે. અનુક્રમે આપણે એમાંના મુખ્યનાં લક્ષણ બતાવીશું. પીઠમર્દ અને પ્રતિનાયક વિષે તો કહ્યું છે. હવે વિટ તે કોણ?

વિટ—સંભોગની સંપતિ રહિત, ધૂર્ત, કળાનો એક દેશ જાણનારો એટલે કામ શાસ્ત્રની કળાઓનેજ જાણનારો, સ્ત્રીઓને લુગડાં, ઘરેણાં વગેરેથી શણગારવામાં હોશીઆર, બોલી જાણનારો (બોલવામાં ચતુર) તથા મધુર વાણીવાળો, અને સ્ત્રીઓના મંડળમાં વાત કરવામાં પંકાતો, એવા લક્ષણવાળા પુરૂષને સંસ્કૃત કાવ્યગ્રંથમાં 'વિટ' નામ આપેલું છે. આવા માણસ વ્યવહારમાં પણ ઠામ ઠામ જોઇએ છીએ પણ તેમના આચરણ વિશ્વાસ પાત્ર હેતાં નથી. રસોત્પત્તિના સાહિત્ય તરિકે આવાં પાત્રજન કાવ્યકર્ત્તા કલ્પે અને તેમનાં આચરણ સારાં કલ્પે તો તેથી કાંઇ વિરૂદ્ધતા દેખાતી નથી. યાદ રાખવું કે વિટ, ચેટ, એ કાંઇ નટ, ભાટ, વગેરેની પેઠે કળાવંત લોકની જાત નથી. પણ જેમ

નાયક, પ્રતિનાયક, પીઠમર્દ, એ નામ ગમે તે માણસને લક્ષણ પરથી આપી શકાય છે તેમ એ પણ આપેલાં નામ છે. વિટનો વૈભવ પૂરે-પૂરો સમજાવવા માટે એક ઉદાહરણ આપીએ. જાણે એક રીસાયલી સ્ત્રીને તેનું માન મૂકાવવા યત્ન કરતો વિટ કહે છે કે,—

## पद.

तज मनथी अभिमान, घेली! तज मनथी अभिमान.
शरद् पुनमनो चंद्र खिल्यो छे, कर्णमधुर अगान;
शीतळ मंद सुगंध लईने, वे'छे मरुत भगवान. घेली० १
प्राणनाथ तुज पास न छोडे, औषध सहु वळवान;
मानरोग तुज केम रहेशे, कामवैद्य कळवान. घेली० २

આમાં વિટે બતાવી આપ્યું છે કે તારા મનની કામવાસના પ્રદિપ્ત થયેલી હું જાણું છું; કેમકે સાહિત્ય બધાં તેવાં છે. તેમ છતાં ઉપર ઉપરથી તું માન રાખીશ તો તે બહુવાર નભવાનું નથી. માટે હવે મારૂં માનવામાંજ તારી વડાઈ છે.

ચેટ—સ્ત્રી પુરૂષનો મેળાપ કરી આપનાર કે સંધિ કરી અપાવવામાં ચતુર પાત્ર જનને 'ચેટ' કહે છે. વિટની પેઠે ચેટ પણ લોકમાં જૂદા નામથી ઓળખાતા મળી આવે છે, પણ તેમનાં આચરણ નિંદ્ય હોય છે. રસ શાસ્ત્રમાં જેને 'ચેટ' સંજ્ઞા આપી છે, તે સારાં આચરણવાળા સંધાન ચતુરને આપી છે. મતલબ કે તેનાં કામ અનીતિને ઉત્તેજન આપનારાં ન હોય.

## महीदीपनी चाल.

गूढ वृक्ष वेलि कुंज, यमस्वसानी तीरे;
कृष्ण एक मित्र साथ, वात करे धीरे;
आवि चढी दैवयोग, राधिका रुपाळी.
जळ पिवानुं बा'नुं काढि, मित्र गयो चाली. १.

યમસ્વસા એટલે યમુના નદી. એકાંતમાં કૃષ્ણ રાધિકા મળ્યાં તેથી તેમની કામપ્રીતિ જાણનારો મિત્ર તેમને નિરાંતે વાતચિત કરવાનો અવકાશ આપવાના હેતુથી પાણી પીવાને બાહાને જતો રહ્યો એટલે, અર્થાત્ બન્નેનું સંધાન કરી આપ્યું એમજ થયું. આ ઉદાહરણમાંનો મિત્ર તે ચેટ છે.

विदुषक—પુષ્પ કે વસંત આદિ શબ્દના પર્યાય (સમાન અર્થ વાચક શબ્દો)ના નામવાળો—કાર્ય, શરીર, વેશ, વાણી, આદિકથી હસાવનારો—ધણી ધણીઆણી વચ્ચે લડાઇ કરાવવામાં ગમ્મત માનનારો—અને પોતાનું કામ જે મિષ્ટાન્ન અરોગવાનું તેમાં કુશળ, એવા લક્ષણવાળા એક પાત્રને વિદૂષક કહે છે. ગૂજરાતીમાં એનું નામ રંગલો પડયું છે. વિદૂકષથી વાંચનાર અજાણ્યા નહિ હશે, તથાપિ આપણા વર્ણનક્રમમાં તે આવ્યો ત્યારે તેની વાણીનો આપણે નમૂનો આપીએ છીએ. જેમ, પ્રતાપ નાટકમાં વર્ણેલો પ્રતાપનો વિદૂષક એક પ્રસંગે પ્રતાપરાણાને કહે છે,—

"बापजी! आपणने तो आपनी शिकारनी सामग्री भावती न-
थी. खारुं, खाटुं, तीखुं, तुरुं, मशालाफशाला, रोट-
ली, गोटली, खाईखाईने मारी तो चोटली उतरी गई.

प्रताप०—(मों ठेकाणे राखी) पेटने दुःखेज पाणीमां चणो
ओगळे एवो थयो छे नहिं वारु? भावतां भोजन जमी
भीम जेवो थयो तोय छिद्र शोधवां ए तारुं काम छे.
चाल, भोजन करवा आगळ था.

विदूषक.—पधारो महाराज; आ हुं आगळ थयो; मारे शी
वार! 'शेखा वहोरा शीरावशो? तो के' शाणकुं ब-
गलमांज छे! ते वाळी वात मारे छे."

અહીં વિદૂષકની વિલક્ષણ વાણી હાસ્ય ઉપજાવે છે તથા તેનું કર્મ જે ભોજન તેમાં તેની ખબરદારી બતાવે છે.

શૃંગારના સહાય જે વિટ આદિક, તેનું નિરૂપણ કર્યા પછી આપણને તે વિચાર કરતાં સૂઝી આવે છે કે અંતઃપુર કે સ્ત્રીનિવાસને લગતાં પાત્ર પણ શૃંગારના સહાયની સાથે બતાવવાં ઘટે છે. એને 'અંતઃપુરના સહાય' એ નામથી નાટકકાર ઓળખે છે, અને તેથી આપણે પણ તે નામ કબૂલ રાખ્યું છે. અંતઃપુરના સહાય કોણ કોણ હોઈ શકે? વામન એટલે ઠીંગણા પુરૂષ, ષંઢ—ખોજા, કિરાત—ભિલ્લ, મ્લેચ્છ—યવનાદિક, આભીર—ભરવાડની જાત, શકાર—રાજાની

રાખેલીનો ભાઇ, જે મદ તથા મૂર્ખતાથી અભિમાન વાળો હોય છે તથા નીચ કુળનો છતાં પણ કાંઇ અધિકાર પામેલો હોય છે, કુબ્જ–હીન આકૃતિવાળાં પાત્રજન, મૂગા–ઉચ્ચાર કરવાને અસમર્થ, ઇત્યાદિ અંતઃપુરના સહાય માનેલા છે. એ સર્વનો ઉપયોગ નાટકાદિમાં કાર્ય પ્રસંગે યોગ્યતા પ્રમાણે કરવામાં આવે છે. એટલે જેમ, ખોજા અંતઃપુરના રક્ષક તરિકે રાખેલા હોય છે, કિરાત, મ્લેચ્છાદિક નીચી સેવા–કામ કરવા રાખેલા હોય છે; ભરવાડ સંદેશા કે પત્ર લેઇ જવાને રાખેલા હોય છે, ઇત્યાદિ. રસના નિરૂપણમાં એ સર્વનો વેગળો સંબંધ છે તથા અંતઃપુરનાં અધમ કાર્યવિના તેમનો બીજો ઉપયોગ પણ ભાગ્યેજ થઇ શકે છે. માટે જ્યાં જ્યાં તેવાં પાત્ર જોવામાં આવે ત્યાં ત્યાં તેમનાં કાર્ય પરથી તેમનાં લક્ષણ ઓળખી લેવાને કઠણ પડે એમ નથી. આ જગોએ એનો અતિ વિસ્તાર વાંચનારને થોડોજ ફળદાતા છે, તેથી તેમનાં નામ માત્ર આપી વિરામીએ છીએ.

નાયકના સહાયની ગણના કરવામાં હવે બે એક સહાય બાકી છે. એટલે દંડ સહાય અને ધર્મ સહાય.

**दंडसहाय**—દુષ્ટનો નિગ્રહ કરવો તેને દંડ કહે છે. તેમાં મિત્ર, રાજકુમાર, જંગલના અધિકારીઓ (પારધીઓ, સામન્ત, સિપાઇ આદિક) હોય છે.

**धर्मसहाय**—ઋત્વિક્, પુરોહિત, વેદ જાણનારા, તાપસ, વગેરે ધર્મસહાય કહેવાય છે.

નાયકના સહાયમાં પીઠમર્દ વગેરે પાત્રોને ઉત્તમ માનેલાં છે; વિટ, વિદૂષક, વગેરેને મધ્યમ મનેલાં છે; અને ચેટ તથા અંતઃપુરના સહાય શકાર આદિકને અધમ માનેલાં છે. નાયક તથા તેના સહાયનું નિરૂપણ કરવામાં તમે જોયું કે અંતઃપુરના સહાય તથા દંડસહાય વગેરે તો સામાન્ય મનુષ્ય કરતાં રાજા આદિક કોઇ નાયક હોય ત્યારેજ ઉપયોગી થાય તેમ છે. પણ તેવે પ્રસંગે તેવાં પાત્ર ઉપયોગમાં આવે છે માટે આપણે આલંબન વિભાવના અંગરૂપે તેમને આ પુસ્તકમાં દાખલ કર્યા છે. સ્થાયિભાવનું નિરૂપણ કર્યા પછી આલંબન વિભાવનો એક ભાગ જે નાયક તેનાજ નિરૂપણમાં આપણે બહુ વિસ્તાર કર્યો તેથી તમને કંટાળો આવતો હોય તો હવે લગાર ધીરજ રાખજો. કેમકે એક વિષયનું અંગોએ સહિત યથાર્થ જ્ઞાન જેવું ઉપયોગી છે તેવું ઘણા વિષયનું અધુરૂં અધુરૂં અયથાર્થ જ્ઞાન ઉપયોગી નથી એવું પંડિતોનું કહેવું છે. અને તેટલા માટેજ તમારા કાળક્ષેપ તરફ કે મારા શ્રમ તરફ નજર ન રાખતાં બન્યું ત્યાં સુધી યથાર્થ અને સંપૂર્ણ લખવા ઉપર મેં ધ્યાન આપ્યું છે. આપણે હવે નાયક વિષે જે જે મુખ્ય વાતો કહેવી હતી તે બહુધા કહી રહ્યા છીએ. નાયકના પ્રથમ ધીરોદાત્ત વગેરે ચાર ભેદ પાડયા અને પછી તે નાયકનું તમે શ્રૃંગાર સંબંધીજ નિરૂપણ માગ્યું ત્યારે તે દરેકના પાછા દક્ષિણ, ધૃષ્ટ, વગેરે ચાર ભેદ પાડયા. એમ સોળ પ્રકારના નાયકમાં ઉત્તમ, મધ્યમ, અધમ, હોય છે એ વાત તમે જાણી ત્યારે તમે અડતાળીસ ભેદ ગણ્યા. હવે મુખ્ય પાત્ર નાયકને જાણ્યા પછી તમારી મરજી ઉપનાયક અથવા જે

જે પ્રતિનાયક કહ્યો છે તે તથા નાયકના સહાય પીઠમર્દને જાણુવાની થઈ. તે જાણ્યું ત્યારે શ્રૃંગારનાજ વિશેષ સહાય તમે સંભાર્યા. એ પ્રમાણે આપણે અહીં સુધી સહેજ આવી પોહોચ્યા. હવે તમારે જાણુવાનું એટલુંજ બાકી છે કે શ્રૃંગાર આદિકમાં નાયક કે નાયિકા તરફથી દૂત કે દૂતી મોકલવામાં આવે છે તેનાં કેવાં કેવાં લક્ષણુ હોય છે? એ વાત હું ટૂંકામાં સ્પષ્ટ કરૂંછું. દૂત અને દૂતીનાં લક્ષણુમાં કાંઈ ફેર નથી. માટે ફક્ત દૂતનાં લક્ષણુ જાણુશો તો બસ છે,

**दूत**—કાંઈ કાર્ય માટે જેને મોકલવામાં આવે છે તેને દૂત કહે છે. દૂત ત્રણુ પ્રકારના હોય છે. **નિસ્રષ્ટાર્થ, મિતાર્થ, અને સંદેશહારક.**

**निसृष्टार्थदूत**—મોકલનાર તથા જેની પાસે મોકલ્યો છે, તે બન્નેનો ભાવ સમજી તેપર તર્ક કરીને પોતાની મેળે ઉત્તર આપે તથા કામ ઉત્તમ રીતે સિદ્ધ કરે તે નિસ્રષ્ટાર્થ દૂત જાણુવવો. જેમ, નળાખ્યાનમાં વર્ણેલો હંસ દમયંતીને કહે છે કે,—

**राग मारु.**

नळ दीठो नहि ते न रोझ,
सांभळ्यो नाहिं ते व्रख डोझ;
जोयो नहि तेनां लोचन केवां,
मोर पींछ चांदलिया जेवां.
एटलामां मन विहवळ कीधुं,

चित्त महिलानुं आकरशी लीधुं

(પ્રેમાનંદ.)

મોકલનાર નળનો દમયંતીને વરવારૂપ ભાવ સિદ્ધ કરવા માટે દમયંતીના માનમાં નળની પ્રીતિ હંસે ઉપજાવી અને દમયંતીની વરવારૂપ ઇચ્છા સિદ્ધ કરવાને ઘટિત યુક્તિ રચી, માટે આ જગોએ વર્ણવેલો હંસ એ નિસૃષ્ટાર્થ દૂત છે.

૨. मितार्थभाषी दूत—થોડું બોલીને કામ કરી આવે તે મિતાર્થ ભાષી દૂત જાણવો. જેમ, એક સ્ત્રી તરફ કોઇએ મોકલેલો દૂત કહે છે કે—

उपजाति,

मळीश तो मंगळ तारुं थाशे;<br>
खळीश तो आ तक तारि जाशे;<br>
बे बोलमां ले समजी तुं शाणी,<br>
पाळी कशी ज्यां वहि चाल्युं पाणी. ९.

આ ઉદાહરણમાં, પુરૂષે ઘણાક બોલમાં પોતાની આતુરતા જણાવી છતાં દૂત માત્ર આટલુંજ બોલ્યો તે મિતાર્થ છે. પરંતુ એમાં જે મર્મ રહ્યો છે તે, તે વાત જાણનારી નાયિકાના મનને ભેદનારો હોવાથી કાર્ય સિદ્ધિ જરૂર છે.

संदेश हारक—કહેલું હોય તેટલુંજ કહે તેને સંદેશહારક જાણવો.

જેમ, નળની શોધ કરવામાટે દમયંતીએ સુદેવને મોકલ્યો હતો તે ટેહેલ નાખતાં ઋતુપર્ણ રાજાને ત્યાં, જ્યાં નળ હતો ત્યાં આવીને બોલ્યો કે—

## राग आसावरी.

अलभ्य वस्तुनी प्राप्ति थई, परित्याज तेनो कीधोरे;
धर्मधोरंधर धिक्क तुजने, फरि तपास न लीधोरे.
रंके रत्ननुं जत्न न थाये, जात नीवडी नेटरे;
विलपेछे वस्तु वोहोरातिया विना, कां भरे परघेर पेटरे.
कुल लजाव्युं करमी माणसे, कीरति कीधी जांखीरे;
ज्ञानी पुरुष विचारी जो जो, टेहेल सुदेवे नाखीरे.

એ ટેહેલમાં દમયંતીએ કહેલા સંદેશા કરતાં કાંઇ વત્તું ઓછું નથી. પણ તેનો જવાબ બાહુક રૂપે ગુઢ રહેલા નળે આપ્યો માટે કાર્ય સિદ્ધિ અચૂક છે. દૂતના દૂતત્વમાં કાર્ય સિદ્ધિ હોય તેજ દૂત કહેવાય એમ. કાંઇ મેળ નથી, પણ બહુધા કાર્ય સિદ્ધિ કે ક્વચિત્ વિપરીત પરિણામ પણ કાવ્ય ગ્રંથોમાં વર્ણેલું હોય છે. જો તેમાંનું કાંઈ ન હોય અને અફળ દૂતત્વજ હોય તો તે પાત્ર શોભતું નથી. મહાભારતમાં કૃષ્ણનું દૂતત્વ નિષ્ફળ થયું એમ કહેશો તો તેમ નથી; કેમકે તેમના દૂતત્વનું પરિણામ યુદ્ધ છે.

# नायकना सात्विक गुणो.

નાયકનું વર્ણન શૃંગારી રૂપે કરવું હોય ત્યારે ખાસ શૃંગારનેજ ઘટે એવા કેટલાક ગુણો પણ તેનામાં વર્ણવવા જોઈએ. અને તેથી કવિઓએ એમ માનેલું છે કે શૃંગારના નાયકમાં અમુક સાત્વિક એટલે શૃંગાર સંબંધી ગુણો હોય છે. શૃંગારમાં નાયકના આપણે ચાર મુખ્ય વિશેષ ભેદ પાડ્યા છે, તેમાંના હરેકમાં એ ગુણો સામાન્યપણે હોય એમ ધારીનેજ તેનું વર્ણન કરાય છે. સાત્વિક એટલે સત્વ અથવા સત્તા (સત્‌પણું) સંબંધી. સત્ એ આનંદરૂપ ઇશ્વરનું સ્વરૂપ છે અને તેથી જ્યાં સત્તા હોય ત્યાં આનંદ હોય અને આનંદ હોય ત્યાં સત્તા હોય એ ન્યાયથી રતિમાં આનંદ છે માટે ત્યાં સત્તા છે. એ ઉપરથી શૃંગારના ગુણોને સાત્વિક ગુણ, શૃંગાર સંબંધી ભાવને સાત્વિક ભાવ, અને શૃંગારની ચેષ્ટાને સાત્વિક ચેષ્ટા કહે છે. આ અર્થ જાણ્યા વિના એક મિત્રે પૂછ્યું કે નાયકના સાત્વિક ગુણો રસશાસ્ત્રમાં વર્ણ્યા છે ત્યારે રાજસ અને તામસ ગુણો કેમ વર્ણ્યા નથી? એ શંકાનું પણ નિરસન ઉપરના ખુલાસાથી થઇ જાય છે. મતલબ કે સત્વગુણ, રજોગુણ અને તમો ગુણનો અહીં સંબંધ નથી. કદાચિત્ સંબંધ ઘટાવીએ તો ઘટી પણ શકે; કેમકે સત્વ કેવળ સુખનું સ્વરૂપ છે, રજોગુણ પ્રીતિ અને લોભનું સ્વરૂપ છે, તથા તમોગુણ પ્રમાદ અને મોહનું સ્વરૂપ છે. એ ત્રણે અવસ્થાઓનો શૃંગારનાં નાયકનાયિકાને પ્રસંગાનુસાર અનુ-

ભવ થાય છે.

નાયકના સાત્વિક ગુણો નીચે પ્રમાણે આઠ છે;—

गीति.

शोभा, विलास, माधुरि, गांभिर्गता, धैर्य, तेज, सुंदरता;
नायकना सात्त्विक गुण, उदारता सहित आठ उच्चरतां. १

એ પ્રત્યેક ગુણનું વર્ણન આપણે ક્રમે કરીને કરીએ છીએ.

१ शोभा—શૂરતા, દક્ષતા, સત્ય, મોટો ઉત્સાહ, અનુરાગપણું, નીચા પર દયા, મોટા તરફ સ્પર્ધા, એ ગુણોને **શોભા** એવું કહે છે. 'શોભા' એ એક શબ્દમાં ઉપરના સાત ગુણોનો સમાવેશ કરેલો છે. એમાંનો એકાદ ગુણ વર્ણ્યો હોય ત્યારે જાણવું કે નાયકની **શોભા** વર્ણી છે. ઉદાહરણ,—

मनहर छंद.

पाळवा पितानुं वेण राम वनवास गया,
सीतामाटे सोनाना कुरंगने संहार्यो छे;
सीता ज्यां हराई, धाई सुग्रीवशु कीधी प्रीत,
सेतु बांधी रावणना वंशने विदार्यो छे;
शल्लानी अहल्या करी, दुःखथी छोडाव्या देव,
जमदग्नि पुत्र पण जेनाथकी हार्यो छे;
रामना गुणानुवाद गातां शे न जन तरे ?

पथ्थर अनेकनो समूह जेणे तार्यो छे. १

આ ઉદાહરણમાં રામની સંપૂર્ણ શોભા વર્ણવી છે. પિતાનું વચન પાળવાથી **સત્ય**, સીતા માટે મૃગ મારવાથી **અનુરાગ** (પ્રીતિ), સુગ્રીવસાથે મિત્ર પણું કરવાથી **દક્ષતા**, સેતુ બાંધવાથી મોટો **ઉત્સાહ**, રાવણને મારવાથી **શૂરતા**, અહલ્યા તથા દેવનું હિત કરવાથી **નીચા પર દયા**, અને જમદગ્નિના પુત્ર પરશુરામને હરાવવાથી **મોટા તરફ સ્પર્ધા**, એ ગુણો પ્રકટ કર્યા છે. અને એ સર્વ રામના '**શોભા**' ગુણને પ્રકટ કરે છે. પૂર્વે કહ્યું છે કે એકાદ ગુણ વર્ણ્યાથી પણ શોભા વર્ણાય છે, માટે અનુરાગિતા ગુણ વર્ણીને નીચેના ઉદાહરણમાં શોભા વર્ણી બતાવી છે. એમાં બધા પ્રધાનો એમ માને છે કે રાજાની પ્રીતિ બીજા કરતાં મારાપર વિશેષ છે. પણ રાજા તો સર્વના પર સમાન પ્રીતિ રાખે છે. એમ કહીને નાયક જે રાજા તેની **અનુરાગ** શોભા પ્રકટ કરી છે. જેમ,--

## दुमिला छंद.

मन मान गणे नृपती मुज, अंतर
आदर भाव अधीक करे,
मनमां न गणे नृपती मुज अंतर,
अंतरभाव सदा उचरे;
सुजनोनी सभा वचमां नृपथी

सिरपाव धरी हुं विराजी रहुं,
गणि भात्र अखंडित हुं अरिने सिर–
पाव धरी मन राजी रहुं. १

## दोहरो.

नृपने पेखे एम सहु मंत्री प्रेम समेत;
नद हजार पण उदधिने न्यूनाधिक नथि हेत. २

એક પ્રધાન કહે છે કે, રાજા પોતાના મનમાં મારે વિષે માન ગણે છે અને પોતાના અંતરમાં ઘણો આદર ભાવ કરે છે. બીજો પ્રધાન કહે છે કે, રાજા પોતાના મનમાં મારો અંતર (પડદો) ગણતા નથી અને તેથી તે મને પોતાનું અંતર્ગત (રહસ્ય) સદૈવ કહે છે. ત્રીજો કહે છે રાજા મને સજ્જનોની સભાની વચમાં સિરપાવ આપે છે તે લેઈને હું શોભું છું અર્થાત્ રાજા મારાપર એટલાબધા પ્રસન્ન છે કે બીજાને ન આપતાં મનેજ સિરપાવ આપે છે. ચોથો કહે છે કે, રાજાનો મારા ઉપરનો ભાવ (પ્રીતિ) કોઇ દિવસ ઘટે એમ નથી એમ જાણીને હું દુશ્મનોને માથે પગ મૂકીને મનમાં રાજી રહું છું. અર્થાત્ રાજાનું મારા પર એટલું હેત છે કે તેથી હું બીજા કોઇની દરકાર ન કરતાં સ્વચ્છંદ આચરણ કરૂં છું. એવી રીતે સઘળા મંત્રીઓ એમ જાણે છે કે રાજાનું મારા પર બીજા કરતાં વિશેષ હેત છે; પણ કવિ કહે છે કે નદીઓ હજારો છતાં સમુદ્રને કોઇના ઉપર ન્યૂનાધિક હેત નથી હોતું—સમાનજ હેત હોય છે. તેમ અહીં પણ રાજાનો પ્રેમ સ-

હુ ઉપર સરખો છે.

વાંચનારને શંકા થશે કે શોભા વગેરે ગુણો તો શૃંગાર સંબંધી છે અને તેનાં ઉદાહરણોમાં તો કાંઇ શૃંગાર દેખાતો નથી, તેનું કેમ? પણ સમજવાનું એ છે કે એ ઉદાહરણો કાંઇ શૃંગાર સમજાવવાનાં નથી; માત્ર શોભા, વિલાસ, વગેરે ગુણો કેવા હોય છે અથવા તો કેવા વર્ણનથી તે ઓળખવા એ માત્ર બતાવવાને આ ઉદાહરણો છે. એજ વર્ણન તમે શૃંગારમાં યોજો તો શૃંગાર તેથી દીપશે. હવેનાં ઉદાહરણોમાં પણ એ યાદ રાખવું કે અમુક વ્યક્તિ સ્પષ્ટ કરવાનેજ તે ઉદાહરણ આપેલાં છે.

૨ विलास—દૃષ્ટિ ધીર, ગતિ વિલક્ષણ, અને હાસ્ય યુક્ત વચનથી **વિલાસ** ગુણ ઓળખવો. જેમ, રામના પુત્ર લવ તથા કુશનું વર્ણન કરતાં કવિ કહે છે,—

### उधोर चंद.

आ त्रण लोकनुं बळ जेह, तृण लेखे नजरथी तेह;
उद्धत ने गती वळि धीर, जाणे मूर्ति मानज वीर. १
छे वय नानुं ने सुकुमार, राखे मेरु सम पण भार;
जाणे गर्व मूर्तिमान, शोभे रामसुत वपुवान. २

'ત્રણ લોકના બળને નજરથી લેખવતા નથી' એ તે બાળકોની ધીર દૃષ્ટિ વર્ણવી છે; 'ઉદ્ધત અને ધીર ગતિ' કહીને ગતિની વિચિત્ર-

તા વર્ણવી છે. એ રીતે રામસુત (નાયક) નો દૃષ્ટિ તથા ગતિનો વિલાસ આ ઉદાહરણથી વર્ણી બતાવ્યો છે. એવો વિલાસ શૃંગારના નાયકમાં હોય ત્યારે તે સાત્વિક ગુણ કહેવાય.

૩ **माधुर्य**—મનને ક્ષોભ પમાડે એવો બનાવ બનવાથી પણ ક્ષોભ ન થાય તે ગુણને **માધુર્ય** નામ આપેલું છે.

ઉદા૦—વિલ્હણ નામે કવિએ એક રાજકન્યા સાથે છાની પ્રીતિ બાંધી હતી. તે વાત પ્રસિદ્ધ થતાં તેને મારી નાંખવાનો હુકમ થયો. આ હુકમ સાંભળ્યા પછી તેને માટે તેની પ્યારી જ્યાં શોક કરતી હતી ત્યાં જઈને તે કહેવા લાગ્યો કે,—

**हरिगीत.**

सुण राजपुत्री! शोक मनमां धरिश नहि तलभार तुं;
मुजमाट हत्या थाय छे एम वदिश नहि आ वार तुं;
रावणे निज दश शीश तजियां जनकजाने कारणे
तो एक शिश तुजमाट जातां शोक शो मनमां मने?
ले! आव, बे घाडि बेशिये करिये विनोदनि वारता,
(केमके) प्रेमी तणो संजोग ए संसारमां [१]सत्सारता.

આ જગોએ વિલ્હણને મરણની વાતથી ક્ષોભ ઉપજવો જોઇએ છતાં ન ઉપજ્યો એ તેનો **માધુર્ય** ગુણ છે.

---

૧ ઉત્તમ સારત્વ.

**૪ ગાંભીર્ય**—ભય, શોક, હર્ષ, આદિકથી પણ મનની નિર્વિકારતા એટલે એક સરખાપણું, તેને ગાંભીર્ય ગુણ કહે છે. જેમ,—

**गीति.**

.राज्याभिषेकमाटे बोलाव्यारास, मोकल्या वनमां;—
तेथी हर्ष न जेने, खेद जरा त्यम नथी थतो मनमां. १

આ ઉદાહરણમાં રાજ્યાભિષેકથી કે વનમાં જવાથી શોક ન થતાં રામના મનનું એક સરખાપણું જણાયું, તે ગુણને **ગાંભીર્ય** જાણવો.

**૬ ધૈર્ય**—ભારે વિઘ્ન આવ્યા છતાં પણ નિશ્ચયથી ફરવું નહિ, તેને **ધૈર્ય** હોય છે.

ઉદા૦—જેમ અર્જુન શિવનું તપ કરવા ગયો હતો. ત્યાં ઈંદ્રની મોકલી અપ્સરાઓ તેમાં વિઘ્ન કરવા આવી. તે વખતનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

**राग मारु.**

भले गीत अप्सरा गाती, भले वेणु विविध विधे वाती;
भले नृत्य करे लय साथे; भले हाव जणावे हाथे;
पण अर्जुन मन केम चळशे? केम ध्यान शंकरनुं टळशे?
जेने वश छे इंद्रियो सर्व, रहे केम त्यां कामनो गर्व!

અહીં અપ્સરા રૂપ વિઘ્નથી નાયક (અર્જુન)નું ન ચળવારૂપ ધૈર્ય વર્ણ્યું છે.. એ **ધૈર્ય** નામે શ્રૃંગારના નાયકનો સાત્વિક ગુણ છે.

૬. તેજ—બીજાએ તિરસ્કાર કર્યો, મેહેણું માર્યું કે અપમાન કર્યું તો પ્રાણ જાય પણ તે સહન ન કરવાના ગુણને **તેજ** કહે છે.

ઉદા૦—જેમ, યુદ્ધ પ્રસંગે કર્ણના મેહણાં સાંભળવાથી અર્જુનનો ગુસ્સો પ્રકટ થયો તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે—

**काव्य छंद.**

अडे सूर्यनुं किरण, सूर्यमणि अग्नि झरशे;
छंछेडे निज शत्रु वीर क्यम धीरज धरशे?
अधम तोय नव सहे मे'णुं सरखे सरखानुं,
(तो) सव्यसाचि अर्जुन वचन वेठे पछि शानुं? १

અહીં કર્ણનું મેહેણું ન સહન કરવારૂપ અર્જુનનો જે ગુણ વર્ણ્યો છે તે **તેજ** છે.

૭. લલિત—વાણિમાં મધુરતા, વેષમાં સુંદરતા, અને શૃંગારની ચેષ્ટા, એવા ગુણોને **લલિત** નામે સાત્વિક ગુણ કહે છે. ઉદા૦—

**महीदीप.**

वांकि पे'रि पाघडी, सुगंध घालि शिरमां,
वस्त्र उपर अतर छांटि, फूल ग्रही करमां;
केशने समारि, करी तिलक बिंदु भाळे,
चाल चाली गजपतीनि, व्रजसती निहाळे. १

वचनना विनोदमां कटाक्षकेलि करतो,

नंदनो कुमार सखी! फंदि फेली फरतो;

हास्य करे मंदमंद, देख मुखविधूने,

(ए)कामदेव मूर्तिमान, कुशळ कुळवधुने!! २

વાંકી પાઘડી ઇ૦થી વેષમાં સુંદરતા, કટાક્ષાદિથી શૃંગારની ચેષ્ટા, અને 'વચનના વિનોદ'થી મધુરતા, એ ગુણોએ કરી **લલિત** ગુણ વર્ણ્યો છે.

૮. **औदार्य**—મીઠા વચન સહિત દાન (આપવું) તથા શત્રુ મિત્રમાં સમાનતા, એ ગુણને **ઔદાર્ય** કહે છે.

ઉદા૦—જેમ, બલિ રાજાને ત્યાં વિષ્ણુ માગવા આવ્યા ત્યારે બલિરાજા કહે છે કે–

**दुमिला.**

मनथी मघवाहित चाहि हरी

हरि राज्य समृद्धि भूमी भरतां,—

हित मा'रुं कर्युं जलदी जलदे–

श्वररूप! रसातलमां धरतां;

नरदेहनुं सार्थक धर्म, सुधर्म–

वडे पण साधन श्रीहरिनुं;

हरि ते छलरूप धरा मळतां,–

नांथे कारण संपाति सुंदरिनुं. १

અથવા—નળનું દાન વર્ણવતાં કવિ કહે છે કે,—

## राग रामग्री.

एक कहे अक्षर मण्यो पण भुली गयो छे 'न'कार;

બીજો—मण्यो भूले एवो नथीं पण, मण्यो नथी उच्चार.

मागण जननी सभामां एम नन्नो चडियो हिंडोले,

नळराजानुं दान ते एक नळराजानी तोले. १

પેહેલા ઉદાહરણમાં, વિષ્ણુ અસુર શત્રુ છે અને બલિરાજા પોત અસુર હોવાથી તે પોતાના પણ શત્રુ છે, એમ જાણતાં છતાં તેણે વૈરભાવ આણ્યો નથી માટે શત્રુ મિત્રમાં સમતાનો ગુણ જણાવ્યો છે; છેલ્લી બે કડીઓમાં મધુર વચન અને ઉદારતા બતાવી છે. બીજા ઉદાહરણમાં અપ્રિય વચન જે 'ના' કહેવી તે નળમાં નથી એમ નિષેધ રૂપે કરીને મધુર વચન સાથે દાન વર્ણવ્યું છે. એ ગુણોથી બલિ તથા નળ નાયકોના ઔદાર્ય ગુણ વર્ણાયા છે.

## नायकनी प्रकृतिओ.

નાયક સંબંધી નિરૂપણ પૂરૂ કરતા પેહેલાં હવે એક વાત એટલી કહેવાની છે કે, કેટલાક નાયકનાં કર્મ અતિ માનુષજ હોય છે. માનુષી ગુણો કરતાં વિશેષ પરાક્રમ તે જણાવી શકે છે, કેટલાક માનુષી શ-

ક્તિ કરતાં વિશેષ કરી શકતા નથી. કેટલાકમાં માનુષ તથા અતિમાનુષ બન્ને સામર્થ્ય હોય છે. જેમ શિવ, ઈંદ્ર, એ નાયક રૂપે વર્ણ્યા હોય ત્યાં વરદાન આપવાનું સામર્થ્ય, અંતર્ધાન થવાનું સામર્થ્ય, વગેરે અતિમાનુષ છે, છતાં વર્ણાય છે, પણ અદ્‌ભુત ઉપજતો નથી. રામ, કૃષ્ણ, આદિક મનુષ્ય દેહધારી દેવમાં બન્ને ગુણ રહેલા છે. વખતે તે દેવની પેઠે શિલાની અહલ્યા કરે, દાવાનલને પી જાય, અને વખતે લોકાપવાદથી બીહે તથા જરાસંધથી હારે. નળ, દુષ્યંત, વગેરે મનુષ્ય છે, તેમની શક્તિ દેવ જેવી ચમત્કારવાળી ન હોય. અને જો વર્ણાય તો તે અદ્‌ભુત જેવું ભાસેજ. આ ઉપરથી નાયકની ત્રણ પ્રકારની પ્રકૃતિઓ નક્કી કરી છે. એક દિવ્ય, બીજી અદિવ્ય, અને ત્રીજી દિવ્યાદિવ્ય.

૧ **दिव्य** દેવાદિક જ્યાં નાયકરૂપે વર્ણ્યા હોય ત્યાં દિવ્ય પ્રકૃતિ જાણવી. અતિમાનુષ કર્મ કરવાનું તેમાં સામર્થ્ય હોય છે. જેમ,—

**इंद्र विजय.**

नेत्र उघाडि शिवे निरख्युं तव
फागण मास वसंत खिल्यो छे;
कोयल आम्रवने टहुके वळि
मारुत मंद सुगंधि वह्यो छे;
पास दिठी उमया पण एकालि,

काम तणो पण बाण सह्यो छे;
[1]योगि [2]वियोगि छतां शिवने मन
सात्विक कोक विकार थयो छे. १

कामतणुं नखरुं कर्युं कांइक,
ज्ञान थतां पण जोयुं विचारी;
काम दिठो कर बाण रह्यो धरि,
क्रोध थयो शिवने मन भारी;
शांति करो शिव! शांति करो शिव!
अंत्रिक्ष देव रह्या छे उचारी;
(एटलामां) उघड्युं लोचन त्रीजुं, वह्यो अगनी,
मनसीजनि देह प्रजाळी, २

આ ઉદાહરણમાં ક્રોધથી અગ્નિ પ્રકટવો અને તત્કાળ કામને બાળી નાખવા રૂપ કર્મ તે દિવ્ય–પ્રકૃતિથીજ થઇ શકે, માટે શંકર એ પ્રકૃતિના નાયક છે.

२ अदिव्य—અતિમાનુષ કર્મ જેનાથી થઈ શકે નહિ તે અદિવ્ય પ્રકૃતિના નાયક જાણવા. જેમ,—

राग मारु.

जोयुं काम धाम धातकार, दीठो मेडिये काम कुमार;

१ યોગ—સમાધિવાળા. २ દક્ષ પુત્રીના વિયોગી, અથવા ત્યાગી.

अनिरुद्ध सुतो छे हिंडोळे, त्यां दासियो वायू ढोळे. १
शोभे दीपक चारे पास, बे चरण तळासे दास;
त्यां बावना चंदन बेहेके, बहु हिंडोळे फूमतां लेहेके;
काम कूंवर कामज जेवो, चित्रलेहाने चोरी लेवो. २
लेवा कूंवरनुं कारण, समर्युं निद्रानुं धारण;
× × × × + × × × ×
चित्रलेहा घरमां गई; पण कूंवर जाग्यो नहीं.
त्यां विचार मनमां कीधो, कडां काढी हिंडोळो लीधो.

( પ્રેમાનંદ. )

આ ઉદાહરણમાં અનિરૂદ્ધ અદિવ્ય નાયક છે. કેમકે ઉંઘ દેવોને નથી હોતી, પણ અનિરૂદ્ધમાં તે જણાઈ માટે માનવી સ્થિતિ એની વર્ણી છે. અતિમાનુષ ચારિત્ર એમાં નથી, તેમ દેવકર્મ પણ નથી.

૩ दिव्यादिव्य—જે નાયકમાં દિવ્ય તથા અદિવ્ય બન્ને પ્રકૃતિઓ માલમ પડે તેને દિવ્યાદિવ્ય પ્રકૃતિ કહે છે. જેમ,—

## राग मारु.

शुक कहे सुण परिक्षत राय, कहुं कृष्णकथा महिमाय;
गोकूळ विषे गौ चारी, मासी पूतना हरिये संहारी;
नवनीतने चोरी खाधुं, हित गोपांगनाओनुं साध्युं;

नाठा बंधनथी जाय नागा, यमलार्जुन वृक्षने भाग्या;

कृष्ण चरित्र जाण अनूप, हरी माया–मानुष रूप.

આ ઉદાહરણોમાં ગાય ચારવી, માખણ ચોરી ખાવું, બંધનથી નાસવું, એ કર્મ માનુષી છે, માટે અદિવ્ય પ્રકૃતિનાં છે; અને નાગાને મારવી, ગોપાંગનાઓને તારવી, યમલાર્જુન વૃક્ષ ભાગવા, એ અતિમાનુષ કર્મ છે માટે દિવ્ય પ્રકૃતિનાં છે. એમ દિવ્ય તથા અદિવ્ય પ્રકૃતિઓ બન્ને કૃષ્ણરૂપ એક નાયકમાં જણાય છે, માટે કૃષ્ણ એ દિવ્યા દિવ્ય પ્રકૃતિના નાયક છે, એમ સમજાય છે.

પ્રકૃતિના ભેદે કરીને નાયકના જે આ ત્રણ ભેદ કહ્યા, તેમાં પણ ઉત્તમ દિવ્ય, મધ્યમ દિવ્ય, અધમ દિવ્ય, ઉત્તમ અદિવ્ય, વગેરે ભેદ ખરા; માટે એમ ગણતાં નવધા પ્રકૃતિ થાય છે. વળી એ પ્રત્યેક નાયક ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરપ્રશાંત, અને ધીરલલિત હોઇ શકે છે માટે બધા મળીને (૯+૪=૩૬) છત્રીંશ પ્રકારના નાયક પ્રકૃતિ ભેદથી થાય છે. આ ભેદ ફક્ત શ્રૃંગારમાંજ પડી શકે એમ કોઇએ જાણવું નહિ, પણ ગમે તે રસમાં એમાંનો હરકોઈ નાયક વર્ણી શકાય. તથાપિ એ સંબંધી થોડુંક જાણવાનું છે; દિવ્ય તથા દિવ્યાદિવ્ય પ્રકૃતિના નાયકમાં વીર, રૌદ્ર, શ્રૃંગાર અને શાંત, એ રસ પ્રધાન હોય છે. મતલબ કે બીજા રસ નજવર્ણાય એમ તો નથી, પણ એવા નાયકને અવલંબીને એ રસ સારા શોભે છે. જે નાયકની જે પ્રકૃતિ છે, તેને છોડીને વિપરીત વર્ણન કરવું એ રસ દોષમાંનો એક દોષ છે અને તે

રસોત્પત્તિને બગાડે છે, માટે પ્રકૃતિ જાણવી બહુ જરૂરની વાત છે.

નાયકભેદ આપણે વિસ્તારથી નથી કહ્યો, પરંતુ બહુધા કોઇ ભાગ છોડી* દીધો નથી, તેમ તેનું વર્ણન પણ બનતા સુધી કિલષ્ટ કરી નાખ્યું નથી. હવે આપણે એક વખત પાછા ફરી નજર ફેરવી જઈએ. પ્રથમ નાયકના ચાર ભેદ દૃષ્ટિએ પડે છે, ધીરોદાત્ત વગેરે તેનાં નામ છે, તે નાયકની ત્રણ પ્રકારની પ્રકૃતિઓ તો તમે હમણાજ વાંચી ગયા છો. નાયક જ્યારે બહુ કાર્યમાં વ્યાપૃત હોય એટલે વિષય એટલો બધો વિસ્તાર્યો હોય કે નાયક સર્વત્ર ઉપયોગમાં ન લેઇ શકાય ત્યારે એકાદ ઉપનાયક યોજવો પડે છે. એને પીઠમર્દ કહે છે. નાયકથી વિરૂદ્ધ પડતો જે મુખ્ય નાયક તેને પ્રતિનાયક કહે છે. આ સર્વ તમે જોઇ ગયા. હવે એમને સહાય કરનારાં પાત્રજન જોઇજો. તે પાત્રની કાંઇ સંખ્યા નથી કે આવા ગ્રંથમાં તેની ગણતરી કરાય, પણ જો નાયક રાજા હોય ત્યારે દંડસહાય, ધર્મસહાય, વગેરે પાત્ર હોય છે તેનો પણ આપણે ઇસારો કરવા ચૂક્યા નથી. નાયક વિષે સામાન્યપણે તો એટલું બસ છે. બાકી જે રહ્યું તે એકલા શૃંગારના નાયક વિષે છે. શૃંગારના નાયકના પણ દક્ષિણ, અનુકૂળ, વગેરે ચાર ભેદ તમે જોયા. આપણે એ એવા ભેદ પાડ્યા છે કે તેમાં સહુનો સમાવેશ થઇ જાય છે એ વીસરવું નહિ જોઇએ. વારૂ, શૃંગારી નાયકના શૃંગારરસ જમાવવાના સહાય કરનારા જોઈએ તો વિટ, ચેટ, વગેરે આપણે વર્ણવ્યા. અંતઃપુરમાં સહાય કરનારા ખોજા, ભરવાડ, વગેરેને પણ આપણે છોડ્યા નથી. નાયક નાયિકાને, કે સામાન્યપણે બોલીએ તો ગમે તે જગોએ વ્યવ-

હાર ચલાવવાને સંદેશા કહેવા સાંભળવાને દૂત જોઇએ તો તે પણ ત્રણજ પ્રકારના હોઈ શકે એમ આપણે પૂર્વે કહ્યું છે. હવે શું રહ્યું? નાયકના સાત્વિક ગુણ. સાત્વિક ગુણ તે શું? તે કયા કયા છે?•તેનાં શાં લક્ષણ છે? એ સર્વે ઉદાહરણ સાથે આપણે કહી ચૂકવા છીએ માટે આલંબન વિભાવનું પૂર્વાર્ધ કહી શકાય એવો નાયકભેદ સમાપ્ત કરી નાયિકા ભેદ વિષે યથામતિ સમજ આપવાનો આરંભ કરીએ છીએ. ફરી સ્મૃતિ આપું છું કે, નાયક કે નાયિકાજ આલંબન વિભાવ હોઇ શકે એમ કોઇએ જાણવું નહિ. કેટલાક રસોમાં નિર્જીવ પદાર્થો, ઉચ્ચારો, મનોવિકારો ગુણ, ક્રિયા, ઈત્યાદિ આલંબન વિભાવ થઇ શકે છે. રસના વર્ણનની સાથે કયા ક્યા રસમાં કયો આલંબન વિભાવ છે તે કહેવાશેજ; તથાપિ નાયક નાયિકા તેમાં વર્ણવવા જેવો ભાગ હોવાથી અહીં વિશેષે કરી વર્ણવ્યો છે. તેના વિષે જેટલું જાણવાનું છે તેટલું બીજા વિષે નથી. હવે નાયિકા તરફ દૃષ્ટિ કરો.



# आलंबनविभाव.

## નાયિકાભેદ.

જેમ નાયક એટલે પુરૂષ હરકોઈ રસમાં આલંબન વિભાવ હોઇ શકે છે, તેમ નાયિકા એટલે સ્ત્રી પણ હરકોઇ રસમાં આલંબન વિભાવ રૂપે વર્ણી શકાય છે. સ્ત્રી અને પુરૂષ એ નામ પડયાં મૂકીને નાયક તથા નાયિકા નામ પસંદ કરવાનું કારણ એ કે 'વર્ણન કરવાના વિષય તરિકે અગ્રેસર કરેલાં સ્ત્રી પુરૂષ' એવું સમજાવવાને એ શબ્દો ઠીક અનુકૂળ પડે છે. વર્ણન કરવાનો વિષય નાયક કે નાયિકાના આધારથી રચાય છે, માટે જેમ રતિ આદિક સ્થાયિભાવનાં તે આલંબન હોઇ શકે છે તેમ હરકોઇ વર્ણનનાં આલંબન પણ હોઇ શકે છે. પણ આપણો વિષય જૂદો છે. રસને અનુસરતી વાત શિવાય બીજામાં આપણે ઊંડા ઉતરવાની જરૂર નથી. નાયિકા હરેક રસમાં આલંબન વિભાવ રૂપે વર્ણી શકાય છે. કયા રસમાં કયી નાયિકાને આલંબન વિભાવરૂપે વર્ણી છે, તેનાં પ્રસિદ્ધ ઉદાહરણ આપવાની મારી બહુ મરજી છે, પણ દલગીરછું કે ગજરાતીમાંથી મને તેવાં પ્રસિદ્ધ મળી શકયાં નથી અને તેથી હમણા તો ગમે તેવાં ઉદાહરણ આપીને પ્રસ્તુત વિષય યથાશક્તિ સ્પષ્ટ કરીશ. જુઓ, કૃષ્ણની રતિનું આલંબન રાધિકા, (શ્રૃંગાર); મિથ્યાચાર પ્રહસનમાં વર્ણવેલા મિથ્યાચારના હાસનું આલં-

બન બૃહન્નિતંબા, અથવા મિથ્યાભિમાન નાટકમાં હાસનું આલંબન જીવરામભટ્ટ (હાસ્ય); વિક્રમોર્વશીમાં છેવટે પુરૂરવાની કરૂણાનું આલંબન ઉર્વશી, (કરૂણા); દુર્વાસાના ક્રોધનું આલંબન શાકુંતલ નાટકમાં વર્ણુલી કણ્વના આશ્રમમાં રહેલી શકુંતલા, (રૌદ્ર); મહાભારતમાં અશ્વત્થામાના અસ્ત્રથી નાશ થતા ગર્ભનું રક્ષણ કરવા માટે કૃષ્ણની પ્રાર્થના કરતી ઉત્તરાનું રક્ષણ કરવામાં કૃષ્ણના ઉત્સાહનું આલંબન ઉત્તરા (વીર); દેવી મહાત્મ્યમાં વર્ણુલા ત્રાસ પામતા દૈત્યોના ભયનું આલંબન ચંડી કે કાલિકા, (ભયાનક); ઓખાહરણમાં વર્ણુલી બાણુસુરની કુળદેવી કોટરા એ યાદવોની જુગુપ્સાનું આલંબન, (બીભત્સ); માર્કંડેયમાં વર્ણુલી પાતિવ્રત્યના પ્રભાવથી અલૌકિક કાર્ય કરતી અનસૂયા તથા સૂર્યને સ્તંભાવી રાખતી અમુક સ્ત્રી એ તે વખતના જોનારાના વિસ્મયનું આલંબન,[1] (અદ્દ્ભૂત); ભર્તૃહરિએ આપેલા અમર ફળને પોતાના જારને અપનારી ભર્તૃહરિની સ્ત્રી (જો અનિત્યત્વાદિક સ્ત્રીમાં છે માટે સ્ત્રીને અનિત્યરૂપ માનીએ તો) ભર્તૃહરિના શમનું આલંબન. (શાંત); અને હરકોઇ સંતાન પ્રીતિવાળા મનુષ્યના વાત્સલ્યભાવનું આલંબન તેની કન્યા હોઇ શકે, (વત્સલ). એ પ્રમાણે નાયિકા હરકોઇ રસમાં આલંબન વિભાવ રૂપે વર્ણી શકાય છે. ઉપરનાં ઉદાહરણોમાંથી ઘણાં અપ્રસિદ્ધછે, પણ તે માટે મેં પ્રથમથીજ વિજ્ઞાપન કર્યું છે એટલે હવે વિશેષ કહેવાનું નથી.

---

[1]માર્કંડેય પુરાણમાં એવી કથા છે કે એક પતિવ્રતા સ્ત્રીએ પોતાના પાતિવ્રત્યના બળથી સૂર્યનો ઉદય અટકાવી રાખ્યો હતો ૯૦—

નાયિકા બીજા રસમાં આલંબન વિભાવ ભલે હોઇ શકતી; તે વિષે કાંઇ વિશેષ જાણુવા જેવું નથી. એટલે કન્યા, પતિવ્રતા, સ્વૈરિણી, કે વારાંગના; બાળા, યુવતી, કે વૃદ્ધા; ગમે તેવી સ્ત્રી નાયકા, કરૂણા, હાસ્ય, વિસ્મય, આદિકનું આલંબન થાય, પણ તેથી રસોત્પત્તિમાં ફેર પડતો નથી; ફેર માત્ર શૃંગારમાં પડે છે. અને તેથી શૃંગારના સંબંધમાં આપણે હવેથી નાયિકાનુ વર્ણન કરીએ છીએ.

શૃંગારના સંબંધમાં નાયિકા કાંતો સ્વસ્ત્રી હોય, કાંતો પરસ્ત્રી હોય કે કાંતો વારવેશ્યા હોય; ચોથી હોઇ શકે નહિ. માટે નાયિકા ત્રણ પ્રકારની. સ્વીયા, પરકીયા, અને સામાન્યા. નાયિકાના સામાન્ય ગુણો બહુધા નાયક જેવાજ હોય છે તથાપિ વિશેષે કરીને નાયિકા શૃંગારનો વિષય છે, તો તે રસને સંભવે તેવા ગુણો નાયિકાના જાણી લેવા. મતલબ કે એકાદ ગુણ નાયકમાં વર્ણાતો હોય, તેમ છતાં નાયિકામાં વર્ણવવાથી શૃંગારરસ બગડતો હોય તો તે ગુણ નાયિકાનો ન જાણવો.

**સ્વીયાનું લક્ષણ**—વિનય અને આર્જવ (સરળતા), ઘરના કામમાં આસક્તિ, પાતિવ્રત્ય, અને ક્ષમા, એવા એવા ગુણથી યુક્ત સ્ત્રી **સ્વીયા—સ્વકીયા** જાણવી.

ઉદા૦—જેમ, કૃષ્ણને અર્જુન દ્રૌપદી વિષે કહે છે કે, સખા! દ્રૌપદી કેવી છે? તે—

**રામગ્રી.**

**કૌતુક જોવા નેત્ર ઉપાડે, ભ્રમર ઉંચીથાય;**

हास्य करे पण ओठ वच्चे, आवी आवी समाय.

वचन वा'लां कानने ज्यम, जिह्वाने मधु द्राख;

कोप जाण्यो होय में तो धर्मरायनी साख !

આ ઉદાહરણમાંથી દ્રૌપદીના જે ગુણો માલમ પડે છે તે ઉપરથી આપણે તેને સ્વીયાના વર્ગમાં મૂકી શકીએ છીએ. કૌતુક જોવામાં લાજ સાચવે છે, કેમકે જોવાને લગાર ભ્રમર ઊંચી કરવા કરતાં વધારે કૌતુકની તે આસક્તિ રાખતી નથી; 'હાસ્ય ઓઠની બાહાર નીકળતું નથી' આ ઉપરથી વિનય ગુણ માલમ પડે છે. મીઠાં વચનથી આર્જવ સમજાય છે. કોપ નથી માટે ક્ષમા ગુણ સમજાય છે. વળી કૌતુક સરખું જોવાને જેનું મન લોભાતું નથી તે પરપુરૂષ તરફ ખેંચાય નહિજ. એ વ્યંજના ઉપરથી તેનું પાતિવ્રત્ય સમજાય છે. એ ઉપરથી સ્વકીયા કેવી હોય તે લક્ષ્યમાં આવશે.

સ્વકીયા મુગ્ધા હોય, મધ્યા હોય કે પ્રગલ્ભા હોય; માટે એજ નામના ત્રણ ભેદ સ્વકીયાના જાણવા.

**मुग्धानुं लक्षण**—પ્રથમ નવી જુવાનીમાં આવી હોય એવી, પ્રથમજ મદન વિકાર ઉપજ્યો હોય એવી, રતિમાં વામ (વાંકી ચાલનાર), માન (કોપ)માં મૃદુ (કોમળ), અને અત્યંત લજ્જાવાળી, આ પાંચ ગુણવાળી સ્ત્રીને મુગ્ધા જાણવી.

ઉદા૦—જેમ, કોઇ મુગ્ધાનો સ્વામી પોતાના મિત્રને કહે છે કે—

**रामग्री.**

नानां स्तनने ढांकती, घरथी न जाती बाहार;

उंचा स्वरथी नव हसे, लाजती वारंवार.
सामुं स्वामी जूए त्यारे, करे नीची दृष्ट;
कम्पे आलिंगन कर्ये, जोई एकांत पामे कष्ट.
परस्त्री सह हुं हसुं के, बोलुं विविध विलास;
ठपको आपी नव शके पण, मन न रहे उल्लास.
सखी आपे मने ठपको (त्यारे) मुख तेनुं करमाय;
छानी छानी रडे घरमां, सखा ! शुं कहेवाय !!

મુગ્ધાના પાંચે ગુણુ આ ઉદાહરણુમાં આવેલા છે. 'નાના સ્તન' એ શબ્દથી નવી જુવાની બતાવી છે. 'ઘરમાંથી બાહાર ન નીકળવું, ઉંચે સ્વરે ન હસવું, તથા બહુ લાજવું' એ નવા કામવિકારનાં ચિન્હ છે. 'સ્વામીના સમાગમમાં ભય પામવું તથા કાંપવુ' એ રતિમાં વામતાનાં લક્ષણુ છે સ્વામીનો અપરાધ જોયા છતાં પણુ તેને ઠપકો આપતી નથી પણુ મનગાંજ ખેદ પામે છે, તથા સખીઓ સ્વામીને તે સંબંધી ઠપકો આપે છે તેથી સ્વામીનો અપરાધ મનમાં તાજો થઇ હૈયું ભરાઈ આવવાથી રડે છે એ 'કોપમાં કોમળતા' નામે ગુણુ છે. અને પાછળ નવા કામવિકારમાં કહેલી લાજ તે અત્યંત લજ્જા બતાવી આપે છે.એ રીતે પાંચ ગુણુવાળી સ્ત્રીયા નાયિકાને મુગ્ધા જાણુવી. 'મુગ્ધા' એ મનની એક અવસ્થા ઉપરથી નામ પડેલું છે. એ અવસ્થામાં સ્ત્રી મોહમાં ગરક હોય છે તથા વ્યવહારની મધ્ય અવસ્થાને તે પામેલી નથી હોતી. જુવાની તેને નવી, કામવિકાર નવો, સાસરૂં અ

ને સાસરીઆં નવાં, સખીઓ નવી, અને સર્વ કાંઈ તેને નવું નવું હોવાથી જાણે તે બીજી સૃષ્ટિમાં ગઇ હોયા જાણે નવો જન્મ લીધો હોયા જાણે હવે આગળ વૈભવનો અને મોજમઝાનો અજાણ્યો દારેઓ આવવાનો છે તેના કાંઠાપર તે ઉભી હોયા આવી અવસ્થામાં તેનું મન મોહિત હોય એ સ્વાભાવિકજ છે.

**મધ્યા**—મુગ્ધા અવસ્થા પૂરી થાય એટલામાં તો તે પોતાના સ્વામીથી, સાસરીઆંથી, ઘરના કામકાજથી, વ્યવહારથી, અને બીજી ઘણી વાતોથી પરિચિત થઇ જાય છે. હવે તેનું મન વ્યવહારમાં મધ્ય દશાને પામે છે. એવી અવસ્થામાં જે સ્ત્રી હોય તેને મધ્યા કહે છે. મુગ્ધા સ્વામીથી ડરતી હોય છે, પણ મધ્યા ડરતી નથી- શાસ્ત્રકાર મધ્યાનું લક્ષણ લખે છે કે,—તે (૧) નાના પ્રકારની કામ ક્રીડાઓમાં પ્રવીણ, (૨) જુવાની તથા (૩) કામની મધ્ય દશામાં આવેલી, (૪) કાંઇક ચતુરાઇવાળાં તથા ગંભીર વચનવાળી, અને (૫) મધ્યમ લજ્જાવાળી સ્ત્રીને મધ્યા કહેવી. મુગ્ધાની પેઠે મધ્યાનાં પણ ઉપર કહ્યાં તેવાં પાંચ લક્ષણ છે. જુવાનીની મધ્ય દશા અને કામની મધ્ય દશા એ બે જૂદાં જૂદાં લક્ષણ જાણવાં. ઉદાહરણથી આપણે મધ્યાનું મધ્યાપણું સ્પષ્ટ કરીએ છીએ. જેમ, એક પુરૂષ પોતાની સ્ત્રીને કહે છે કે-

## मालिनीवृत्त.

तुज अवयव खील्या, खीलि तारीजुवानी,

तुज सखिजन केरी तें न मर्याद मानी;

तुज भृकुटि छटाथी कामथी पूर्ण जाणी,
विपरित रति तारी प्यारि में सौ प्रमाणी. १

स्त्री—* विपरित रति लागे थाओ सन्यासि नाथ!
यम नियम धरीने सेववा आवुं साथ;
मुज सह वसवाथी सद्य संसार जाशे
जरुर जरुर स्वामी! मुक्ति अंते पमाशे. २

ઉદાહરણમાંના પેહેલા ચરણમાં જુવાનીની મધ્ય દશા, બીજામાં સખીજનની મર્યાદ માત્ર છોડી છે પણ બીજાની મર્યાદ છોડ્યાનું કાંઇ કહ્યું નથી માટે મધ્યમ લજ્જા, ત્રીજામાં કામની મધ્ય દશા, અને ચોથામાં વિચિત્ર કામ ક્રીડામાં કુશળતા વર્ણવી છે. સ્ત્રીના ઉત્તરમાં વક્રોક્તિ અને શ્લેષ છે, માટે ચતુરાઇવાળાં વચન બોલવાનું લક્ષણ સમજાય છે. આ રીતે આ ઉદાહરણથી ઉક્ત લક્ષણો આ સ્ત્રીમાં હોય એમ ભાસે છે અને તેથી એને **મધ્યા** કહેવી ઘટે છે.

---

* સ્ત્રી વક્રોકિતમાં જવાબ આપે છે કે હે સ્વામિન્! જો તમને રતિ(પ્રીતિ) વિપરીત લાગતી હોય તો સન્યાસી થાઓ. અને યમ (બંધન—કાંચળી વગેરેમાં) તથા નિયમ (કબજે રાખવું—કેશ વગેરેને.)ધારણ કરીને હું પણ તમારી સેવા કરવા સાથે આવીશ; કેમકે શેવા કરવાં શિષ્ય જોઇએ. મારી સાથે વસતાં વસતાં સંસાર (જન્મ મરણ-છોકરાં છૈયાં) જાશે (મટશે—ઉત્પન્ન થશે); અને છેવટે મુક્તિ (કલ્યાણ—...) પમાશે. સ્ત્રીનું આ કાંઇક પ્રગલ્ભતા ભરેલું વચન છે.

પ્રગલ્ભા—ઘણું કરીને પ્રૌઢ વય થતાંમાં આ અવસ્થા સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે. કામના આવેશમાં બીજી વાતો પ્રગલ્ભાને સાંભરતી નથી; મતલબ કે કામાંધા, ભર જુવાનીમાં આવેલી, બધા પ્રકારની કામ ક્રીડા જાણનારી, મનોભાવ પ્રકટ કરવામાં ચતુર, થોડીજ લાજવાળી અને સ્વામીની સાથે એટલી સમાનતા કરી દીધેલી કે સ્વામીને પી ગયેલી કહીએ તો ચાલે. આ ગુણોથી યુક્ત સ્ત્રીને પ્રગલ્ભા કહેવી. પ્રગલ્ભા કરતાં કામ અને જુવાનીની ઉંચી દશા વર્ણવી નથી; એજ છેલ્લી દશા છે. એથી જે વિશેષ થઇ શકે તે એજ કે કામશાંતિ અને જુવાનીની નમતી દશા. એકાદ ઉદાહરણથી પ્રગલ્ભા વર્ણવી બતાવીએ છીએ. જેમ, સંભોગ પછી કોઇ સ્ત્રી પોતાના સ્વામીને કહે છે કે—

**इंद्रविजय.**

स्त्री—स्वामि शुं शोधि रह्या हमणा?
स्वामी—तुज हाराथि मोति गयां विखराई;
स्त्री—हार तुट्यो कयि वेळ कहो मुज?
स्वामी—दीपक लाव, निहाळुं तळाई;
स्त्री—चंदनना क्यम डाघ दिसे?
स्वामी—स्तन उन्नत छे, समजो मनमांही;
वेण सुणी कमळाक्षि कटाक्षथी
नाथ निहाळी वदी हरखाई.

## दोहरो.

प्रियतम तमने पेखिने, चित्त थयुं चकचूर;

आलिंगन फरि आपतां, हरख भराणो ऊर. २

વિલાસથી વિરામેલી સ્ત્રી પુરૂષને પૂછે છે કે હે સ્વામી? શું શોધો છો? સ્વામીએ કહ્યું કે 'તારા હારનાં મોતી' સ્ત્રી કહે છે કે મારો હાર ક્યારે તુટયો? સંભોગમાં હાર તૂટયો તથાપિ તેનું એને ભાન નથી; કામમાંજ મસ્ત બની રહી હતી. આથી પ્રગલ્ભાનું પેહેલું લક્ષણ જે 'કામાંધપણું' તે પ્રકટ થાય છે. સ્ત્રીના તુટેલા હારનાં મોતી શોધવાને દીવો માગે છે અને તે આવ્યો એટલે એક પ્રકારના આસન ([1]કરિરત) માં સ્ત્રીના સ્તનપર ચોપડેલા ચંદનના બિછાનામાં ડાઘ લાગેલા તે જોઇને સ્ત્રી પૂછે છે કે 'આ ચંદનના ડાઘ કેવા?' એનો ઉત્તર પુરૂષે હતો તેવો આપ્યો. સ્ત્રીની બધા પ્રકારની રતિક્રીડામાં પ્રવીણતા આ ઉપરથી સમજાય છે. તથા સ્ત્રીના પ્રશ્ન ઉપરથી અહીં પણ એની કામાંધતા પ્રકટ કરી છે. સ્વામી વળી વિશેષમાં એટલું પણ કહે છે કે 'સ્તન ઉન્નત છે' એથી એવો બોધ થાય છે કે સ્ત્રીની છાતીનો ભરાવો સારો છે ત્યારે એ પ્રૌઢ જુવાનીમાં આવેલી હોવી જોઇએ. પ્રગલ્ભાના બીજા લક્ષણનો એવી રીતે બોધ થાય છે. આ વચન સાંભળીને કટાક્ષ કરવાથી, સામાના મનનો ભાવ કહેવાની અને પોતાના મનનો ભાવ બ-

१ भूगतस्तनभुजास्यमस्तकामुन्नतांस्वयमधोमुखींस्त्रियं ।
क्रामतिस्वकरकृष्टमेहनेवल्लभे ! करिरतंतदुच्यते (रतिरहस्यात्)

તાવવાની ચતુરાઈનો ગુણ પ્રકટ કર્યો છે. છેલ્લા દોહરા ઉપરથી એના મનની લજ્જા ઘણે દરજ્જે કમી થઈ ગયેલી જણાય છે. આ પ્રમાણે મનની અવસ્થા ઉપરથી પ્રગલ્ભા વર્તાય છે.

સ્વીયાના એમ ત્રણ ભેદ બતાવ્યા; મુગ્ધા, મધ્યા અને પ્રગલ્ભા. પરસ્ત્રીપર સ્વામીનો પ્રેમ છે તેથી કે પછી લાડથી સ્ત્રીઓને જે રીસાવાનું બને છે, જેને રસશાસ્ત્રમાં 'માન' કરીને કહે છે. તેમ મુગ્ધા બિચારી બહુધા તો સમજતીજ નથી; કદી સમજે છે તો પોતાની રીસ સ્વામીને જણાવી શકતી નથી; અને કદી જણાવી શકે છે તો તેવું માન સાચવવામાં તે એટલી કોમળ હોય છે કે સ્વામીને કાંઈ કહી શકતી નથી. માટે માનની અવસ્થામાં મુગ્ધા વિષે કાંઇ વિશેષ જાણવા જેવું નથી. મધ્યા અને પ્રગલ્ભા વિષે જાણવા જેવું છે. એટલે માનની અવસ્થાઓના હેતુથી મધ્યા તથા પ્રગલ્ભાના ત્રણ ત્રણ ભેદ પડે છે. મુગ્ધા સ્વામી સાથે ટક્કર લેઇ શકતી નથી પણ મધ્યા તથા પ્રગલ્ભા લેઈ શકે છે. કેટલીક સ્ત્રીઓ સ્વામીનો એવો અપરાધ જાણ્યા છતાં પણ ધીરજવાળી હોવાથી ધીમેથી પોતાની રીસ સ્વામીને જણાવે છે; કેટલીક તીવ્ર મિજાજની હોવાથી સ્વામી સાથે તપી જાય છે અને ચડભડી ઉઠે છે; કેટલીક બન્નેથી વચલી પ્રકૃતિની હોય છે તે બહુ તપતી પણ નથી તેમ બહુ શાંતિ રાખી બેશી પણ રહેતી નથી. આ ઉપરથી પેહેલીને **ધીરા,** બીજીને **અધીરા,** અને ત્રીજીને **ધીરાધીરા,** એવાં નામ આપી ઉપર કહ્યા પ્રમાણે ત્રણ ભેદ મધ્યા તથા પ્રગલ્ભાના પાડ્યા છે. માનની અવસ્થામાં એથી વિશેષ ભેદ પડી શ-

કતા નથી. હવે તમારા જાણવામાં આવ્યું હશે કે મધ્યાધીરા, મધ્યા અધીરા, મધ્યા ધીરાધીરા; તથા પ્રગલ્ભા ધીરા, પ્રગલ્ભા અધીરા, પ્રગલ્ભા ધીરાધીરા; એવા છ ભેદ મધ્યા તથા પ્રગલ્ભાના મળીને થાય છે. એ પ્રત્યેકને કેમ ઓળખવી તે આપણે કહીએ છીએ. ધીરા પોતાનો કોપ બોલવામાં સ્પષ્ટ જણાવે નહિ, પણ એવું કાંઇક માર્મિક બોલે કે તેમાંથી તેના કોપની વ્યંજના નીકળી શકે. અધીરા તો સ્પષ્ટ શબ્દોમાંજ કોપ જણાવી દે. ધીરાધીરાનો કોપ કાંઇક માર્મિક વચનથી અને કાંઇક સ્પષ્ટ વચનથી સમજાય. આ તો સામાન્ય પણે કહ્યું; પણ મધ્યા ધીરા કેવી હોય?

**મધ્યાધીરા**—ક્રોધમાં હોય ત્યારે માર્મિક વક્રોકિતથી સ્વામીને મેહેણાં દે, જેમ,—

### उपजाति.

गया हता नाथ नवीन वाडी,
एकांत ज्यां मंजुल कुंज झाडी;
लाग्यो हशे थाक फरी फरीने,
चालो न'वाडुं जळ उष्ण लैने. १.

એક મધ્યા સ્ત્રીને ખબર પડી કે મારો સ્વામી કોઈ સ્ત્રીને લેઇને બાગમાં ગયા હતા. તે ઉપરથી સ્વામી ઘેર આવ્યો એટલે તે ઉપર પ્રમાણે બોલી. એમાંના 'નવીન' 'વાડી' 'એકાંત' વગેરે શબ્દો માર્મિક છે. 'ફરી ફરીને થાક લાગ્યો હશે ૪૦' શબ્દો વક્રોક્તિના છે આ પ્રમાણે

માર્મિક તથા વક્રોક્તિનાં વચનથી સ્વામીને મેહેણું દીધું કે તમે પર સ્ત્રીને લેઇને વાડીએ મઝા મારવા ગયા હતા કે નહિ?

મધ્યા અધીરા—કોપમાં હોય ત્યારે સ્વામીને કડવાં વચન કહે જેમ,

### शार्दूलविक्रीडित.

जावाद्योनि ठगाइ नाथ! मुजशुं, चाळा नकामा कशा?
ते वा'ली मनमां वशी दिननिशी, त्यां नित्य जाओ धस्या;
ज्यां वासो दिनरात ते तरुणिनो त्यां वास मारो क्यहां?
लागो पाय, करो प्रणाम जइ त्यां, छे चित्त साचुं ज्यहां.

અન્ય સ્ત્રીપર પોતાના નાથની પ્રીતિ છે એમ જાણનારી મધ્યા રીસાઇને બેઠી હતી તેને મનાવવાને તેનો સ્વામી તેનો આર્જવ કરવા લાગ્યો. આ વખતે તે મધ્યાએ ઉપરની કવિતામાં દર્શાવેલાં વચન તેને કહ્યાં. 'તમારા મનમાં તમારી કોઇક બીજી પ્યારી વશી છે તે મનમાં હવે હું શી રીતે માવાની હતી? મતલબ કે એક સ્થાનમાં બેનો સમાવેશ ક્યાં થાય? માટે તમે મને જે પગે લાગો છો, કાલાવાલા કરોછો, તે તો બધી ઠગાઇ છે. તેજ તમારી વાલીને ઘેર દોડ્યા દોડ્યા જાઓ.' ઇત્યાદિ વચન કડવાં છે તથા પોતાનો કોપ ધીરાની પેઠે મર્મ વચનથી ન જણાવતાં સ્પષ્ટજ કહી દીધું કે તમને વાહાલી હું નથી, તે છે; આથી એનું અધીરાપણું સિદ્ધ થાય છે. માટે પૂર્વે કહેવાં લક્ષણવાળી આ સ્ત્રીને મધ્યા અધીરા સમજી શકીએ છીએ.

મધ્યા ધીરાધીરા—આ સ્ત્રીનો કોપ કાંઈક માર્મિક વચનથી, કાંઈક સ્પષ્ટ વચનથી, અને રડવાથી જાણવામાં આવે છે. જેમ,—

**काव्य छंद,**

स्वामी—जोतुं सुंदरि आम,
स्त्री—स्वामि! कहो, जोयुं सीधुं.
स्वामी—तज तुं माननि! रोष,
स्त्री—रोष राखी शुं कीधुं?
स्वामी—अमने उपजे खेद,
स्त्री—खेद उपजे शा सारु?
पड्यो नथी तम वांक, वांक सघळा मुज धारु.
स्वामी—तो शा माटे रडे?
स्त्री—रडुं को आगळ पूछुं?
स्वामी—मुजपासे आ ठाम,
स्त्री—तमारे हुं ते शुं छुं?
स्वामी—तुं छे मारी प्रिया;
स्त्री—तेज नथि माट रडुं छुं;
स्वामि तमे निर्दोष, हुंज अपराधि नडुंछुं. १.

આ ઉદાહરણ જોવાથી જણાય છે કે આ સ્ત્રીએ પોતાના સ્વામીના આચરણથી ઉપજેલો કોપ રડવાથી જણાવ્યો છે. તથા 'તમારો શો અપરાધ છે? અપરાધ તો બધા મારાજ છે' એ માર્મિક વચનથી બતાવ્યું છે કે તમે પરસ્ત્રીમાં આસક્ત છો. વળી સ્વામીએ જ્યારે કહ્યું કે 'તું તો મારી પ્રિયા છે;' ત્યારે સ્ત્રીએ જવાબ દીધો કે 'હું તેજ (પ્રિયા) નથી માટે રડું છું.' આ વચનથી સ્પષ્ટપણે પણ કોપ જણાવ્યો છે. આ રીતે ઉક્ત લક્ષણ વાળી આ સ્ત્રી **મધ્યા ધીરાધીરા** છે, એમ નક્કી થાય છે.

મધ્યાની પેઠે પ્રગલ્ભાના પણ ધીરાધીરાદિ ત્રણ ભેદ છે એ આપણે પાછળ કહ્યું છે પ્રથમ પ્રગલ્ભા ધીરાનું લક્ષણ લખીએ છીએ.

**प्रगल्भा धीरा**—પ્રગલ્ભાનું બીજું નામ પ્રૌઢા પણ છે. એનો કોપ બાહાર જણાતો નથી, પણ મનમાં છાનો હોય છે. તે બહારથી બહુ આદર બતાવે છે, પણ સ્વામીને ક્રીડા વૈભવ સુખ આપતી નથી. અને એમ ન આપવામાં તે ચતુર હોય છે. જેમ,—

**मनहर.**

स्वामी घेर आवता देखीने शामा सामी गई<br>
साथे बेसवानो जोग जुगते विदार्यो छे;<br>
आलिंगन इंगित स्वामीनुं अंगनाए जाणी,<br>
पाणी लेवा शाणी गई, तेमां अर्थ सार्यो छे;<br>
दासीओने मुखथकी के'वा मांड्यां घर काम,

वातनो विनोद वाम लोचना विसार्यो छे;
नाथना मनोरथोने अद्धर उडावी एम,
कामनीए कोप करी छूपो मार मार्यो छे. १

ઉદાહરણમાં કહ્યા પ્રમાણે સ્વામીની સાથે બેસવાની, આલિંગન કરવાની તથા સાથે વાત કરવાની ઈચ્છાઓનો યુક્તિથી પરિહાર કરવાની ચતુરાઈ ઉપરથી એ નાયકા **પ્રગલ્ભાધીરા** છે એમ જાણવું.

**प्रगल्भा अधीरा**—કોપમાં હોય ત્યારે સ્વામીને તરછોડી નાખે તથા તાડન પણ કરે. તાડન કરે એટલે ખરેખરી રીસમાં શત્રુને મારે એવું નહિ, પણ પોતાનો કોપ માત્ર પ્રકટ થાય તેવું તાડન સમજવું. જેમ,—

## हरिगीत छंद.

पछि क्रोधथी मुख रक्त देखि मनाववा पासे गयो,
बोलावि पण मुखथी न बोली, क्षण लगी उभो रह्यो;
जइ निकट करुछुं स्पर्श तो तरछोडि कर आघी खशी,
हशि हाथ में झाल्या तदा रडि, रमणी ते हैये वशी. १

એક પુરૂષે પોતાના મિત્રને ઉપર પ્રમાણે કહ્યું. જો તે પુરૂષ નાયિકા ભેદને સમજનારો હોત તો તેને કહેત કે આ સ્ત્રી પ્રગલ્ભા અધીરાના વર્ગમાં મૂકાય એવી છે. કોપ સંતાડવા જેટલી ધીરજ નથી માટે અધીરા; અને સ્વામીના હાથ તરછોડીને દૂર જવા જેટલા પરિચયવાળી થઈ છે માટે પ્રગલ્ભા.

प्रगल्भाधीराधीरा—વક્રોક્તિથી નાયકને ખેદ પમાડે તે **પ્રગલ્ભાધીરાધીરા** જાણવી જેમ,—

## चोपाया.

देह तमारो अनलंकृत पण हरण करे मन मारुं;
पेलीना नखथकी अलंकृत, तो तेथी शुं सारुं !! १

આ ઉદાહરણમાં પરસંભોગ ચિન્હિત સ્વામીને સ્ત્રી કહે છે કે હે સ્વામી! તમે અલંકાર ન પહેર્યા હોય ત્યારે પણ મારૂં મન હરણ કરો એવા છો; તો પછી પેલી (અન્ય સ્ત્રી)ના નખ વાગવા રૂપ અલંકાર ધારણ કર્યો ત્યારે તો શું કહેવું!! આ વક્રોક્તિથી બતાવી આપ્યું છે કે તમે મારાથી છાનાં આવાં કર્મ કરો છો અને તેથી મને ઇર્ષ્યા ઉપજી છે.

મધ્યા અને પ્રગલ્ભાના મળીને છ ભેદ બતાવ્યા. હવે ધારો કે એક પુરૂષને એકથી વધારે સ્ત્રીઓ છે; ત્યારે તેમાંની દરેક એ છ ભેદવાળી હોઇ શકે. એટલે તેમાંની દરેક મધ્યાધીરા ઇ૦ અથવા પ્રગલ્ભા ધીરા ઇ૦ હોઇ શકે—ઘણી સ્ત્રીઓ હોય તો પણ તેના મુખ્ય બે ભાગ પડી શકે; કેમકે તે સૌમાંથી એક કે બે ઉપર તેનો અધિક સ્નેહ હોય અને બીજી ઉપર ઉતરતો હોય એમ થવું એ સવાસનિક પુરૂષને સ્વાભાવિક છે. તમે કહેશો કે દક્ષિણ નાયક બધી સ્ત્રીઓ ઉપર સમાન પ્રેમ રાખે છે તેનું કેમ? તો જાણવું કે દક્ષિણ નાયકના મનમાં સમાન પ્રેમ નથી હોતો પણ સમાન પ્રેમ બતાવવામાં

તે કુશળ હોય છે, અને એટલા માટેજ તેને દક્ષિણ (ચતુર) કહ્યો છે. અધિક ન્યૂન સ્નેહને લીધે એ ૭ ભેદવાળી મધ્યા પ્રગલ્ભાના વળી બે બે ભેદ પડી શકે. અધિક સ્નેહ જેનાપર હોય તેને જ્યેષ્ઠા અને ન્યૂન સ્નેહ જેનાપર હોય તેને કનિષ્ઠા એવાં નામ આપણે આપીએ છીએ. અને એ રીતે મધ્યા તથા પ્રગલ્ભાના બાર ભેદ થાય છે; અને મુગ્ધા સુદ્ધાં સ્વીયાના તેર ભેદ ગણાય છે. જેષ્ઠા કનીષ્ઠાનો પ્રકાર સ્પષ્ટ થવા માટે તેનું એક ઉદાહરણ નીચે લખ્યું છે. જેમ;—

## राग सामेरीनी देशी.

श्री सत्यभामा रुक्मिणी बे बेलि जोडा जोड;
श्री कृष्ण क्यारे आवशे ए उपर करती होड.
एवे पाछळ आव्या यदुनायक, जेम को न निहाळे;
सत्यभामानां नेत्र दबावि किधुं, चुंबन रुक्मिणी गाले.
छोडी देइ हरि सामा आव्या वाध्यो अधिक विनोद;
श्री कृष्ण एवा तम कुटुंबे पूरो पूर्ण प्रमोद. १

આ ઉદાહરણથી સમજાય છે કે રૂક્મિણીને જ્યેષ્ઠા અને સત્યભામાને કનિષ્ઠા કહેવી જોઈએ, કેમકે કૃષ્ણનું અધિક ન્યૂન હેત આ જગેએ આપણને સ્પષ્ટ સમજાય છે.

નાયિકાનો બીજો મુખ્ય ભેદ પરકીયા છે. નાયકની પરકીયા પર રતિ હોય ત્યારે પરકીયા પણ શૃંગારમાં આલંબન ગણાય. કેટલાક રસશાસ્ત્રીઓ એવા શૃંગારને શૃંગાર નહિ પણ શૃંગાર રસાભાસ માને

છે, તો તેમ છતાં પણ પરકીયાનું નાયિકાપણું જતું રહેતું નથી, માટે આલંબન વિભાવનું વર્ણન કરવામાં પરકીયા છોડી દીધી નથી. પરકીયા બે પ્રકારની હોઈ શકે. લગ્ન થયેલું એવી અને લગ્ન નહિ થયેલું એવી. વિધવાનો સમાવેશ લગ્ન થયેલીમાં થાય છે માટે એનો જૂદો ભેદ ગણ્યો નથી. લગ્ન થયેલી પરકીયાને પરોઢા અને લગ્ન ન થયેલીને કન્યકા એવાં નામ આપો. યાદ રાખવું કે પરકીયા શબ્દવડે બીજાની પતિવ્રતા સ્ત્રીની ગણના આપણે આમાં કરતા નથી, પણ સ્વામીને છોડીને બીજા પુરૂષપર છાની પ્રીતિ રાખનારનેજ પરકીયા નામ આપેલું છે.

**परोढा परकीया**—યાત્રાદિકમાં આસક્ત, કુલટા, તથા નિર્લજ એ ગુણોવાળી સ્ત્રીનેજ રસના ગ્રંથોમાં **પરોઢા પરકીયા** ગણેલી છે. જેમ કોઇ સ્ત્રી પોતાના યારને કટાક્ષ કરતો જોઇને કહે છે કે,—

### घनाक्षरी छंद.

श्वास हेठो मूकतां मां 'मूके छे निसासा शाना'?
वे'म एम आणी मने जाळवे छे नित्य नाथ;
मनमांनी वात छानी जाय छे पिछानी, अनु—
मान करे आडुं, एवो शोक्यनो समग्र साथ;
चेष्टाथी प्रतिष्ठा जाय सासू सद्य जाणी जाय
जेठाणी, नणंद नेण जोईने उचारे गाथ;
मार्ग जा प्रवासी! छोड नेणना इसारा तारा,

काम कळा कोविद रसिक! तने जोड्या हाथ. १

આ ઉદાહરણમાં સ્વામી, સાસુ, વગેરે ગણાવ્યાં છે માટે એ નાયિકા પરોઢા છે; તથા 'કામકળામાં પ્રવિણ' અને 'રસિક' એવા સંબોધનથી એની પુરૂષ ઉપરની પ્રીતિ પણ વ્યંજિત થાય છે. એ પ્રમાણે પરપુરૂપ પર રતિવાળી આ નાયકા પરોઢા પરકીયા છે એવું આપણેજાણ્યું.

**कन्या परकीया**—પરણ્યા વિનાની, સલજ્જ અને નવી જુવાનીમાં આવેલી નાયિકાને કન્યા જાણવી. પિતા આદિકના સ્વાધીનમાં હોવાથી આ પણ પરકીયા ગણાય છે.

ઉદા૦—જેમ, ઓખાહરણમાં વર્ણેલી ઓખાને અનિરૂદ્ધનું સ્વપ્ન લાગવાથી જાગીને તે ચિત્રલેહાને કહે છે કે—

**राग वेराडी.**

विधात्री कहे तेनुं शुं नाम, स्वप्न स्वामीनुं कोण गाम;
कोण जात पिताने मात, लई आवुं कहे मांडी वात.
ओखा कहे करमे दई भुज, वारे वारे शुं पूछे मुज;
मन मळवा रह्युं टमटमी, तेनुं रूप अंतर रह्युं रमी.

\+ \+ \+ \+ \+

रूप कळा मने मन गमी, ते स्वरूप रह्युं चित्त रमी;
बाई ते नाथे मने दमी, सुख सुरज गयो आथमी.
निशा नहि जाये निर्गमी, मळवा मनडुं रह्युं टमटमी;

विरह दुःख न रहेवाय खमी, लाव नाथने चरणे नमी.

(પ્રેમાનંદ.)

આ ઉદાહરણમાં ઓખા કન્યાની પરપુરૂષમાં રતિ વર્ણવી છે. પિતાને આધીન કન્યાને પરકીયા ગણાય છે તો લગ્ન થયા પેહેલાં બધા પુરૂષ પણ કન્યાને પરપુરૂષ છે. જેની સાથે તે વરવાને ઇચ્છે છે તે પુરૂષપર તેની રતિ છે માટે તેનું કન્યા પરકીયાપણું જતું રહેતું નથી; પરણ્યા પછીજ તે સ્વકીયા થાય છે. માલતી માધવમાં માલતી કન્યા પરકીયા છે.

**सामान्या**—સ્વકીયા, પરકીયા અને સામાન્યા, એવા ત્રણ પ્રકારની નાયિકામાંથી આ છેલ્લો પ્રકાર છે. પરકીયા તથા સામાન્યાના ધીરા ધીરાદિ ભેદ હોતા નથી; કેમકે એ ભેદ માન (લાડ કે ઇર્ષ્યા સંબંધી રીસ)ની અવસ્થાના છે. પરસ્ત્રીને એ માનનો સંભવ નથી કેમકે તે પોતેજ પરસ્ત્રી છે, માટે હોય તો તેની પરણેલી સ્ત્રીનો ભય હોઇ શકે. 'વારૂ ત્યારે, પરકીયાની ભયની અવસ્થા વર્ણો.' એમ તમે કહેતા હો તો, ભયની અવસ્થામાં સંગોપન (ઢાંકવું) સિવાય બીજું કાંઈ વિશેષ નથી માટે તે વર્ણવવા જેવી નથી. સામાન્યાના પણ એજ રીતે માનાવસ્થાના ભેદ *નથી તથાપિ **વિરક્તા** અને **અનુરક્તા** એવા બે ભેદ પાડ્યા છે. સામાન્યાનાં સામાન્ય લક્ષણ આ પ્રમાણે છેઃ—ધીરા અને

*કેટલાક કવિઓએ પરકીયા તથા સામાન્યાના એવા (માનાવસ્થાના) ભેદ આપ્યા પણ છે, પણ અમને તે વિષે વધારે વિવેચન અહીં આપવું દુરસ્ત લાગતું નથી.

કળામાં નિપુણ એવી વેસ્યા એજ સામાન્યા નાયિકા જાણવી. વિશેષ એ કે ગુણ વિનાના પુરૂષથી તે કંટાળતી નથી કે ગુણવાન પુરૂષથીને આનંદ પામતી નથી; પૈશો માત્ર જોઈને તે બાહારથી પ્રીતિ બતાવે છે. પૈશો જતો રહ્યો તો સ્વીકારેલા પુરૂષને પણ કાઢી મૂકે અને પૈશો મળ્યો તો તેનેજ પાછો બોલાવે. ચોર, રોગી, મૂર્ખ, અનાયાસે પૈશો મળેલો હોય એવા, ઢોંગી, કામવાસના જગતથી છાની રાખનાર, એવા એવા બહુધા તેના સ્વામી હોય છે. કામવશ થઇને એ પણ કોઇક જગોએ કદાચિત્ ખરી પ્રીતિ બાંધે છે ત્યારે તેને 'અનુરક્તા' એવું નામ આપીએ છીએ, અને ખરી પ્રીતિ વિનાની ઉપર કહી તેવીને 'વિરક્તા' નામ આપીએ છીએ. પણ અનુરક્તા કે વિરક્તા, ગમે તેવી સામાન્યા નાયિકામાં રતિ સુખની તો ભાગ્યેજ આશા રાખવી.

ઉદા૦—જેમ, 'હાસ્યાર્ણવ' નામે પ્રહસનમાં વર્ણેલી મૃગાંકલેખા નામે નાયિકાને જોઈને વિશ્વભંડ નામે ઢોંગી આચાર્ય કહે છે કે—

**मंदाक्रांता.**

धीमे धीमे वदति, १वसती कामनी आ दिसे छे;
आलिंगे छे निकट सखिने केश छूटा करे छे;
ढांके छे ने स्तन उपरनुं वस्त्र तेनुं खसे छे;
कंपे जाणे घडिघडि अने धीमुं धीमुं हसे छे. १

---

૧ સ્થાન—રેહેઠાણ.

### उपजाति.

कटाक्षथी जेम मने कहे छे,
आ टाभमां चित्तहरा रहे छें;
मले! जइ बेसुं लगार पास,
आपीश एने धनकेरि आश. २

આ ઉદાહરણમાંનો વિશ્વભંડ, જાતનો ભાંડ છે. એને પૈસા આપે એવો જોઇને તેનું ચિત્ત હરણ કરવાને નાયિકા હાવભાવ કરે છે, વગેરેથી સમજાય છે કે એ સામાન્યા નાયિકા વેશ્યા છે.

પાછળ કહેલી તેર ભેદવાળી સ્વકીયા, તથા કન્યકા અને પરોઢા એવા બે પ્રકારની પરકીયા, અને સામાન્યા, મળીને નાયિકાના સોળ ભેદ થાય છે. એ સોળ પ્રકારની નાયિકાના વળી અવસ્થાપરત્વે આઠ આઠ ભેદ પડે છે. કેટલીક સ્ત્રીઓનો સ્વામી સ્ત્રીથી મોહિત થઈને તેનેજ દેખતો હોય; આવી સ્ત્રીઓનો એક વર્ગ પાડી તેને **સ્વાધીન ભર્તૃકા** કહીએ. કેટલીકનો સ્વામી પરસ્ત્રીપર આસક્ત હોવાથી તેમના મનની સતત ઇર્ષ્યાવસ્થા હોય છે; આવી સ્ત્રીઓનો એક બીજો વર્ગ પાડી તેને **ખંડિતા** નામ આપો. કેટલીક સ્ત્રીઓ પ્યારાને મળવાને સંકેત કરી મૂકેલે ઠેકાણે જાય છે; આવી સ્ત્રીઓનો એક ત્રીજો વર્ગ પાડી તેને **અભિસારિકા** કહીએ. કેટલીક સ્ત્રીઓ સ્વામી સાથે લઢીને પછી પસ્તાવો કરે છે; એવીનો એક વર્ગ પાડી તેને **કલહાંતરિતા** કહીએ. કેટલીક ધારેલી જગાએ (સંકેત સ્થળે) જઇને ત્યાં સ્વામી ન મળવાથી

સીઆણી પડી ચીડાય છે; આવી સ્ત્રીઓને ઠગાયલી અથવા **વિપ્રલબ્ધા** કહીએ. સ્વામી પરદેશ જવાથી જે સ્ત્રીઓ વિરહવેદના ભોગવે છે તેમનો એક જૂદો છઠ્ઠો વર્ગ પાડી તેને **પ્રોષિતભર્તૃકા** કહીએ. કેટલીક સ્વામીના સમાગમ માટે અલંકૃત થઈ રહે છે; એવી સ્ત્રીઓનો એક સાતમો વર્ગ પાડી તેને **વાસકસજ્જા** કહીએ. કેટલીક સ્વામીને મળવાને આતુર, જેને **વિરહોત્કંઠિતા** નામ આપી શકાય એવી સ્ત્રીઓ હોય છે. આ રીતે જૂદી જૂદી સ્થિતિમાં આવી પડનારી નાયિકાઓના જૂદા જૂદા આઠ ભેદ ગણ્યા છે. તે આઠ ભેદ ઉપર ગણાવ્યા છે તેજ છે, તેમ છતાં તેનાં યથાર્થ લક્ષણ અને ઉદાહરણ નીચે લખ્યાં છે તેથી ઠીક સમજાશે.

**१ स्वाधीन भर्तृका**—રતિ ગુણથી આકર્ષાયલો સ્વામી જેની પાસેથી ખસતો ન હોય તથા જે નાના પ્રકારના વિલાસવાળી હોય તેને **સ્વાધીનભર્તૃકા** જાણવી. સ્વાધીનભર્તૃકા મદ તથા અહંકારવાળી હોય છે. તે પોતાના મનોરથ સ્વામી પાસેથી સિદ્ધ કરી લે છે અને વનવિહાર વગેરે તેને પ્રિય હોય છે. પતિ સ્વાધીનમાં હોય માટે તે 'સ્વાધીનપતિકા' કહેવાય છે.

**इद्रविजय.**

रंग सखी ! मुज गौर नथी, नथि
नेत्र कटाक्ष नथी स्तन भारे;
वाणी विषे कशि युक्ति नथी, गति

मंद नथी, नथि रूप महारे;
हास्य विषे मुज मर्म नथी, नथि
श्रोणि प्रदेश विशाळ वधारे;
तोपण मोहि रह्या मुजमां प्रिय,
कारण शुं सखि! तेनुं तुं धारे? १

ઉપરના ઉદાહરણમાં મુગ્ધા વર્ણી છે એ મુગ્ધાના રતિ ગુણથી આકર્ષાયલો સ્વામી તેનેજ ઇચ્છે છે તથા તેથી મારામાં કાંઇક એવું છે કે તેથી સ્વામી મારાપર મોહિત છે એવો અહંકાર પણ તે મુગ્ધાનો જણાય છે. આ 'મુગ્ધા–સ્વાધીનભર્તૃકા'નું ઉદાહરણ છે. એજ રીતે મધ્યા સ્વાધીનભર્તૃકા, પ્રગલ્ભા સ્વાધીનભર્તૃકા, પરકીયા સ્વાધીનભર્તૃકા, સામાન્યા સ્વાધીનભર્તૃકા, વગેરે કાવ્યોમાં વર્ણેલાં હોય છે.

૨ **खण्डिता**–પરસ્ત્રી સાથે સંભોગ કર્યાનાં ચિન્હ સહિત સ્વામી જેની પાસે આવે તે–ઇર્ષ્યાથી ક્રોધી થયેલી સ્ત્રી **ખંડિતા** સમજવી. રતિ ખંડિત થવાથી 'ખંડિતા' કહેવાય છે નિઃશ્વાસ મૂકવા, ચિંતાતુર થવું, એવી ખંડિતાની ચેષ્ટા હોય છે. ઉદા૦

**मनहर.**

आवो नाथ! प्रातरमां पधार्याछो प्रीति करी,
शरीर तमारुं आ सुगंधथी सुहाय छे!
आंख छे उजागराथी राती तेथी शोभे बहु,

देखी प्रेम आप केरो मन मकलाय छे !
कामी जन केरी शोभा कामनी पोतानी जुए
शोभा पण सफळ त्यारे ज ते के'वाय छे !
शोभा आ बतावी मने प्रीति उपजावी ऊर,
वाँ'ली वा'ली के'ता'ता ते साचुं समजाय छे !!!

આ વચન મધ્યા ખંડિતાનાં છે. વક્રોક્તિથી એની ઇર્ષ્યા સ્પષ્ટ જણાય છે માટે ખંડિતા માલમ પડે છે.

२ आभिसारिका—જે સ્ત્રી કામવશ થઇને સ્વામીને સંકેત સ્થળમાં તેડી જાય અથવા પોતે તેના સ્થળમાં જાય તે **અભિસારિકા** જાણવી સંકેત સ્થાનમાં અભિસરણ (अभितरફ+सरण ગમન) કરેછે, માટે અભિસારિકા નામ આપ્યું છે.

કુળવાન સ્ત્રી અભિસરણ કરે (સંકેત સ્થાન ભણી જાય) તો પોતાનું શરીર સંકોચીને, કોઇ ઓળખી ન શકે એવું વસ્ત્ર પેહેરીને તથા ખખડે નહિ તેમ અલંકાર પેહેરીને નીકળે.

વેશ્યા અભિસરણ કરે તો વિચિત્ર અને ઊજળાં લૂગડાં પેહેરીને, ઝાંઝરના શબ્દ સાથે, આનંદથી હસતે મોઢે નીકળે.

જો દૂતી અભિસારસ્થાન (સંકેતસ્થાન) ભણી જવા નીકળે તો મદથી ભાગી તૂટી વાણી બોલતી, વિલાસથી વિકાસ પામેલાં નેત્રવાળી, ચોપાસ જોતી, અને મરજીમાં આવે તેમ પગલાં મૂકતી નીકળે.

પરસ્ત્રીની પેઠે સ્વકીયા પણ અભિસરણ કરે છે. જેમ, વૃદ્ધ જન વગે-

રેની લાજથી એકાંતમાં સ્વામીને છાનું મળવા જવું હોય વગેરે પ્રસંગમાં તે પણ અભિસારિકા કહેવાય.

**અભિસારિકાનાં સંકેતસ્થળ**—ખેતર, વાડી, દેવાલય વગેરનાં ખંડેર, દૂતીનું ઘર, વન, ગુફાઓ, સ્મશાન, નદીના કિનારા, અને અંધારી જગો વગેરે, એ અભિસારિકાનાં વિનોદ કરવાનાં સ્થળ છે.

સંકેતસ્થાનમાં સ્વામીને બોલાવવા સંદેશો કહાવનારી અભિસારિકાનું ઉદાહરણ, જેમ, કોઇ અભિસારિકા દૂતીને કહે છે કે,—

**चरणाकुळ.**

सुण सखि ! विनती करुं तहारी,
ज्यम अवगणना थाय न मारी;
काम सरे जेथी सखि मारुं,
तेम जई त्यां भणजे वारु !

એમાં કહેવાની મતલબ એ છે કે જેથી મારી હલકાઈ ન જણાય અને મારૂં કામ થાય એવી રીત તેને (જારને) સમજાવીને સંકેત સ્થાનમાં મોકલજે.

અભિસારિકાનું ઉદાહરણ—કોઇ નાયક સંકેતસ્થાનમાં આવેલી પ્રગલ્ભાભિસારીકાને કહે છે કે,—

**चरणाकुल.**

भार नितंबतणो तुज भारे;
कमळ समा कोमळ पग ता'रे;

रात काळि जंगल केरो पथ;

थयो हशेज मनोरथ ते रथ. १

મનોરથ રૂપી રથમાં બેશીનેજ તું આવેલી જણાય છે; મતલબ કે કામવિકારે તને ખેંચી આણી છે. આથી અભિસારિકાપણું સિદ્ધ થાય છે. જંગલ એ અભિસારનું ઠેકાણું બતાવ્યું છે અને કાળી રાત એ અભિસારનો વખત બતાવ્યો છે.

ઉપરનું ઉદાહરણ પ્રગલ્ભાભિસારિકાનું છે. ભારે નિતંબ એ પ્રગલ્ભાનું લક્ષણ છે. પ્રગલ્ભાની પેઠે મુગ્ધા, મધ્યા, પરકીયા, સામાન્યા, વગેરે પૂર્વે વર્ણવેલા હરેક ભેદવાળી સ્ત્રી અભિસારિકા હોઈ શકે. એ સિવાય સમય ઉપરથી અભિસારિકાના ત્રણ પ્રકાર વિશેષ કલ્પ્યા છે; એટલે ચંદ્રને અજવાળે અભિસાર કરનારીને **જ્યોત્સ્નાભિસારિકા**, અંધારામાં અભિસાર કરનારી તે કૃષ્ણા**ભિસારિકા**, અને દિવસે જનારી તે **દિવાભિસારિકા** કહેવાય છે. જેમ, કૃષ્ણાભિસારિકાનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

## चरणाकुल.

[1] स्वैरिणि जननुं लोचन केवुं?

---

૧ જારસ્ત્રીનું મુખ કમળ સરખું કે કુમુદ સરખું કહેવાય નહિ; કેમકે કમળ તો સૂર્ય હોય ત્યારે અને કુમુદ તો ચંદ્ર હોય ત્યારેજ ખીલે, પણ આ તો સૂર્ય ચંદ્ર વિનાની અંધારી રાતે પણ વિકાસ પામેલું—ખીલેલું હોય છે.

एक कहे अंबुजना जेवुं,
बीजो के'छे कुमुद समाने;
वात केम ए बंन्ने प्रमाणे !
अंबुज जेवुं नेन कहो छो,
राते खील्युं केम लहोछो ?
कुमुद समान कहो क्यम तेने,
अंधारे पण विकास जेने. २

परકીયાભિસારિકાનું ઉદાહરણ.—

आवेशाथे निकळी जे बाळा,
अंधकार जगमगती ज्वाळा;
मेघ सूर्य, रजनी दिन जेने,
जंगल रंगमे'ल छे तेने.

મધ્યાભિસારિકાનું ઉદાહરણ.—

**वसंततिलका छंद.**

मार्गे न सर्पथकि तें भय लेश राख्यो,
मारा अडे कर त्यहां क्यम कंप राख्यो;
कंपी न नाजुक प्रिया ! घन काटकाथी,
मारुं सुणी वचन आडुं जुएछ शाथी ?

ઉદાહરણમાંના નાજુક શબ્દથી મધ્યાપણું જણાવ્યું છે. બીજું વર્ણન અભિસારિકાપણું બતાવનારૂં છે.

• ૪ कलहांतरिता—ખુશામત કરતા સ્વામીનું પ્રથમ ન સાંભળીને પછીથી પસ્તાવો પામનારી સ્ત્રીને **કલહાંતરિતા** કહેવી.

ઉદાહરણ—**પરકીયા કલહાંતરિતાનું** જેમ, એક જારિણી સ્ત્રી પોતાની સખીને કહે છે કે, જેને માટે—

## शार्दूलविक्रिडित.

वृद्धो जे गुरु तेमने लघु गण्या, वातो नकामी गणी,
शिक्षा बेनपणीतणी नव गणी, नीति विशेषे हणी,
छोडी लाज अकाज आचर्युं, भमी राते कुठामे ठरी,
ते स्वामी पण दूभव्यो कुवचने; थउं शांत शाणे करी!! १

ઉદાહરણમાં 'અકાજ આચર્યું' વગેરે વાક્યોથી પરકીયાપણું સિદ્ધ છે, અને 'શાણે કરી શાંત થઉં' ઇત્યાદિ વાક્યથી કલહાંતરિતાપણું સમજાય છે.

પ્રૌઢા અથવા પ્રગલ્ભા કલહાંતરિતાનું ઉદાહરણ.—એક સ્ત્રીને તેની સખી કહે છે કે,

## चोपाया.

नाथ रिसाव्या! एम विमासे, तो शिद जावा दीधा?
आंखो लाल करीने हाथे रोकी शे दुर कीधा!

कलह कर्यो शिद स्वामी साथे? हावे शीद रडे छे?
दैव रुठे तव शाणांने पण कुबुद्धि काच नडे छे!!

આ ઉદાહરણમાં કલહ કરવા વગેરેથી પ્રૌઢાપણું તથા રડવા વગેરેથી કલહાંતરિતાપણું સમજાય છે આની પેઠે મુગ્ધા, મધ્યા, અને સામાન્યા વગેરે પણ કલહાંતરિતા રૂપે વર્ણી શકાય છે. જેમની રતિની વચમાં કલહ ( કંકાસ ) રૂપ અંતરાય આવ્યો છે તેવી સ્ત્રીને 'કલહાંતરિતા' નામ ઘટેજ છે.

૯ **विप्रलब्धा**—સ્વામીએસંકેત સ્થળમાં આવવાનું કહી બોલાવી છતાં અને તે પ્રમાણે ત્યાં ગયા છતાં પણ તે જગોએ સ્વામી ન આવવાથી અત્યંત અપમાન પામેલી સ્ત્રીને **વિપ્રલબ્ધા** કહેવાય. વિપ્રલબ્ધા એટલે 'ઠગાયલી' એવો સામાન્ય અર્થ છે.

સંકેત સ્થળમાં સ્વીયા, પરકીયા અને સામાન્યા પણ જઇ શકે છે માટે હરકોઈ સ્ત્રી વિપ્રલબ્ધા હોઇ શકે. જેમ, કોઇ પરકીયા સંકેત સ્થળ શૂન્ય જોઇને કહે છે કે—

**चोपाया.**

धीरज रूपी सर्प भयानक, ते शिरपर पग मूक्यो;
लज्जा रूपी नदी ओळंघी, स्वामि सिंह पण चूक्यो;
अंधकारने आंगिकार करि, कष्टवडे अहिं आवी!
दैव थयो दुशमन के, मारो प्यारो गयो रिसावी!! १

'સ્વામિસિંહ પણુ ચૂકગો' વગેરે વાક્યથી પરકીયાપણું સિદ્ધ છે; 'દૈવ દુશમન થયો' વગેરે વાક્યથી વિપ્રલબ્ધા જણાય છે.

મધ્યા વિપ્રલબ્ધાનું ઉદાહરણ,—

## चामर छंद.

शे'रमांथि चालि छेल से'लमाट बागमां,
छानि मात तातथी अजाण कोक मागमां;
त्यां गई निहाळि वाडि शून्य झाडि शी रही;
चित्त चौंकि मूर्ति पेठ त्यांनि त्यां ठरी गई. १

છેલપણાથી જણાય છે કે એ મધ્ય અવસ્થામાં આવેલી છે; તથા આશ્ચર્યથી સજડ થઇ જવાથી એનું વિપ્રલબ્ધાપણું સમજાય છે.

६ प्रोषितभर्तृका—નાના પ્રકારનાં કામકાજને લીધે જેના સ્વામીને દૂર દેશ જવાની જરૂર પડી હોય, અને તેના વિરહથી જે સ્ત્રી દુઃખ પામતી હોય તે **પ્રોષિતભર્તૃકા** કહેવાય. જેનો ભર્તૃ (સ્વામી) પ્રોષિત (પરદેશ ગયેલો) હોય તે પ્રોષિતભર્તૃકા.

ઉદાહરણ—મધ્યા પ્રોષિતભર્તૃકાનું.

## राग सामेरी.

मेघसखा! उत्तर तरफ तुज गमन मुजने भासे;
संदेशो मुज के'जे सखीने, जइ एकांत अवासे. १
ओळख आपुं तेनी तुजने रखे भ्रांति थाय;

हास्य विनोद तजीने बेठी, उदासी मन मांह्य. २

(जेम) शीत थकी बदलाई जाए कमळ केरूं रूप;

(तेम) मुज वियोगे प्यारि पण थइ गइ हशे तद्रूप. ३

एकली ते ज्यम चक्रवाकी सहचर विना मूझाय;

विरहातुर मुज कामिनी ए रीत तने परखाय. ४

उन्नत स्तन, गंभीर नाभी, हाथ शुंडाकार;

ए सर्व विपरित भासशे, वर्ज्या हशे गणगार. ५

આ ઉદાહરણમાં મેઘદૂતમાં વર્ણેલા યક્ષની સ્ત્રીને તે યક્ષે મેઘના વાદળા જોડે સંદેશો કહાવેલો તેનું વર્ણન છે. યક્ષ કહે છે કે તે સ્ત્રીને તું આવા ચિન્હથી ઓળખજે. એમ કહીને પછી ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે તે કહેવા માંડે છે. 'હાસ્ય વિનોદ તજીને ઉદાસ થઇ બેઠેલી' ઇત્યાદિથી તે પ્રોષિતભર્તૃકા છે એમ જણાય છે; ઉન્નત સ્તન વગેરેથી મધ્યાપણું સમજાય છે; માટે એ વર્ણન મધ્યા પ્રોષિતભર્તૃકાનું છે.

૭. वासकसज्जा—રતિ મંદિર (શયન સ્થળ) શોભાવીને પોતે પ્રિયના સમાગમ માટે અલંકૃત થાય એવી, સ્વામીના સમાગમના અનુભવવાળી સ્ત્રી **વાસકસજ્જા** જાણવી. વાસક (વાસગૃહ) સજ્જા (સજનારી).

ઉદા૦—

### मंदाक्रांता.

बाजू बाजू उपर धरजे, कांकणी नाख काढी,

हीराकंठी धर मजुसमां पे'रजे सादि साडी;
भारे भूषा तजि, तुज गळे राख एकावळी आ;
नीहाळे छे अवळुं क्यम तुं सांभळी ले वळी आ. १

આ ઉદાહરણ મુગ્ધા–વાસક સજ્જાનું છે. સ્વામીના સમાગમ માટે સજ્જ થવાનો ઉપદેશ એમાં સખીએ કર્યો છે. 'અવળું જુએ છે' એ વચનથી, તે સખીના આગળ પણ લાજે છે, એમ બતાવીને મુગ્ધાપણું સિદ્ધ કર્યું છે, અલંકાર સજવાનું વર્ણન છે તેથી એ વાસક સજ્જા સમજાય છે. એજ ઉદાહરણ થોડા ફેરફાર સાથે નીચે લખીને પ્રગલ્ભા વાસકસજ્જા વર્ણવી છે. જેમ,

बाजू बाजू उपर धरजे, कांकणी लेनि काढी,
हीराकंठी धर मजुसमां, पेरवा लाव साडी;
भारे भूषा रतिसमयमां ठीक लागे न आली,
राखुं एकावळि फकत हुं, शुं हशी सामुं भाळी?

સખીના આગળ લાજવાપણું આ સ્ત્રીને નથી એ ઉદાહરણના ત્રીજા ચરણથી સમજાય છે, માટે એ પ્રગલ્ભા છે. રતિસમય માટે અલંકૃત થવાપણું તો એમાં ઉઘાડુંજ છે.

૮ **विरहोत्कंठिता**—સંકેત સ્થળમાં સ્વામીએ આવવાનું કહ્યું હોય છતાં દૈવયોગે તે ન આવવાથી તેના વિરહથી વ્યાકૂળ થાય તથા ન આવવાના કારણનું ચિંતવન કરે તે **વિરહોત્કંઠિતા** જાણવી. વિપ્રલબ્ધામાં અ-

ને આમાં એ તફાવત છે કે વિપ્રલબ્ધા આ વખતે બહુ ગુસ્સે થાય છે, કેમકે તેના જાણવામાં એવું હોય છે કે મને આવવાનું કહીને સ્વામી જાણી જોઇને નથી આવ્યો. વિરહોત્કંઠિતાતો માત્ર ન આવવાનું કારણ દૈવયોગ માનીને સ્વામીને દોષ આપતી નથી, કે પોતાનું અપમાન થયું પણ સમજતી નથી. પ્રોષિત ભર્તૃકામાં અને વિરહોત્કંઠિતામાં એ ફેર છે કે પેહેલીનો સ્વામી અમુક દિવસની અવધિ (મુદત) બાંધીને ગયો હોય છે, માટે તે પ્રોષિતભર્તૃકા છે. બીજીને તો આવવાને નીકળ્યો છતાં અથવા આવવાનો સંભવ છતાં ન આવ્યો માટે દુઃખછે અને એટલામાટે એ વિરહોત્કંઠિતા છે.

કેટલાક કહે છે કે સંકેતની પેહેલાંજ સ્ત્રી સ્વામીના વિરહથી ઉત્કંઠાવાળી હોય છે માટે પ્રથમ **વિરહોત્કંઠિતા** કહેવી; પછી દૂતી વગેરેની મદદથી સંકેત સ્થળ તરફ અભિસરણ કરે માટે તે **અભિસારિકા** કહેવાય; પછી ત્યાં પ્રિયનો મેળાપ ન થાય ત્યારે કોપ પામે કે નિરાશ થાય, તેથી તે **વિપ્રલબ્ધા** કહેવાય; જો સ્વામી આવે તો **સ્વાધિન પતિકા** કહેવાય, એકજ સ્ત્રીની ક્રમે કરીને એ ચાર અવસ્થાઓ થાય છે. આ કહેવું પણ ઠીક છે. વિરહોત્કંઠિતાને કેટલાક ગ્રંથકારે **ઉત્સુકા** એવું નામ પણ આપેલું છે.

ઉદા૦

## शार्दूलविक्रीडित.

आव्या ना हजिसूधी नाथ ! मळि को वाटे विलासी प्रिया !
के मारा अवगूण उर वाशिया ! के कैं विदेशे गया !!

गूंथाया घर काममां शुं अथवा ! एवुं विचारी, करी--
द्दष्टि दूर; न जोई नाथ, रडवा लागी त्रिया ते फरी. १

• આમાં, કરેલા સંકેત મુજબ સ્વામી ન આવવાથી ચિંતાતુર થયેલી કામનીનું વર્ણન છે. અને એની ચિંતાથી એ વિરહોત્કંઠિતા જણાય છે. •

આ પ્રમાણે સ્વીયા, પરકીયા, અને સામાન્યાના મળી સોળ ભેદો આઠ ધણા કરતાં ૧૨૮ પ્રકારની નાયકા વર્ણાય છે. તેમાં પણ ઉત્તમ મધ્યમ અને અધમ, એમ ભેદ પાડવાથી ૩૮૪ ભેદ થાય છે. તેમાં વળી દિવ્યનાયિકા, અદિવ્યનાયિકા અને દિવ્યાદિવ્યનાયિકા, એમ ભેદ પાડતાં ૧૧૫૨ ભેદ થય છે.

પાછળ કહ્યા તેટલાજ ભેદ નાયિકાના પડી શકે એમ ન જાણવું. એ ભેદ પાછા મિશ્ર કરીએ એટલે જેમ એક સ્ત્રી મધ્યા છતાં ધીર, અધીરા અને ધીરાધીરા, એ ત્રણે અવસ્થાથી યુક્ત હોય તો એક ભેદ જૂદો પડે. એ રીતે બીજા પણ અસંખ્ય ભેદ જણાય છે. કેટલક ગ્રંથકારોએ ઝીણા ઝીણા ભેદ શોધી આ બાબતનો બહુ વિસ્તાર કર્યો છે, પણ આપણે આટલાથીજ વિરામીએ છીએ; કેમકે એમાં બહુધા તમામ નાયિકાઓનો સમાવેશ થઈ જાય છે. હવે આપણે નાયિકાભેદ તરફ પાછી ફરી દૃષ્ટિ કરી જઈએ. મુગ્ધામાં આપણે લજ્જાનું પ્રાધાન્ય જોયું; મધ્યામાં લાજ અને કામ એ બેનું સરખાપણું જોયું; પ્રગલ્ભામાં કામનું આધિક્ય અને લાજનું કમીપણું જોયું; ધીરામાં ધીરજ,

ધીરામાં અધીરાઇ, અને ધીરાધીરામાં બંન્ને જોયાં; જ્યેષ્ઠામાં અધી-કની વિશેષતાનું પ્રાધાન્ય જોયું; કનિષ્ઠામાં સ્નેહની ન્યૂનતાનું પ્રાધાન્ય જોયું; પરકીયામાં સંતાડવાપણું અથવા પોતાના પ્રેમ, મનોવિકાર, ચે-ષ્ઠ, ક્રિયા, વગેરે છાનાં રાખવાં, એ બાબતનું પ્રાધાન્ય જોયું; કન્યકા પરકીયામાં મુગ્ધાની પેઠે લજ્જા જોઇ; અને સામાન્યા (ગણિકા)માં પૈસાની લાલચ મુખ્ય જોઇ. એમાંની કેટલીકને આપણે વળી એવી દી-ઠી કે સ્વામી તેમનાપર મોહિત થઇ તેમને જાણે વશ થઇ ગયો હોય; આપણે તેમને સ્વાધીન ભર્તૃકા એવું નામ આપ્યું છે. કેટલીક સ્વામીને બીજી સાથે હસતાં બોલતાં જોઇને કે તેની શંકા લાવીને ઠપકો આપે છે તથા રીસાય છે; આપણે તેમને ખંડિતા કહી છે. કેટલીક પ્રિયને મળવા સંકેત સ્થળમાં જાય છે, કેટલીક ત્યાં પ્રિય ન મળવાથી ઠગાય છે અને ખીજવાય છે, કેટલીક સ્વામી સાથે પ્રથમ લઢીને પછી એક-લી પસ્તાય છે, કેટલીક સ્વામી ન આવવાથી ચિંતાતુર થઇ નિસા-સા નાખે છે, કેટલીકના સ્વામી પરદેશમાં હોવાથી તેમના આવવા-ની રાહ જોઇ રહીને ઝૂરે છે, અને કેટલીક સ્વામી ઘેર આવવાથી આનંદ પામી રતિ મહોત્સવની સામગ્રી કરવામાં ઉત્સાહ યુક્ત થાય છે. એ સર્વ જૂદી જૂદી અવસ્થાઓ જોઇને આપણે તેમને ક્રમે અ-ભિસારિકા, વિપ્રલબ્ધા, કુલ્હાંતરિતા, વિરહોત્કંઠિતા, અને વાસકસ-જ્જા, એવાં નામ આપ્યાં છે. કોઇ વિદ્વાન તો એમ પણ કહે છે કે જે સ્ત્રીનો સ્વામી પરદેશ જવા તૈયાર થયો છે, તે સ્ત્રીના મનની તે વખતની અવસ્થા કોક વિલક્ષણજ થાય છે. તેનો વાર્યો તે રહેતો નથી

માટે સ્વાધીનભર્તૃકા જેવી તેની અવસ્થા ન વર્ણાય; ખંડિતા પણ તેને ન કહેવાય, કેમકે પરસ્ત્રીના સંભોગનાં ચિન્હ તેના જોવામાં આવતાં નથી; અભિસારિકા પણ તેને ન કહેવાય, કેમકે સંકેતસ્થળમાં તે જતી નથી; કલહાંતરિતા પણ ન કહેવાય, કેમકે લઢીને પસ્તાતી નથી વિપ્રલબ્ધા પણ નહિ કેમકે સંકેતસ્થળમાં પતિને ન જોઇને ઠગાઇ નથી; પ્રોષિત ભર્તૃકા પણ નહિ કેમકે સ્વામી હજી પાસેજ ઊભો છે; વાસકસજ્જા પણ નહિ, કેમકે બીજી પળે તો સ્વામી વિદેશ જશે માટે સંભોગ સામગ્રીને પ્રસંગ નથી તથા મનમાં ઉત્સાહને બદલે ખેદ છે; વિરહોત્કંઠિતા પણ નહિ, કેમકે હજી વિયોગ થયો નથી તો વિરહ અને ઉત્કંઠા શાની ! માટે એવી સ્ત્રીને કોઈક નવું નામ આપવું ઘટે છે, એમ વિચારીને **પ્રવત્સ્યત્પતિકા** એવું નામ આપ્યું છે. મતલબ કે જેનો સ્વામી પ્રવાસ કરવાને તૈયાર થયો છે એવી સ્ત્રી, એવો એ શબ્દનો અર્થ છે પ્રવાસ સંબંધી વિપ્રલંભ શ્રૃંગારનું વર્ણન આગળ આવશે ત્યાં આ નાયિકા વર્ણાશે. આ ભેદ આપણે લીધો નથી તથાપિ આ સ્થળે તેનું એક ઉદાહરણ બનાવીએ છીએ. જેમ, કોઇ સ્ત્રી પરદેશ જવા તૈયાર થયેલા પોતાના સ્વામીને કહે છે કે—

## हरिगीत.

कंकण न हाथ विषे रह्यां, अश्रू गयां वहि नेत्रथी;
मुज चित्त आगळथी गयुं, धीरज गई मन क्षेत्रथी;
सर्वे गयां साथे मळी, संघात ते सारो हतो;

जावा थया तैयार त्यारे साथ केम कर्यो जतो ?

આ ઉદાહરણમાં અતિશયોક્તિથી સ્ત્રીના મનનો ખેદ વર્ણવ્યો છે. એ પ્રમાણે નાયિકાભેદ સમાપ્ત કરી આપણે હવે તે વિષે બીજું થોડુંક જાણવા જેવું છે, તે કહીએ છીએ.





# नायिकालंकार.

સ્ત્રીઓમાં જુવાનીની સાથે કેટલાક સ્વાભાવિક કામ સંબંધી ગુણો પ્રકટે છે. કેટલાક પરિચયથી આવે છે અને કેટલાક જોઇને શીખે છે. પણ તે બધા સ્ત્રીઓમાં સામાન્યપણે હોય છે અને તેનો સંબંધ કામ-વિકાર સાથે હોય છે, માટે એને નાયિકાના અલંકાર કહે છે. નાયકના સાત્વિક આઠ ગુણ આપણે પાછળ વર્ણ્યા છે તેવાજ આ નાયિકાના છે. નાયિકાના સાત્વિક ગુણ એને કહિયે તો ચાલે. એ ગુણો અઠ્ઠાવીશ છે. તેમાંના ભાવ, હાવ અને હેલા, એ ત્રણ અંગથી ઉપજે છે. શોભા, કાંતિ, દીપ્તિ, માધુર્ય, પ્રગલ્ભતા, ઔદાર્ય અને ધૈર્ય, એ સાત જુવાની આવી કે અનાયાસે આવે છે. લીલા, વિલાસ, વિછિત્તિ, વિબ્વોક, કિલ-કિંચિત, મોટ્ટાયિત, કુટ્ટમિત, વિભ્રમ, લલિત, મદ, વિકૃત, તપન, મૌ-ગ્ધ્ય, વિક્ષેપ, કુતૂહલ, હસિત, ચકિત, કેલિ, એ અઢાર સ્ત્રીઓને સ્વભાવ સિદ્ધ છે. આ અઠ્ઠાવીશમાંથી ભાવથી તે ધૈર્ય સુધીના દશ તો પુરૂષમાં પણ હોય છે. બાકીના અઢાર તો સ્ત્રીનાજ વિશેષ ગુણો છે. આપણે અનુક્રમે એ ગુણોનું ટૂંકામાં નિરૂપણ કરીશું.

૧ **ભાવ**—જન્મથી વિકાર વિનાના મનમાં જે પ્રથમજ વિકાર ઉ-

પજે તેને ભાવ કહે છે. જેમ, કોઇ નવી જુવાનીમાં આવેલી સ્ત્રીને જોઇને એક સ્ત્રી બીજીને કહે છે કે—

## आर्यागीति.

तेनो ते मलय पवन, तेनी ते ऋतु वसंत छे आ टाणे;
तेनी ते अबळा ए, पण मन एनुं जणाय जूदुं जाणे. १

આ ઉદાહરણમાં મલયપવન અને વસંત ઋતુ એ કામને ઉદ્દીપન કરવાનાં સાહિત્ય છે, માટે એ શબ્દોથી મનમાં કામ પ્રકટ્યો છે. એમ કહેવાના અભિપ્રાયરૂપ વ્યંજના છે. વારૂ, મલયનો વાયુ પણ નિત્ય વાતો હતો તેનો તેજ છે; વસંત ઋતુ પણ જ્યારથી બેઠી ત્યારથી તેની તેજ છે; આ સ્ત્રી પણ તેની તેજ છે; પણ એનું મન જાણે આજ કાંઇક બદલાયલું ભાસે છે. આ પ્રથમ ઉપજેલો વિકાર કામજ હોવો જોઈએ. કેમકે વસંત અને મલય વાયુ તેના મનપર બીજી શી અસર કરે? આ અસર એવી અસ્પષ્ટ છે કે ચેષ્ટારૂપે તે બહાર પડતી નથી, પણ ભાવ જાણનાર તેનું અનુમાન માત્ર કરી શકે છે. મનની આ પ્રથમ વિક્રિયાને આપણે **ભાવ** કહીએ છીએ.

૨ हाव—જે પ્રથમ વિક્રિયાને આપણે ભાવ કહીએ છીએ તે જ્યારે નેત્રાદિકની ચેષ્ટાથી લગાર પ્રકટ થાય ત્યારે તે પ્રકટ થયેલી વિક્રિયા (વિકાર–ભાવ) ને આપણે **હાવ** કહીએ છીએ. જેમ, શંકર હિમાલયમાં તપ કરતા હતા અને એ યોગીંદ્રનું પૂજન કરવાને હિમાલય પર્વતરાજની કન્યા પાર્વતી આવ્યા કરતી હતી. એમ કરતાં વસંત ઋ-

તુ આવી, શીતળ, મંદ, અને સુગંધી વાયુ વાવા લાગ્યો, કોયલો ઝાડપર બોલવા લાગી, વૃક્ષોના સુગંધી મોરથી અરણ્ય ઘ્રાણેંદ્રિયને કોઈ નવાજ પ્રકારના સ્વાભાવિક સુગંધની મઝા આપવા લાગ્યું, અને શંકર યોગીંદ્ર સમાધિમાંથી જાગ્યા; પાસે પાર્વતી ઉભેલી જોઇને તેમનું મન કાંઇક ચલાયમાન થયું. પાર્વતીનો સ્વાભાવિક હાવ જોઇને તે વિશેષ ચળ્યું! પાર્વતીનો હાવ વર્ણવતાં કવિ કહે છે કે—

## मल्हारनी देशी.

कोमळ अंग कदंब तरुनी कोमळि जेवी डाळीजी;
प्रगट करती भाव तेथी, कटाक्ष करीने भाळीजी.
सुंदर मुख कैं आडुं करीने, निहाळती शिव सामेजी.
शैला सुता एम उभी जोईने, शंकर वेध्या कामेजी.

આ જગોએ પાર્વતીના કટાક્ષથી એના મનનો ભાવ પ્રકટ થાય છે. આમ સ્પષ્ટ થએલા વિકારથી પાર્વતીના મનનો હાવ તમને ઓળખાયો.

૩ **હેલા** પ્રથમ વિકાર રૂપ ભાવ જ્યારે અત્યંત પ્રકટ થએલો માલમ પડે ત્યારે તે ભાવને **હેલા** કરીને કહે છે. જેમ,

## चोपाई.

वार वार शुं निरखे पती, गांडी थई क्यम खोई गती;
गुरु जन दुरथी जुए छे तने, तोय फरे शुं स्वामी कने;
अणसारा तेने शुं करे, आम कर्ये तारुं शुं सरे?

परण्ये दिन पंदर नथि थया, नाथ हवे नथि नाशी गया.

आम करिश तो थईश फजेत, निंदे गुरुजन लोक समेत;

समज सखी आ छानी वात, मनमानुं चेते शुं मात!

આ ઉદાહરણમાં કોઈ મુગ્ધાને તેની સખી શીખામણ દે છે. ભાવનું અત્યંત પ્રકટપણું 'સૈન દેખતાં સ્વાગીને અણુસારા કરે છે' વગેરે વાક્યથી જણાય છે.

૪ શોભા—રૂપ, જુવાની, લલિતપણું, ભોગ, આદિથી શરીરનું જે અલંકૃત થવું, તેને શોભા કહે છે. જેમ પાર્વતીની યૌવન શોભા વર્ણવતાં કવિ કહે છે કે—

धनाश्रीनी देशी.

वगर पेहेर्युं भूषण कहिये, शरिर रूपी वेलनुं;

वगर मधुए मादक मननुं; सद्य हरे मन छेलनुं;

वगर फुले कामनो कोई बाण विजय करे सदा.

बाळपणा पछीनुं वय मोहक, पामी एवुं गिरि सुता.

આ ઉદાહરણનાં બધાં વિશેષણ બાળપણા પછીના મોહક વયનાં છે. માટે તે વય એટલે જુવાનીની શોભા એમાં વર્ણવી છે એ સ્પષ્ટ છે.

૫ કાંતિ—ઉપર કહેલી શોભા જ્યારે કામ પ્રકટવાથી વિસ્તીર્ણ થાય છે ત્યારે તે કાંતિ કહેવાય છે. જેમ, ઓખાહરણમાં ઓખાની કાંતિ વર્ણવતાં પ્રેમાનંદ લખે છે કે,—

## राग चोपाई.

नारि तारि नासिकानो मोर, नो'य भूषण चितनो चोर;
रक्त अधर हसे मंदमंद, नहि हास्य ए मोहनो फंद. १
पंकजमां मेघ बिंदु पडतां, मोती मोरनां अधरे अडतां;
चपळ नेत्र झीणुं अंजन, जाणे जाळे पड्यां खंजन. २
अंगो अंग काम रह्यो रमी, चारे नेत्रे झरी रह्यो अमी;
स्त्रीए मोहनी मदिरा पाई, आलिंगन दे धाई धाई. ३

(પ્રેમાનંદ.)

અથવા— **हरिगीत.**

मुख तारुं कमळ समान सखि बे कमळ दळशां नेन छे,
तुज हाथ पग पण कमळ जेवा कमळ रस सम वेण छे;
कुच कोश जाणे कमळना, कमळाय तारुं नाम छे,
[1]तुज अंग कमळ थकी घड्यां ए कमळभूनु काम छे. १

પેહેલા ઉદાહરણમાં, 'અંગોઅંગ કામ રમી રહ્યો છે' એ વચનથી જણાય છે કે કામ પ્રકટવાથી ઓખાની શોભા વિસ્તાર પામી છે. અને

૧ कमळभू=બ્રહ્મા. કમળમાંથી એમની ઉત્પત્તિ પુરાણોમાં વર્ણી છે. કમળમાં રહેનાર બીજી વસ્તુ કરતાં કમળ વધારે વાપરે એ ઘટતું જ છે.

તેથી એ નાયિકાના 'કાંતિ' નામે ભાવનું વર્ણન છે. બીજા ઉદાહરણમાં 'કમળ કોશ સમાન કુચ' વર્ણીને બતાવ્યું છે કે નાયિકા પ્રગલ્ભા છે. અને પ્રગલ્ભામાં કામ વિશેષ હોય છે એ પૂર્વે કહેલું છે, માટે એ વર્ણન પણ કાંતિ નામે ભાવનું છે.

૬ **दिप्ति**—કાંતિજ જ્યારે વધારે વિસ્તીર્ણ થાય ત્યારે દીપ્તિ જાણવી.

ઉ૦—એક સ્ત્રીને જોઇને જાણે કવિ કહે છે કે,—

**मारु. (चोताळ)**

आ ते जाणे, जुवानी केरो विलास,
स्वरुपनी, संपत्तिनुं जाणे हास;
पृथ्वीरुप, घरनुं आभूषण जाणे,
तरुण नरनो, मोहन मंत्र छे जाणे. १
भ्रमर रूप, जाणे धनुषने ताणे,
नरने जोई, वींधे कटाक्षने बाणे;
जाणे कोई, वनदेवि नीकळी बहार,
नरमन मृगनो करे छे शिकार. २

આ ઉદાહરણમાં કાંતિ કરતાં વિશેષતા એ કે આમાં સ્ત્રીની જગન્મોહકતા વર્ણી છે.

૭ **माधुर्य**—ગમે તે અવસ્થામાં જે રમણિકતા દેખાય છે તેને

**માધુર્ય** કહે છે—જેમ, શકુંતલાનું વર્ણન કરતાં કવિ કહેછે કે—

## झूलणा.

कमळ छे युक्त शेवाळथी तोय पण लोक रमणीक तेने कहेछे,
चंद्रना बिंबमां डाघ काळो छतां शोभितो सर्व तेने लहे छे;
वींटीछे वल्कले तोय आ कामनी देखतां चित्त आनंद व्यापे,
रुचिर आकारने शुं न शोभे कहो ? सर्वथा तेज आह्लाद आपे.

વનમાં રહેલી અને વલકલ પેહેરેલાં એવી અવસ્થામાં પણ શકુંતલાની શોભા વર્ણવી છે તે માધુર્ય છે—

૮ **प्रागल्भ्य**—ગભરાટ ન પામવાના ગુણને **પ્રાગલ્ભ્ય** કહે છે. જેમ,

## शार्दूलविक्रीडित.

शाणी सुंदरि ! बे दिसे जगतमां आश्चर्य कर्त्ता मने,
पीतामां कडुनो कवाथ कटुता मोढानिं थाए फने;
आलिंगे ज्यम जोरथी युवतिने, आनंद पामे अति,
पीडा पामि रडे नहीं क्यम कहे ? मूझाय मारी मति. १

આ ઉદાહરણમાં જોરના આલિંગનથી પીડા થવી જોઇએ તથાપિ તેથી પીડા થવારૂપ ગભરાટ ઉપજાતો નથી એમ જે વર્ણ્યું છે એ સ્રીનો પ્રગલ્ભતા ગુણ છે.

૯ **औदार्य**—હમેશાં વિનય યુક્ત હોવાના ગુણને **ઐાદાર્ય** મા-

નેલું છે. જેમ, કોઇ સ્ત્રી પોતાની સખીના સ્વામીને કહે છે કે,--

**शार्दूलविक्रीडित.**

दीठा छे अपराध लाख तममां, तोए न वांकुं वदी,
राखी रोष भराई ना भवनमां कांता तमारी कदी;
दाझे अंतर तोय राजि करवा हेते तमो शुं हशी,
शाणा छो; जरि तो विचार करवो! शुं एम जाओ कशी!!

આ ઉદાહરણમાં સ્વામીના પરસ્ત્રી ઉપર પ્રીતિ કરવા રૂપ અપરાધ જાણ્યા છતાં પણ ક્રોધ ન કરવા રૂપ તથા સ્વામીને રાજી રાખવાને પ્રયત્ન કરવા રૂપ વિનય વર્ણ્યો છે. તેમજ અધિક વિનયને લીધે પોતે ઠપકો ન આપતાં સખી દ્વારા મીઠા વચનથી કહેવરાવ્યું છે; એથી તે સ્ત્રીનો ઔદાર્ય નામે ગુણ માલમ પડે છે.

૧૦ **धैर्य**—પોતાનાં વખાણ છોડીને મનની વૃત્તિ સ્થિર રાખવાના ગુણને **धैर्य** કહે છે. જેમ,

**शार्दूलविक्रीडित.**

चाहे तो प्रतिरात चंद्र चळकी अग्नि उठाडे भले!
चाहे तो रतिनाथ हाथ धनु लै छो बाण भोंके गळे!!
मारे तो मुज तातनुं कुळ भलुं संभारवुं छे सदा,
चाहे नाथ सदा प्रदेश रखडो; आ प्राण जाओ कदा!! १

આ ઉદાહરણમાં કોઇ પ્રોષિત ભર્તૃકાનું સખી પ્રત્યે જે કહેવું થયું

તે લખી બતાવ્યું છે. જીવતરની કે પતિની કાંઇ દરકાર નથી' એમ બોલવાથી તેની વિરહ સહન કરવા રૂપ ધીરજ વર્ણી છે. હું સ્તુતિ પાત્ર નથી પણ મારા બાપનું નિર્મળ કુળ સંભારીનેજ હું ધીરજ રાખી રહી છું એમ બતાવવાથી આત્મસ્તુતિ એનામાં નથી એમ જણાય છે, તથા ધીરજથી મનની વૃત્તિ સ્થિર રાખવા રૂપ ગુણ પણ સમજાય છે, માટે એ ગુણ ધૈર્ય છે.

૧૧ લીલા—અંગ, વેષ, અલંકાર, પ્રેમી વચન, એ સર્વથી પ્રીતિ પૂર્વક સ્વામીનું અનુકરણ (નકલ) કરવાની છટાને **લીલા** કહે છે. જેમ, પાર્વતી શંકરને કહે છે કે,–

## हरिगीत.

शिर छे जटा शिव आपने भरि राख ते मांहे भली,
में पण जटा रूपज करी मुज वेण, महिं *वाना भरी;
भाले विराजे चंद्रमा मुज चांदलो ते सम दिसे,
शोभुं न शुं हुं आप सम! शो फेर आपण बे विषे!!

શિવની સાથે વિનોદમાં કહેલું આ પાર્વતીનું વચન છે. આ ઉદાહરણમાં અનુકરણ કરી બતાવ્યું નથી પણ કહી બતાવ્યું છે, પણ એ કહેવાથી અનુકરણ કરવાની પ્રીતિ બતાવી આપી છે તે બસ છે; એજ **લીલા** છે.

* સુગંધી પદાર્થનો ભૂકો.

૧૨ **વિલાસ**–પ્રિય વસ્તુને જોવા વગેરેથી ગતિ, સ્થાન, આસન, મુખ, નેત્રાદિની ક્રિયાઓમાં જે કાંઇ વિશેષતા જણાય તેને **વિલાસ** કહેછે. સ્થાન એટલે ઉભા રહેવાની ક્રિયા અને આસન એટલે બેસવાની ક્રિયા જાણવી. વિશેષતા એટલે પેહેલાં કરતાં કાંઇક ફેરફાર.

**इंद्रविजय.**

वल्लभ दूर विलोकि विलासिनि
आंखनि कीकि लगार नचावी,
मों हसतुं लगरीक करी, घर—
अंदरथी जरि बाहेर आवी;
वल्लभने वसमुं थइ ते पड्युं,
अंतर शांति समूळ गुमावी;
धीरज छूटि थयुं मन विह्वळ,
गम्मत कोइ नहीं मन भावी. १

આ ઉદાહરણમાં વલ્લભ (પ્રિય)ને જોવાથી સ્ત્રીએ જે નેત્ર તથા મુખવડે વિશેષપણું બતાવ્યું તે વિલાસ છે.

૧૩ **વિચ્છિત્તિ**–થોડી પણ અલંકારની રચના જે કાંતિને શોભાવે છે તેને **વિચ્છિત્તિ** કહે છે.

ઉદા૦—જેમ,

**वसंततिलका.**

तांबूल वीण पण होठ दिसेछ लाल,

नेत्रे कटाक्ष, मुखथी हसती रसाल;
रेवा विषे नाहि अने धरि सूक्ष्म साडी,
चाणोद केरी द्विजसुंदरि घेर चाली !'

આ ઉદાહરણમાં નર્મદા સ્નાન કરીને ઘેર જનારી ચાણોદની સ્ત્રીઓનું વર્ણન છે. નર્મદા નાહીને જાય છે, માટે આભૂષણ સજેલાં નથી એમ સમજવું સેહેલું છે; તથા વસ્ત્ર પણ એક છે. એમ છતાં રેવાનું સ્નાન અને એક સાડી માત્ર તેની સ્વાભાવિક કાંતિ જે ઉદાહરણના પૂર્વાર્ધમાં કહી છે તેને શોભાવે છે, માટે આ ઉદાહરણથી સ્ત્રીઓનો વિચ્છિત્તિ નામે ગુણ વર્ણાયો છે.

१४ विव्वोक—અતિશય ગર્વથી પોતાને પ્રિય વસ્તુ છતાં પણ જે અનાદર જણાવવાનો સ્વભાવ તેને **વિબ્બોક** કહે છે. જેમ,—

**शार्दूलविक्रीडित.**

सामी द्दष्टि भरी जुए न पतिने, बोलावि ना बोल दे,
आपे भूषण भावतां, नव धरे अंगे, भरेली मदे;
स्वामी दूर गयाथि शोक करिने उच्चाट राखी रडे,
'वामा' नाम यथार्थ, अन्य स्थळमां जोतां न शोध्युं जडे. १

સ્વામી દૂર ગયાથી શોક રાખે છે, માટે તે તેને પ્રિય છે એમ તો સમજાય છે; હવે સ્વામીના સમાગમમાં પ્રિયની સાથે ન બોલીને અને તેના સામું ન જોઈને અનાદર બતાવે છે, એ વિબ્બોક નામે અલંકાર છે.

१९ किलकिंचित—અત્યંત પ્રિય વસ્તુના સમાગમથી ઉપજેલા હર્ષને લીધે હસવું, જૂઠું રડવું, સ્મિત કરવું, ત્રાસ જણાવવો, ક્રોધ જણાવવો, શ્રમ જણાવવો, ઈત્યાદિક ભાવ મિશ્ર માલમ પડે તેને **કિલકિંચિત** કહે છે. જેમ,—

### मंदाक्रांतावृत्त.

बाझो छो शुं निरलज बनी, शामळा! सान राखो;
रस्तो घेरो, पण नथि कंई आपनो माल आखो!
हुं आपुं तो खुशिथि लइने गोरसी आखि चाखो,
बीजी रीते कशुं न सरशे; बोल आहीरि दाख्यो. १

આ ઉદાહરણમાં ગોપી અને કૃષ્ણના સમાગમનું વર્ણન છે. પેહેલા અને બીજા ચરણમાં ગોવાલણીએ લગાર ક્રોધ જણાવ્યો છે; તથા અને ચોથા ચરણમાં સ્મિત અને કટાક્ષ જણાવ્યાં છે. ક્રોધ અને સ્મિત શબ્દો કવિતામાં મૂક્યા નથી, પણ તે વાતની બોલવાની ધાટી ઉપરથી ક્રોધ તથા સ્મિત વગેરેની વ્યંજના થાય છે તે બસ છે. ગોપાંગનાઓને અત્યંત પ્રિય કૃષ્ણ, તેના પર ક્રોધ જણાવવો તથા તે સાથે સ્મિત જણાવવું એજ 'કિલકિંચિત' નામે સ્ત્રીઓનો સ્વાભાવિક અલંકાર છે.

१६ मोट्टायित—સ્વામીની વાર્તા આદિકમાં મન આસક્ત (લાગેલું) છતાં પણ બીજાને પોતાનો મનોભાવ ન જણાવવાના હેતુથી 'બગાસું ખાવું' વગેરે ચિન્હ કરવાં તેને મોટ્ટાયિત કહે છે.

## चोपाया छंद.

ઉદા૦ જેમ,

मात पिता के गुरु जन बीजां, वात करे जव तारी;
कान धरे त्यां तरत परंतु नजर करे जरि आडी. १
खाय बगासां, कान खोतरे, मोडे आगस अंग;
पण में वरत्युं (के) तुजपर लाग्यो एना मनथी रंग. २

એક મિત્ર બીજાને કહે છે કે અમુક કન્યાની પ્રીતિ તારા પર છે; કેમકે તારી વાત તેનાં મા બાપ કરે છે ત્યારે તારા ઉપરની પોતાની આસકિત બીજાંને ન જણાવવા દેવા માટે તે જાણે વાતપર લક્ષ્ય ન આપતી હોય તેમ કાન ખોતરેછે, બગાસાં ખાય છે, વગેરે. અહીં એ ચિન્હ એ મોટ્ટાયિત છે.

૧૭ कुट्टमित—કેશ, સ્તન, ઓઠ, આદિકનો સ્પર્શ કરવાથી આનંદ થતાં છતાં પણ ઉતાવળથી માથું ધુણાવવું કે હાથ આડા કરવા વગેરેને **કુટ્ટમિત** કહે છે. જેમ,

### उपजाति.

स्वामी! तमारी नथि टेव सारी,
बारीथी सामे निरखेछ नारी;
स्तने अडो शुं गणि छेक भोळी,
आडा कर्या बे कर एम बोली. १

એક સ્ત્રીનું પોતાના સ્વામી પ્રત્યે આ વચન છે. બે હાથ આડા કરવા એ 'કુટ્ટમિત' છે.

૧૮ विभ्रम—સ્વામીના આવવાની કે તેને મળવા જવા વગેરેની ઉતાવળમાં હર્ષે કે પ્રીતિથી ગમે ત્યાં અલંકાર પેહેરી લેવા વગેરેને **વિભ્રમ** કહે છે, જેમ, રાસ ક્રીડામાં જવાને ગોપીઓની અધીરાઈ વર્ણવતાં કવિ કહે છે કે,—

**मनहर.**

वृंदावन मध्य मध्य राते वागी वांसळी ते,
सांभळतां गोपीनुं कदंब आखुं दोडचुं छे;
झटपट फाव्या तेम पे'री शणगार, हार—
कंठनो लपेटी पाय, वस्त्र अर्ध ओढचुं छे;
भाले कीधुं अंजन ने गाले करी आड रूडी,
काने पण टीलडी जेवुं तो कैंक चोडयुं छे;
भान नथी भूषणनुं, ज्ञान नथी दूषणनुं,
तान एक कृष्ण गोपी नाथ मांहे जोडयुं छे. १

કૃષ્ણને મળવાની ત્વરામાં ગોપીઓએ અવળા અલંકાર પેહેર્યા તે 'વિભ્રમ' છે.

૧૯ ललित—શરીરનાં અંગને સુકુમારપણાથી મૂકવાં ઉપાડવાં તેને **લલિત** નામે અલંકાર કહે છે. જેમ,—

### मंदाक्रांता.

धीमे धीमे चरण चतुरा भौंय मूके नचावी;
जाणे जुक्ति मदन गुरुथी नृत्यनी शीखि लावी;
जाणे चित्रे पद कमळनी छापथी भूमिकाने,
जातां दीठी मदभरि भालि भाइ में भद्रिकाने. १

પગ મૂકવાની સુકુમારતા એ લલિત ગુણ છે.

૨૦ मद—સૌભાગ્ય, જુવાની, વગેરેના ગર્વથી જેમનો વિકાર ઉપજે છે, તેને મદ કહે છે. જેમ,

### वसंततिलका.

सोळे हजार तजिने मुजमाट नाथ--
संग्राम सद्य साजि इंद्रशु भीडि बाथ;
बीजीथिं तेम न बने वश कृष्ण देव,
छोनी करे दिवसमां दश वार सेव! १

આ વચન સત્યભામાનું છે. તે કહે છે કે બીજી સોળે હજાર છેજ તો; પણ મારા ઉપર કૃષ્ણની આસક્તિ એટલી બધી છે કે મારે માટે પારિજાતક લેવાને ઇંદ્ર સાથે કૃષ્ણે લડાઇ કરી, ઇત્યાદિ. એમાં સત્યાનો મદ પ્રકટ જણાય છે.

૨૧ विकृत—બોલવાને વખતે પણ લાજથી ન બોલવું તેને વિકૃત કહે છે. જેમ,—

## शिखरिणी.

घणे मासे आव्यो, दिवस विरहे तें बहु वह्या;
मुकायु छे तारुं शरिर, जरि राखी नहि दया!!
खुशी थैने प्यारी वदति नथि शो तुं वदनथी?
रडे छे शा माटे? नथि जवुं हवे कैं सदनथी. १

ઘણે દિવસે આવેલા પ્રાણનાથનાં પ્યારી પ્રત્યેનાં એ વચન છે. બહુ દિવસે સ્વામી આવ્યા, પણ વાયદાસર ન આવ્યા, તેથી વિરહ દુઃખે દૂબળી પડી ગયેલી પ્રાણપ્રિયાનું હૈયું પ્રથમ સમાગમ વેળાએ ભરાઇ આવે છે, પણ લાજથી ઠપકો દેવાતો નથી માટે રડે છે. આમ, બોલવાને પ્રસંગે ન બોલવાના ગુણને વિહૃત કહે છે.

૨૨ तपन—સ્વામીના વિયોગમાં કામના આવેશથી જે ચેષ્ટા કરવી તેને **તપન** કહે છે. જેમ,—

## मनहर.

मूके छे निसासा, चूके शुकनना पासा, ढुंके—
जूए न तमासा, दुःखे घाट दूबळाशा छे;
रडे तजी आशा, माखे दुःख केरि भाषा,
राखे स्वप्नमां निराशा, कांके ऊंघनाय सांसा छे;
लोटे दुर्विलासा भूमी, त्रास पामे मासा, माशी—
पासे आवी पूछे, तोय ढंग अंगनाशा छे;

हजी परदेशमां विशेष शुं कमाशो? घेर—

जुओ समाचार घरनारकेरा शाशा छे!! १

*આ ઉદાહરણમાં સ્ત્રીની ચેષ્ટાઓ બતાવી છે તે તપન નામે ગુણ છે.

२२ मौग्ध्य—સેહેજ જાણ્યામાં આવે એવી વસ્તુ વિષે પણ જાણે અજાણપણું હોય તેમ સ્વામીના આગળ બોલવું કે પૂછવું તે ગુણને **મૌગ્ધ્ય** કહે છે. જેમ, એક સ્ત્રી પોતાના સ્વામીને કહે છે કે,—

**इंद्रवज्रा.**

स्वामी तमारा बळवान पाय,

कह्यां न पे'रो क्यम त्यां कदाय;

आंखो विषे काजळने समारी,

शोभा वधारो क्यम ना तमारी?

અથવા— **कुंडळीयो.**

जेथि सकळनां मनहरे, मुक्ताफळ महामूल,

तो तेनां केवां हशे, फळनी पेठे फूल?

फळनी पेठे फूल हशे कयि तकमां थातां?

झाड, छोड के वेल? बागमां हशे ववातां?

कया देशमां थाय झाड प्रिय मुक्ताफळनां?

उपज्यो मने विचार, हरे मन जेथि सकळनां. २

એ બન્ને ઉદાહરણમાં મુગ્ધાએ એવા પ્રશ્ન કર્યા છે કે જે પ્રશ્ન વિવેકથી નહિ પણ માત્ર લાડથી થઇ શકે એવા છે. માટે અહીં મુગ્ધાનો મૌગ્ધ્ય નામે અલંકાર વર્ણાયો છે.

**૨૪ विक्षेप**—સ્વામીની પાસે છાની વાત લગારેક કરવી અને ચારે પાસે મિથ્યા જોતાં જવું, તથા અલંકાર અર્ધા પેહેરેલા, અરધા પેહેરવાના છે, એવી હાલતમાં હોવું, એ ગુણને **વિક્ષેપ** કહેછે જેમ,—

**शालिनी.**

अर्धी पे'री कांचळी पेलि बाळी,
चारे पासे जोति जोती निहाळी;
के'छे स्वामी कानमां आम भाळी,
जो जो ले छे नाथनी साथ ताळी !!

ઉપર કહેલાં બધાં લક્ષણ આ ઉદાહરણમાં છે માટે એ ગુણને વિક્ષેપ કહેવો.

**૨૫ कुतूहल**—રમણિક કે નવાઇ જેવી વસ્તુ જોવામાં મનની ચંચળતા થવી તેને **કુતૂહલ** નામે ગુણ કહે છે. આ ગુણ સ્ત્રીઓમાં આપણે સામાન્યપણે બહુ જોઇએ છીએ જેમ,—

**इंद्रवज्रा.**

हाथी तणुं बच्चुं बहार आव्युं !
ए रीत कोके मुखथी जणाव्युं;

होकेल अर्धु, पण शीर ओढी,

छोडी तजी, सुंदरि बा'र दोडी !! १

'ચોટલો હોળતાં તે અર્ધો પડ્યો મૂકીને અને પોતાની નાની છોકરીને પણ ત્યાંજ રહેવા દઇને 'હાથીનું બચ્ચું આવ્યું છે!' એટલું કાને પડતાંજ, જે બારણે દોડી ગઈ, તે એનો કુતૂહલ નામે ગુણ છે.

૨૬ हसित—નવી જુવાની જે વખતે પ્રકટે છે તે અવસ્થામાં વિના કારણ પણ સ્ત્રીઓને જે પુષ્કળ હસવું આવે છે, તેને 'હસિત' કહે છે.

मंदाक्रांता.

धीमे धीमे सरति निरखी हंसनी नारि हारी,

वायु वातां उडतुं उरुथी ले'रियुं अंग धारी,—

जाती पाणी, हसति मुखथी, जेम लैने रुपाळी;

गंगा रूपे, गणित गुरुए को नवोढा निहाळी. १

ઉદા૦—

આ ઉદાહરણમાં નદીને સ્ત્રીનું રૂપક આપ્યું છે; અને તે વરસાદના નવા પાણીને વહન કરીને સમુદ્રમાં લેઈ જાય છે માટે તેને નવોઢા માની તેનો 'હસિત' અલંકાર એમાં વર્ણ્યો છે. તે ધીમે ધીમે ચાલે છે, પવન આવવાથી ઉડે એવું લે'રિયું (નદી પક્ષે—લેહેરો કે મોજાંવાળું પાણીનું પૃષ્ટ) શરીરે પેહેર્યું છે, મુખથી હસે છે, અને નવોઢા છે.

વોઢા છે. નવોઢા છે માટે નવી જુવાનીના સંબંધમાં એનું હસવું સમજાય છે; અને તે ઉપરથી ઉદાહરણમાં કહેલું હાસ તે 'હસિત' નામે અલંકાર છે.

૨૭ चाकित—સ્વામીના આગળ ગમે તે કોઇક કારણથી ભયનો ગભરાટ બતાવે તેને **ચકિત** કહે છે. જેમ,—

**वसंततिलका.**

देखाडि दोरि दुरथी भय पामी भारी,
आ साप ! एम मुखथी तरुणी उचारी,—
बाझी पडी सुतनु, नाथ निहाळि पासे;
स्वामी ! तमो कण नहीं घरमां वसाशो. १

ઉદાહરણમાં વર્ણેલો ભયનો ગભરાટ એ ચકિત ગુણ છે. ખરેખરો એ ભય નથી; કેમકે સ્વામી તે વખતે ન હોત તો દીવો લેઇને જોવાથી એ દોરી છે એમ સમજાઈને ભય નિવૃત્ત થાત. પણ ભયને બાહાને સ્વામીના આગળ લાડ કરવાનો પ્રસંગ આવ્યો, માટે દીવો લાવીને તપાસવાની શી ગરજ ? ચકિત ગુણ એને એટલા માટેજ કહીએ છીએ.

૨૮ केलि—વિહારમાં સ્વામી સાથે રમવું તેને **કેલિ** કહે છે.

ઉદા૦— + × + + + + +

ઉપર પ્રમાણે અઠ્ઠાવીશ અલંકાર નાયિકાના વર્ણાય છે. શૃંગારમાં આલંબન ભૂત નાયિકાના એ ગુણોનું વર્ણન નાયિકાને અલંકૃત કરી શૃંગારને પુષ્ટિ આપે છે માટે રસના નિરૂપણમાં તેનું પણ નિરૂપણ કરેલું છે. નાયિકાના મનના ભાવને અનુસરતી ચેષ્ટા પણ તેનાથી સહજ બને છે માટે હવે તેમની ચેષ્ટાઓ વિષે કાંઇક ઇસારો કરી નાયિકાભેદ સમાપ્ત કરીશું.



## प्रीति बतावनारी चेष्टाओ.

મુગ્ધા અને કન્યા સ્વામીપર પ્રીતિ વાળી હોય ત્યારે તેમની ચેષ્ટાઓ પણ તદ્દનુરૂપ થાય છે. એ ચેષ્ટાઓ પરથી તેમના મનના ભાવ પરખાઇ આવે છે. વિદ્વાનોએ કેટલીક ચેષ્ટાઓ ગણાવી છે. જેમકે,—મુગ્ધા અથવા કન્યા પોતાના સ્વામી (પ્રિય) ની સામું જોતાં લાજતી હોય તેવું દેખાડે, સ્વામી તરફ નજર મેળવી તો જુએજ નહિ; કદી જોવાની મરજી હોય તો ફરતા કે જતા આવતા સ્વામીને છાનીમાની જુએ. સ્વામી બહુવાર પૂછે ત્યારે નીચે મોઢે ધીમું ધીમું ગદ્ગદ્ વાણીથી કાંઇક પ્રિય લાગે એવું બહુધા બોલે છે. બીજાં કોઇ વાત કરતાં હોય ત્યારે હમેશા સાવધાન થઇને તે વાત સાંભળે પણ દૃષ્ટિ બીજી જગોએ રાખે, જેમ રખેને તેનું સાંભળવું બીજા કોઇના જાણ્યામાં ન આવે. આ ચેષ્ટાઓ જોઇને જાણવું કે તે બાળા સ્વામી પર પ્રીતિ વાળી છે. લોક મર્યાદા અને પ્રીતિ એ બેના મિશ્રણથી એ ચેષ્ટાઓ ઉપજેલી છે એમ આપણને વિચારતાં ભાસે છે.

મુગ્ધા અને કન્યા સિવાય બાકીની બધી નાયકાઓની પ્રીતિદર્શક ચેષ્ટાઓ નીચે પ્રમાણે છે. સ્વામી ઘણીવાર પાસે બેશી રહે તેમાં માન સમજે; અલંકાર પહેર્યા વિના તેની નજરે પડવાનું ઠીક ન માને; ચોટલો બાંધવા છોડવાના બાહાનાથી બાહુનું મૂળ, સ્તન, નાભિ વગેરે પ્રિયના

જોવામાં આવે તેમ કરે; પ્રિયના સેવક વગેરેની વાણી આદિકથી સં-ભાવના કરે; સ્વામીના મિત્રોનો વિશ્વાસ કરે તથા તેનું બહુ માન રાખે; સખીઓમાં સ્વામીનાં વખાણ કરે; પોતાની પાસે દ્રવ્ય હોય તો તે પો-તાના પ્રિયને આપે; તે સુએ તો પોતે સુએ, શોચના કરે તો પોતે પણ શોચના કરે, અને સુખી હોય તો સુખની વાત કરે; સ્વામીની નજર પડતી હોય તે જગોએ હમેશાં બેસે અને દૂરથી પણ સ્વામી તરફ જોયા કરે; તેમ સ્વામી દેખાતો હોય તે જગો છોડીને જાય પણ નહિ; તેના કામ વિકારની વાતો પરિજન સાથે કરે; ગમે તે કાંઇક જોઇને અમથીજ હસે; તેમજ કાન ખોતરે, ચોટલો બાંધે છોડે, બગાસુ ખાય, શરીરમાં કડાકા ફોડે, બાળકને આલિંગન દેઇને ચુંબન કરે, સખીના કપાળમાં તિલક કરવા માંડે, અંગુઠા વતી ભોંય ખોતરે, પોતાનો હોઠ કરડે, અને સ્વામીની સાથે વાત કરે ત્યારે નીચું જોઈને બોલે; પ્રિય બીજા ઘરમાં રહેતો હોય તો ગમે તે કામને બહાને તેને ઘેર આવે; કાંઇક સ્વામીએ આપ્યું હોય તો તે પહેરીને વારંવાર જુએ; સ્વામીના સહવાસથી હમેશાં ખુશ રહે અને વિયોગથી મલિન તથા કૃશ થઈ જાય; તેનાં આચરણ બહુ ઉમદા માને; તેને વાહાલું હોય તે પોતે વાં-હાલું માને; થોડી કીમતના પદાર્થો માગે; × × × ×; પોતાને ઉપજે-લા કામ સંબંધી વિકાર તેની નજર સામે પ્રકટ ન કરે; સ્નેહ યુક્ત તથા મધુર બોલે. આ વગેરે ચેષ્ટાઓથી જાણવું કે તે સ્ત્રી સ્વામીપર અનુરક્ત (પ્રીતિવાળી) છે.

ઉપર કહ્યાં તે ચેષ્ટિત નવી સ્ત્રીમાં જો હોય તો બહુ લજ્જાયુક્ત

દેખાય; મધ્યા સ્ત્રીનાં મધ્યમ લાજવાળાં; તથા પ્રગલ્ભા, પરકીયા, અને વારાંગનાનાં ચેષ્ટિત લાજ વિનાનાં હોય.

સ્ત્રીઓના મનોભાવ જાણવાને ઉપર ચેષ્ટાઓ કહી, તે સિવાય બીજાં પણ સાધન હોય છે એટલે લખી મોકલવાથી, સ્નેહયુક્ત દૃષ્ટીથી, મધુર બોલવાથી, અને દૂતી મોકલવાથી પણ સ્ત્રીના મનોભાવ સમજાયછે.

દૂતી—સખી, નટી, દાસી, ધાવ, પાડોશણ, નાની છોકરી, વેરાગણ, ધોબણ, હજામડી, કારીગરની સ્ત્રી, એ વગેરેનો ઉપયોગ દૂતીના કામમાં થઇ શકે છે. વખતે પોતે પણ પોતાની દૂતી થાય છે. જેમ, નીચેના ઉદાહરણમાં કોઈ સ્ત્રી કામવશ થઇને રસ્તે જતા એક પુરૂષને કહે છે કે—

**भुजंगी छंद.**

महाराज आवो जरा काम मारे;
तमे वैद्य के जोशी छो कोई भारे ?
रिबे आंधळी सासु, हुं एकली छुं,
गया नाथ जावे जरा प्रश्न पूछुं. १

આ ઉદાહરણમાં પોતાને અર્થે પરપુરૂષને ઘરમાં લાવવાની યુક્તિ કરનારી દૂતી પણ પોતેજ થઇ છે, એ સ્પષ્ટ છે.

સખી તથા દાસી દૂતી થઇ શકે છે; તેનું ઉદાહરણ. જેમ કે,—

**उपेन्द्रवज्रा.**

सखी ! समाधी शिव साधि बेठा,

हरी हवे हाल गया छ हेठा;
रवीन देखुं घन दूर गाजे,
त्वराथि मोती लई आव आजे. १

આ ઉદાહરણમાં શ્લિષ્ટ (દ્વીઅર્થી) વચનથી દાસીને સમજાવી છે કે મોતી નામે મારા પ્રિયને જલદી તેડી લાવ. કેમકે શિવ જેમ સમાધિમાં બેસે છે તે ત્યાંથી વહેલા ઉઠતા નથી તેમ શિવરામ પણ સંધ્યાપૂજામાં બેઠા છે, તેનો જલદી પાર આવવાનો નથી; આ ચોમાસાના દિવસમાં હરિ (વિષ્ણુ) બળિરાજાને ત્યાં જાય છે તે જેમ ચોમાસું પુરૂં થયા વિના આવતા નથી તેમ હરિરામ પણ નીચે એવા કામમાં ગુંથાયા છે કે તે વેહેલા પરવારવાના નથી; આ ચોમાસામાં જેમ રવી દેખાતો નથી, તેમ રવીશંકર પણ કંઇક બહાર ગયા છે તે દેખાતા નથી; વરસાદ જેમ દૂર ગાજે છે તેમ ઘન (ઘનસ્યામ) પણ પ્રદેશમાં છે; માટે ચોમાસામાં છત્રીવિના પલળવાની બીકથી જેમ બજારમાં થી મોતી લાવવાં હોય તે જલદી લઇ આવવાં પડે તેમ મોતીરામને બોલાવી લાવ. એમ એક તરફથી જોતાં ચોમાસાનું અને બીજી તરફથી જોતાં જારિણીના સંદેશાનું એ કવિતામાં વર્ણન છે. દૂતીઓ જેમ નાયિકાને ખપ લાગે છે, તેમ નાયકને પણ ખપ લાગે છે, એમ જાણવું. દૂતીઓના સામાન્ય ગુણ નીચે પ્રમાણે છે;—

કામી જનોના સંદેશા લેઇ જવા લાવવામાં તથા તેમનાં અનુસંધાન મેળવી આપવાની કળામાં કુશળતા, એજ કામમાં ઉત્સાહ કામમાં

યોજનાર પ્રત્યે પ્રેમભાવ, મન વરતવાની શક્તિ, સ્મરણ શક્તિ, કામ સંબંધી હાસી મશ્કરીઓ વગેરેનું જ્ઞાન, તથા પ્રસંગ પ્રમાણે બોલતાં આવડવું, એ ગુણો દૂતીમાં હોય છે. એ દૂતીઓ પણ ઘટારત પ્રમાણે ઉત્તમ, મધ્યમ, કે અધમ વર્ણાય છે.

નાયક તથા નાયિકાનાં નિરૂપણમાં જો કે લગભગ સરખુંજ લખાયું છે, તથાપિ તેમાં જોઈએ તે કરતાં કાંઇ વિશેષ લખાયું નથી. રસના ગ્રંથોમાં એ જૂના કવિઓ વર્ણવતા આવ્યા છે માટે, તથા એમાંનો કોઈપણ ભાગ રસના સંબંધમાં નિરૂપયોગી નહિ હોવાથી મેં જેમ બન્યું તેમ પૂરેપૂરોજ એ ભાગ લખ્યો છે. રસગ્રંથ કર્ત્તાઓનો એવો હેતુ હોય છે કે, રામાદિકની પેઠે ધર્માચરણ કરવું પણ રાવણાદિકની પેઠે અધર્માચરણ ન કરવું. એ સમજાવવા માટે રામનાં સ્તુતી પાત્ર કૃત્ય તથા રાવણનાં નિંદ્ય કૃત્ય બન્નેય વિવિધ રસોથી કાવ્યમાં વર્ણાય છે. હવે દોષગ્રાહી મનુષ્યો રામનાં આચરણ તજીને રાવણનાં આચરણ ગ્રહણ કરશે એવા ભયથી શું કેવળ રામનાંજ આચરણ વર્ણીને કવિએ વિરામ પામવો એમ કોઇ વિદ્વાનના લક્ષ્યમાં આવે છે? પરકીયા અને સામાન્યા નાયિકા વિષે પણ તેમજ સમજવાનું છે. કેટલાક લોકો વિપરીત સમજને લીધે સામળભટની વાર્તાઓનો ધિઃકાર કરે છે અને કહે છે કે એથી અનીતિ વધે છે, કેમકે એમાં પરકીયા વર્ણીછે. પણ હું કહું છું કે 'રાવણની પેઠે ન વર્તવું' એના જેવોજ એ ઉપદેશ કરીને નીતિ વધારે છે. કેટલાક આધુનિક પંડિતો એમ માની બેઠા છે કે સ્ત્રીઓની કામ સંબંધી વાર્તાઓ બાળકોના કોમળ અંતઃક-

રણ પર ચીતર્યાથી તેઓ અનીતિવાન બની જાય છે! મારા મત પ્રમાણે આ વિચાર શંકાસ્પદ છે. કેમકે કામાદિ ભાવ જે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે તેનું નામ ગમે તેટલું છાનું રાખશો તથાપિ સમય થયે તે છૂપો રહેવાનોજ નથી; અને સમય થયાવિના તે ભાવનું કથન સારી કે માઠી કાંઇ અસર પણ કરશે નહિ. માટે કવિઓ રાવણાદિકનાં ચેષ્ટિત વર્ણવીને, તે ઉત્પન્ન થતા ભાવને કુમાર્ગે પ્રવૃત્ત થતો અટકાવે છે, એ પ્રસંશનીય છે. અને તેથી રામાદિક અને રાવણાદિકનાં ચેષ્ટિત સમજવાને યોગ્ય રસજ્ઞાન થવા માટે નાયિકાનિરૂપણ સર્વથા આદર કરવા જેવું છે. કોઇ કહેશે કે 'નાયિકાનિરૂપણ કર્યું છે તે તો ઠીકજ છે, પણ તે આટલું બધું નોહોતું કરવું' તો, શાકુંતલ વિક્રમોર્વશી, માલવિકાગ્નિમિત્ર, ઉત્તરરામચરિત, રત્નાવલિ, ઇત્યાદિ ઉપર પણ એવોજ આક્ષેપ આવશે; કેમકે તેમાં પણ નાયિકાનું વર્ણન બહુ છે. રસનિરૂપણના પ્રમાણમાં વિશેષ છે, એમ કહેશો તો, વિવિધ રીતે શૃંગારરસ જમાવવાને એના વિના ચાલવાનું નથી. જે છે તે ઠીકજ છે, એમ કહેતા હો તો હવે આપણે નાયિકાઓ તરફ એકવાર ફરીને દૃષ્ટિ કરી જઇએ. નાયિકા રસશાસ્ત્રમાં આલંબન વિભાવરૂપે વર્ણી શકાય છે. શૃંગારમાં તો તેના વિના ચાલેજ નહિ. પ્રથમ આપણે સ્વીયા, પરકીયા, અને સામાન્યા, એવા ત્રણ ભેદ નાયિકાના પાડી તેનાં લક્ષણ તથા ઉદાહરણ બતાવ્યાં છે. હવે અવસ્થા પરત્વે આપણે એ નાયિકાઓને ત્રણ પ્રકારની દીઠી. કેટલીક લાજ પામતી મુગ્ધાઓ છે; કેટલીક મધ્યમ લજ્જાવાળી મધ્યાઓ છે; અને કેટલીક પ્રૌઢ અવસ્થા-

ની લજ્જાની દરકાર ન રાખતી પ્રૌઢા કે પ્રગલ્ભાઓ છે. લજ્જા એટલે માત્ર સ્વામી પાસે લાજવું કે શરમાવું તેજ આ જગોએ સમજવું; લજ્જાનો અર્થ મર્યાદા જેવો કરવો નહિ. વારૂ, હવે આપણે નાયિકાને જોવા લાગ્યા અને તેમના સ્વભાવ તરફ નજર કરી ત્યારે મધ્યા તથા પ્રગલ્ભામાં, ધીરા, અધીરા, વગેરે ભેદ પરખાયા. મુગ્ધાને બિચારીને માન નહિ કે માન સંબંધી લાડ નહિ, પણ મધ્યા તથા પ્રાગલ્ભામાં તે ખરૂં; કેમકે તે વધારે સમજણી થએલીઓ. એ ભેદની આગળ ચાલ્યા ત્યારે જ્યેષ્ટા અને કનિષ્ટા એવા ભેદ આપણી દૃષ્ટિએ પડ્યા. ઓછાવત્તા સ્નેહને લીધે એવાં નામ અપાયાં છે. કન્યા તથા પરોઢા બે પ્રકારની પરકીયા નાયિકાનાં લક્ષણો હવે આપણી દૃષ્ટિ તળે પડે છે તથા સામાન્યા પણ ધનને માટેજ પ્રીતિ રાખનારી આપણે જોઇએ છીએ. નાયિકાનો ભેદ અહીં પતી રહ્યો. હવે તેમના વૈભવ અને વિલાસ સામી દૃષ્ટિ કરીએ તો સ્વાધિનભર્તૃકા વગેરે આઠ પ્રકારની નાયિકાઓ દીઠામાં આવે છે. એમાં કહેલી અવસ્થાઓ વડે તેમના મનના શૃંગારી ભાવ આપણે સમજીએ છીએ. ગમે તેનું વર્ણન કરો પણ રતિભાવનીજ તેમાં પુષ્ટિ થાય છે એ આપણે જોયું. ભાવ, હાવ, હેલા, વગેરે અઠ્ઠાવીશ ગુણમાંના કોઇ એકમાં તો કોઇ બીજીમાં, એમ આપણે જોયાં. કોઇમાં એ ગુણોમાંના વિશેષ પણ હોય છે. એમના ભાવ એમની કયી કયી ચેષ્ટાઓથી વર્ત્તવા તે પણ તમને કહી દીધું છે. અને જાણે તમારા આગળ સ્ત્રી સ્વભાવનું વિશાળ ચિત્ર વિવિધ રંગો પુરીને મૂક્યું હોય તેમ તમે જોયું છે. દૂતી પણ સ્ત્રી જાતિ છે. માટે નાયિકા ભેગી તેને પણ વીસર્યા નથી. હવે એટલેથી વિરામીને રસ સંબંધી બીજી વાત કરીએ.



# उद्दीपन विभाव.

રતિ આદિક સ્થાયિભાવ તથા નાયક–નાયકા આદિક આલંબન વિભાવનું નિરૂપણ કર્યું તેમાં તમે જોયું કે નાયકનાયિકા વિના બીજી પણ કેટલીક વાતો તેની સાથે સંબંધ રાખનારી વર્ણાઇ છે. રાત્રિ, દિવસ, વસંત, પુષ્પ, એકાંત સ્થળ, કોયલ તથા ભમરાના અવાજ, ચંદન, ઘરેણાં, કટાક્ષ, વગેરે વારંવાર આવ્યું છે. શા માટે એ વર્ણવવું પડયું? તે વિના વર્ણન શોભતુંજ નથી–વર્ણન તેના વિના ફીકું અથવા નીરસ લાગે છે માટે તે વર્ણ્યા છે. રસ આણવાને તેની મદદની પણ ગરજ છે. રસ પ્રકટાવવામાં કયા પ્રકારની તે મદદ કરે છે? એ વિચાર કરીએ તો જણાય છે કે જે છે તેમાં પુષ્ટિ કરવા કરતાં અથવા તેની દીપ્તિ કરવા કરતાં વિશેષ એ વર્ણનથી લાભ નથી. રસને દીપાવે છે માટે એવા વર્ણનને ઉદ્દીપન વિભાવ નામ આપીએ અને જોઇએ કે ઉદ્દીપન વિભાવ કેટલા છે. રસને અનુકૂળ આલંબનની ચેષ્ટાઓ, રસને અનુકૂળ સમય, અને રસને અનુકૂળ સ્થળ વગેરે હોય તો રસોત્પત્તિની વિશેષ પુષ્ટિ થવાનો સંભવ છે. આ રીતે આપણે ઉદ્દીપન વિભાવના ત્રણ વર્ગ બાંધી શકીએ છીએ. એટલે આલંબન વિભાવની ચેષ્ટાઓ તથા તેની સાથે રૂપ, અલંકાર,

વગેરે જે વગર ચેષ્ટાએ ચેષ્ટારૂપ છે તે પણ ગણી શકાય, તો એક એ વર્ગ; બીજું કોઇ પણ પ્રદેશ. કેમકે ચેષ્ટા જેમ સ્થાયિભાવને પુષ્ટ કરે છે,' તેમ દેશ પણ મનને અસર કરવામાં ઓછી મદદ કરે છે તેમન-થી. ઉજડ અને અંધકાર મનમાં ભય ઉપજાવે છે; ફુલબાગ અને વા-ડીઓ વગેરે મનને પ્રફુલ્લિત કરે છે; સ્મશાન અને ખંડેર ગયેલાંની સ્મૃતિ આપી મનમાં નિર્વેદ ઉત્પન્ન કરે છે; ધર્મક્ષેત્ર, દેવસ્થાન, યો-ગીઓના આશ્રમ વગેરે મનમાં ઇશ્વર ભક્તિની વાસના ઉપજાવે છે; આગગાડીનાં સ્ટેશન, કારીગરીનાં કારખાનાં, મોટા શેહેરોનાં બજાર, વગેરે ઐહિક પ્રવૃત્તિ અને લોભ ઉપજાવે છે; એ પ્રમાણે મનોવિ-કારમાં સ્થળ પણ ભારે ફેરફાર કરી શેકે છે, માટે રસના ઉદ્દીપન વિભાવરૂપે એને બીજા વર્ગમાં મૂકીએ છીએ. હવે ત્રીજા વર્ગમાં કાળ અથવા સમય મૂકીએ. માનવી—મનમાં કાળની પણ જબરી અસર થાય છે. સવાર, મધ્યાન્હ, અને સાંજ, એ ત્રણ વખત જુદા જુદા છે એમ આપણે કહીએ છીએ એટલા પરથી જણાય છે કે તે જુદી જુદી અસર કરી શકે છે. આજ પ્રમાણે વર્ષની ત્રણ ઋતુઓ, રાત્રિ અને દિવસનો સમય, પ્રિયજનના મેળાપનો સમય, પ્રિયજનના મરણનો સ-મય, દેવાર્ચનનો મુકરર સમય, વગેરે માણસના મનને વિવિધ અસરો કરે છે તે આપણે જાણીએ છીએ. સમય તથા સ્થળ તો હમેશાં એ-કજ રૂપમાં રહે એવા નિર્વિકાર અવ્યય જેવા પદાર્થો છે, પણ જુદા જુદા પ્રસંગથી તેના વિભાગ આપણે પાડીને તેને નામ આપીએ છી-એ. પુષ્પ કોયલ વગેરેનો સમાવેશ કાળમાં, અને ઘરેણાં, ચંદન, વ-

ગેરેનો સમાવેશ ચેષ્ટામાં થાય છે.

રસને અનુસરતી ચેષ્ટા વગેરે થવાથી રસનું ઉદ્દીપન થાય છે, તે વાત ખરી છે, પણ તે બધુંજ આ જગોએ બતાવવા કરતાં રસના નિરૂપણની સાથેજ બતાવીશું તો ઠીક અનુકૂળ પડશે. એ ભાગ કાંઇ નાયકા ભેદની પેઠે વિસ્તારવાળો નથી કે તેનું એક જુદું પ્રકરણજ થાય. હમણાં માત્ર એટલુંજ યાદ રાખવું બસ છે કે આલંબનની ચેષ્ટાઓ તથા દેશકાળ વગેરે જે રસને પ્રકટ કરવાને સહાય કરે છે તેને ઉદ્દીપન વિભાવ નામ આપ્યું છે. આપણે એક બે ઉદાહરણથી ઉદ્દીપન વિભાવ સ્પષ્ટ કરીશું.

### वसंततिलका.

जेनां हतां कमळना समनेत्र सारां,<br>
ते अर्थशून्य विकराळ जणाय न्यारां;<br>
आ अग्निमां प्रजळशे तनु रंगवाळी<br>
रे ! ते फरी नहि मळे प्रमदा रुपाळी !

આ ઉદાહરણમાં કરૂણરસનો ઉદ્દીપન વિભાવ વિકાળ નેત્ર અને અગ્નિમાં બળવાની દેહ એ છે. કેમકે એ વસ્તુ જોવાથી જોનારાનો શોક પ્રદિપ્ત થાય છે. શબ આલંબનની એ ચેષ્ટા તથા સ્મશાન દેશને લગતું બળવું એ દેશ છે. 'પ્રજળશે' ક્રિયામાં ભવિષ્યકાળ મૂક્યો છે તે પણ આ સ્થળમાં ઉદ્દીપન કાળ કહીએ હરકત નથી.

## नाराच.

रह्या घडीक बे गइ घडीक चार रात त्यां,
सुण्यां वरु, शिआळ, वाघ घोर शब्द बोलतां,
वह्यो विशाळ झंझवायु, वीज दीठी वादळे,
उडाडि धूळ अंधि आवी, शब्दको न सांभळे.

\+ + + + + +

उजेश थाय वीजनो बिहामणुं बधुं दिसे,
सुणुंछुं घोर गर्जना शुं आसमान तूटशे !
वहेछ वायु घोर जोर धारि सोर साथ आ,
निषाद देशमां जशे निशा अमारि केम आ !!

(કામકટાક્ષ.)

કોઈ મુસાફર ભીલનાં ગામડાંમાં વિંધ્યાચળની ઝાડીમાં આવી પડ્યો છે તે વખતે તે ઉપરનાં વચન બોલે છે. ભીલનો દેશ અને રાત્રે વરસાદનો સમય એ દેશકાળથી એનો ભય જાગૃત થાય છે (વધે છે) માટે ભયાનકનું એ ઉદ્દીપન છે. વરૂ શિયાળના શબ્દ, વીજળી, ગર્જના, વાયુ, એ પણ તેનાંજ સાહ્યકારી તરિકે ઉદ્દીપન છે.

આ પ્રમાણે પ્રત્યેક રસમાં શું શું ઉદ્દીપનરૂપે વર્ણાય છે, તે તે રસના વર્ણન સમયે કહીશું. સ્થાયિભાવ અને આલંબન વિભાવ કરતાં ઉદ્દીપન વિભાવનો ભેદ ઉપરના ઉદાહરણથી તમારા લક્ષ્યમાં આ-

વ્યો હશે તો બસ છે. ઉપરનાં ઉદાહરણમાંથી પેહેલામાં આલંબન મરનાર સ્ત્રી અને બીજામાં નિષાદ (ભીલ) અથવા ભૂત પ્રેત અથવા કોઇક મનઃકલ્પિત વસ્તુ એ આલંબન છે. ઉદ્દીપન તેના કરતાં જૂદાંજ છે તે બતાવ્યું છે. આ પ્રમાણે રસનું પેહેલું અંગ સ્થાયિભાવ અને બીજું વિભાવ આ જગોએ પૂરાં કરી ત્રીજું અગ જે અનુભાવ તે વિષે કહીશું.





# अनुभाव.

સ્થાયિભાવ રતિ આદિક તો જાણવામાંજ છે; એ સ્થાયિભાવને અંકુરિત તથા પુષ્ટ કરનાર વિભાવ છે. વિભાવ પૂર્વે બે પ્રકારે કહ્યા; આલંબન અને ઉદ્દીપન. આલંબન સીતા આદિક (શ્રૃંગારમાં); ઉદ્દીપન ચંદ્ર, વસંત, આદિક (શ્રૃંગારમાં); સીતાને વસંત ઋતુમાં જોઇને કોનો રતિભાવ પ્રકટે છે? રામનો. રામ નાયકની રતિ આપણે વર્ણવવી છે અને શૃંગારરસરૂપે તેને શ્રોતાઓનાં અંતરમાં ચોપડવી છે. સીતારૂપી આલંબનથી અને ચંદ્ર આદિક ઉદ્દીપનથી રામનો રતિ સ્થાયિભાવ પ્રકટ થાય છે. એવું રસશાસ્ત્રીઓ તો કહે છે, પણ તમે એવું શું રામનામાં દીઠું કે તેથી તમે પણ 'રામની રતિવાસના પ્રકટ થઇ છે' એમ કહી શકો વારૂ? તમે કહેશો કે સીતાને જોઇને રામ તેને આલિંગન કરવાને હાથ લાંબા કરે છે; તેને છાતીસાથે દાબે છે; તેને ચુંબન કરે છે; આવી રામની ચેષ્ટાઓથી અમે જાણ્યું કે રામના મનમાં સીતાને જોઈને કાંઇક વિકાર ઉપજ્યો છે. અને એ વિકાર તે રતિજ છે. ઠીક ત્યારે; આ રીતે રતિ આદિક સ્થાયિભાવ જ્યારે નાયક કે નાયિકામાં કાર્યરૂપે બાહાર પ્રકાસે (એટલે ચેષ્ટારૂપે જોવામાં આવે) ત્યારે તેને કાવ્ય તથા નાટકમાં 'अनुभाव' એવું કહે છે.

અમુક સ્થાયિભાવ પ્રકટવાથી કેવી ચેષ્ટાઓ થાય અથવા કેવી કેવી ચેષ્ટાઓથી અમુક સ્થાયિભાવ પ્રકટ્યો છે એમ કહી શકાય તે આ જગોએ કહેવા કરતાં તે તે રસના નિરૂપણની સાથે બતાવવું સુગમ પડશે. કેમકે અહીંજ જો કહીશું તો આ ગ્રંથમાં પુનરૂક્તિ દોષ તમે આરોપણ કરવા તૈયાર થશો. સામાન્યપણે અનુભાવ તે શું એ ઉપર પ્રમાણે સમજ્યા પછી જેમ કોઇ આધુનિક કવિએ મને પૂછ્યું હતું કે 'અનુભાવ કેટલા છે?' એવો પ્રશ્ન તમે નહિ ઉઠાવો.

શૃંગાર રસને માટેજ જો અનુભાવનું ઉદાહરણ જાણવાની ઇચ્છા હોય તો પૂર્વે નાયિકાના અલંકાર વર્ણ્યા છે તે આ જગોએ જોઈ જવા એ બધા અનુભાવ રૂપજ છે. જેમ,—

### इंद्रविजय.

वल्लभ दूर विलोकि विलासिनी आंखनी कीकी लगार नचावी,
मों हसतुं लगरीक करी, घर अंदरथी जरि बाहेर आवी;
वल्लभने वसमुं थई ते पडयुं, अंतर शांती ममूळ गुमावी;
धीरज छूटी थयुं मन विह्वळ, गम्मत कोइ नहीं मन भावी.

આ ઉદાહરણમાં વલ્લભને જોવાથી લગાર કટાક્ષ, લગાર હસવું, ઘરમાંથી બાહેર આવવું વગેરે ચેષ્ટાઓ સ્ત્રીના અનુભાવ રૂપ છે. અને આપણે એ જોઈને જાણી શકીએ છીએ કે એ સ્ત્રીના મનમાં રતિભાવ પ્રકટ્યો છે. (નાયિકાના વિલાસ નામે અલંકારનું આ ઉદાહરણછે).

એક બીજું ઉદાહરણ વળી ભયાનક રસના અનુભાવનું આપીએ

છીએ. જેમ, કોઇ પુરૂષ રાત્રે એક ભયાનક દેખાવ જોઇને કહે છે કે-

गीति.

छाती छळे, नव वळे--शांती, धीरज रती न राखि रहे;
निकळि जवा ज्यम तत्पर, तेमज मुज प्राणवायु ऊर्ध्वे वहे.
आंख्यो बेब्राकळिथी चोपासे जोउछुं भय निहाळी;
सावित्री जप जपतो, जगनायकमां तमाम मनवाळी.

આ ઉદાહરણમાં છાતી છળવી, ધીરજ ન રહેવી, પ્રાણ ઉંચા ચડવા, બેબાકળી નજરથી ચોપાસે જોવું, ગાયત્રી જપવી, વગેરે ચેષ્ટાઓથી નાયકના મનનો ભય આપણા જાણવામાં આવે છે. ભયાનક રસનો એ અનુભાવ છે.

નાયકના નિરૂપણમાં નાયકના સાત્વિક ગુણો વર્ણ્યા છે. આ જગોએ રસને લગતા આઠ સાત્વિક ભાવ પણ બતાવીએ છીએ, કેમકે એ સાત્વિકભાવ પણ અનુભાવમાંજ ગણાય છે.

રસના નિરૂપણમાં (આ ગ્રંથના રસ પ્રકરણમાં) વિભાવ, અનુભાવ વ્યભિચારી ભાવ જેમ જૂદા જૂદા કહેવામાં આવશે તેમ સાત્વિક ભાવ જૂદા ગણાવ્યા નથી, પણ રસોત્પત્તિ સમયે રસના અનુભવનારમાં સાત્વિક ભાવ પ્રકટે છે, એમ આ જગોએજ કહી મૂકીએ છીએ. ગમે તે રસનો અનુભવ થતાં પણ તે (સાત્વિક ભાવ) તો તેના તેજ હોય છે. તેના તેજ દીઠામાં આવે છે, માટે રસના નિરૂપણમાં પ્રત્યેક સ્થળે તે બતાવવા કરતાં અહીંજ બતાવ્યા છે. ખરૂં જોતાં અનુભાવ અને સા-

ત્વિક ભાવ જૂદાજ છે, પણ ચેષ્ટારૂપે તે એક હોવાથી આપણે અનુભાવ' એ મથાળા નીચે તેનો સમાવેશ કરેલો છે. અનુભાવ દરેક જૂદા જૂદા રસમાં જૂદા જૂદા હોય છે, એટલે શૃંગારના અનુભાવ હાસ્યથી જૂદા, હાસ્યના કરૂણથી જૂદા, કરૂણના વીરથી જૂદા, એમ છે; પણ સાત્વિક ભાવતો હરકોઇ રસના અનુભવ સમયે ઉપજતી ચેષ્ટાઓ છે, માટે બધા રસને સામાન્ય છે, એમ કહેવાની મતલબ છે.

સાત્વિક ભાવનું શું લક્ષણ છે? એ કહેતાં પેહેલાં અમારે યાદ આપવું જોઇએ કે નાયકના સાત્વિક ગુણોનું નિરૂપણ કરતી વખતે તેને સાત્વિક ગુણો શા માટે કહે છે તે ત્યાં બતાવ્યું છે, તે અહીં ફરી જોઈ જવું. આત્મામાંજ (પોતામાંજ) સ્થિતિરૂપ ભાન કરાવનારો કોઇ આંતરધર્મ છે તેને 'સત્વ' કરીને કહે છે. આ વાત વેદાંત શાસ્ત્ર જેણે સાંભળ્યું હશે તેને ઝટ લક્ષ્યમાં આવશે. વધારે સ્પષ્ટ થવા માટે કહીએ છીએ કે આનંદના અનુભવનાં મનુષ્ય જ્યારે તે આનંદવિના બીજા કશાને સંભારી શકતો નથી, એવી જે મનની સ્થિતિ થવી તેને 'સત્વ' કહે છે. એ સત્વથી ઉપજેલા વિકારો બાહાર ચેષ્ટારૂપે જણાય તેને **'સાત્વિકભાવ'** એવું નામ આપેલું છે. તે નીચે પ્રમાણે આઠ છે.

૧ સ્તંભ, ૨ સ્વેદ, ૩ રોમાંચ, ૪ સ્વરભંગ, ૫ કમ્પ, ૬ વિવર્ણતા, ૭ અશ્રુ, ૮ પ્રલય. એમનાં લક્ષણ,—

૧ **સ્તંભ.**—ગમે તે પ્રકારની પણ ચેષ્ટા જે સ્થિતિમાં નાશ પામે છે, જ્યારે મનુષ્ય જડરૂપ ભાસે છે, તેને **સ્તંભ** કહે છે. ભય, હર્ષ, કે રોગ વગેરેથી સ્તંભ નામે ભાવ ઉપજતો આપણા જોવામાં આવે છે.

જેમ,

**चामर.**

सेरमांथि चालि छेल से'लमाट बागमां,

छानि मात तातथी अजाण कोक भागमां;

त्यां गइ निहाळि वाडि शून्य झाडिशी रही,

*चित्त चौंकि मूर्तिपेठ त्यांनि त्यां ठरी गई.

કોઇ મધ્યા વિપ્રલબ્ધાનું આ ઉદાહરણ છે. સંકેતસ્થળ શૂન્ય દેખવાથી ક્રોધ કે વિસ્મય વગેરેના આવેશથી તે ત્યાંજ ઠરી ગઇ. એ જડતા એટલે સ્તંભ બતાવ્યો છે.

૨ **स्वेद.** શરીરમાંથી બફારાનું પાણી નીકળવું તેને **સ્વેદ** કહે છે. રતિ, યુદ્ધ, વગેરે શ્રમથી તે જણાય છે. જેમ,—

**गीति.**

त्रिपुर विजय करि आव्या, नाश कर्यो शिव! असूर-दंगानो;

ते श्रमथी आ वेहेतुं, पाणी छे के प्रवाह गंगानो?

•

શંકર ત્રિપુરાસુરને જીતીને આવતા હતા તે વખતે નારદ તેમની પાસે આવીને અભિનંદન આપતાં કહે છે કે હે શિવ! તમારા શરીરમાંથી આ તે શ્રમનું પાણી (સ્વેદ) નીકળે છે ગંગાનો પ્રવાહ વહે છે! (ભ્રાંત્યલંકાર).

૩ **रोमांच**—ભય, હર્ષ, કે અદ્ભૂત વગેરે દેખવા સાંભળવાથી રૂવાં ઉભાં થવાં તેને **રોમાંચ** કહે છે. જેમ,—કોઇ બે સ્ત્રીનો ધણી

પોતાની સ્ત્રીઓ પાસે બેઠો હતો, તેવામાં એકને છાનોમાનો સ્પર્શ કરી તેનો આનંદ અનુભવવા લાગ્યો. આ વખતે પાસે બેઠેલી બીજી સપત્ની કહે છે કે—

### इंद्रविजय.

मेघ तणुं नथी वारि पड्युं प्रिय! भूमि दिसे क्यम अंकुरवाळी!
वांकी कमान भृकुटी तणी करी, मर्मनुं वायक उच्चरी बाळी;
शीतळ वायु, शरीर कवायलु, आ पगमां चढि जाय छे खाली;
रोम उभां मुज थाय तमाम; नथी समज्यो समशा तुज व्हाली!

આ ઉદાહરણમાં સ્ત્રીનો સ્પર્શ થવાથી રોમાંચ જોઇ સ્ત્રી બોલી કે વરસાદ વરસે (મેઘનો સ્પર્શ થાય) તોજ પૃથ્વી અંકુરિત થાય. મતલબ કે તમે મારાથી છાના પેલીને અડકો છો, પણ તમારાં રૂવાં ઉભાં થાય છે, તેથી તે હું જાણી જાઉં છું. આ વચનનો અર્થ સમજ્યા છતાં પણ તે વાત ઉડાવવાને જાણે ન સમજ્યો હોય અને તેથી તેપર લક્ષ્ય ન આપ્યું હોય તેમ સ્વામી બોલ્યો કે મારૂં શરીર કવાયલું (માંદું) છે અને આ ઠંડો પવન વાય છે તેથી પગમાં ખાલી ચઢી જાય છે અને રૂવાં ઉભાં થાય છે. રોમાંચ ચેષ્ટા બતાવી છે.

૪ **स्वरभंग**—મદ કે પીડા આદિકથી સ્વરમાં વિકાર થાય તેને ગદ્ગદ કે **સ્વરભંગ** કહે છે. જેમ,—વગડામાં જતાં બે સ્ત્રી પુરૂષ એક ઝાડ નીચે બેઠા પછી તેમાંથી પુરૂષ સ્ત્રીને મૂકીને દૂર પાણી લેવા ગયો. ગયો તે ગયો; સાંજ પડી પણ ન આવ્યો. આ વખતે સ્ત્રી

ચિંતાતુર થઇ બોલી કે—

### पुष्पिताग्रा.

अरण उजड छे न नाथ आव्या; रवि पण अस्त थयो, न पाणि लाव्या;
गति हरजि हवे थशे शि मा'री, गदगद वाणि उचारे रोइ नारी.

આ ઉદાહરણમાં મનની પીડાથી સ્ત્રીની વાણી ગદ્‌ગદ બોલાય છે તે સ્વરભંગ છે.

૫ कंप—પ્રીતિ, દ્વેષ, કે શ્રમ આદિકથી શરીર ધ્રુજે તેને **કમ્પ** કહે છે. જેમ,—

### रामग्रींनी देशी.

द्रौपदी आणी सभामां जोइ भीम मन चडभडियो;
कंप्यो क्रोधे कायमां ज्यम ताव तनमां चडियो;
आंख राती, उछळे छाती, दांत पिसे हीसे;
मूर्तिमानज रौद्र जाणे, भीम भरायो रीसे.

આ ઉદાહરણમાં કૌરવના દુષ્કૃતના દોષને લીધે ભીમને કમ્પ થયો તે વર્ણાવ્યો છે.

૬ विवर्णता—વિષાદ (ખેદ), મદ, ક્રોધ, આદિકથી મુખનો રંગ બદલાવો તેને **વિવર્ણતા** કહે છે. જેમ,–(ઉપરનાજ ઉદાહરણને આગળ ચલાવીએ છીએ.)

क्रोध करीने कूदियो ज्यम केसरी विकराळ;

आंख फाटी भीमनी चमक्या बधा भूपाळ.

मुख वर्ण रातो थइ गयो, वही गयो सहुनो उमंग;

जोइ सामुं जन कहे आ भीम नो'य, भुजंग.

ક્રોધથી ઉપજેલી વિવર્ણતા આ ઉદાહરણમાં બતાવી છે.

૭ अश्रु—ક્રોધ, દુઃખ કે હર્ષ આદિકથી આંખમાંથી જે પાણી નીકળે છે, તેને **અશ્રુ** કહે છે. જેમ,—કોઇ વિધવાનું દુઃખ વર્ણવતાં કવિ કહે છે કે—

**चरणाकुळ.**

सांभळतांमां विलाप एना, नेत्रथकी जळ पडे न जेना;

तेनुं वज्रथी हृदय घडेलुं, मांस लोहीनुं नहीं बनेलुं.

ज्ञान शस्त्रथी शोक हणे छे, पण [1]शत्रु बळवान नडे छे,

वखते नयनतणा जळ--[2]वीची, दुखित करे पृथिवीने सींची;

वात करे वखते जन साथे, अरे! कही कर देती माथे;

अधो[3]--दृष्टिथि पृथिवि निहाळे; [4]सूत्र वगर मोति--माळ आले.

આ ઉદાહરણમાં વૈધવ્ય દુઃખથી ઉપજેલા અશ્રુનું વર્ણન છે.

૮ प्रलय—સુખ કે દુઃખથી ચેષ્ટા તથા જ્ઞાન બન્ને નાશ પામે તેને **પ્રલય** કહે છે, જેમ,—

---

૧ કામ. ૨ વીચી—તરંગ. આંખમાંથી નીકળેલા જળના તરંગ પૃથ્વીપર સીંચીને પૃથ્વીને પણ દુઃખી કરે છે. ૩ નીચી નજરે. ૪ દોરા વિનાની મોતીની માળા (એટલે આંસુના બિંદુ.)

## उपजाति.

गरीब, कंगाल, भिखारि, भोळो, दुःखे करे बे जंइ नित्य रोळो;
ओछुं खईने दुख वेठि पेट, राखी हशे सोरटिनी टिकेट.
को जन्मनुं कैंक हशेज सांच्युं, बे लाख तेनुं धन आवि पो'च्युं;
आ वात कांने पडतांनी वांत, भूमी पडयो भान तजी अनाथ.

આ ઉદાહરણમાં દ્રવ્ય પ્રાપ્તિના અત્યંત હર્ષથી બે-ભાનપણું બતાવ્યું છે. બે-ભાન અવસ્થામાં ચેષ્ટા તથા જ્ઞાન બન્ને નાશ પામે છે માટે એ પ્રલય નામે આઠમો ભાવ છે.

એ પ્રમાણે સાત્વિક ભાવ ઉદાહરણ સાથે બતાવ્યા પછી કહેવાનું કે એમાં જે ઉદાહરણો આપેલાં છે, તે માત્ર તે તે ચેષ્ટાઓ સ્પષ્ટ કરવામાટે છે. એટલે આને પ્રલય કહે છે, આને સ્વરભંગ કહે છે, આને વિવર્ણતા કહે છે, એ વાંચનારના લક્ષ્યમાં આવે માટે ગમે તે ઉદાહરણ મૂકીને જેમ બને તેમ સ્પષ્ટ કર્યું છે. નહિ તો ગમે તે રસના અનુભવ વખતની સાત્વિક ચેષ્ટાઓ એકજ ઉદાહરણથી બતાવી શકાત અને તેથી સમજી પણ શકાત કે બીજી જગોએ પણ આ પ્રમાણે સમજી લેવું. પણ નહિ; વધારે ઉદાહરણ શોધવા જેટલો અમારો પ્રયાસ બચાવવાને એમ ટૂંકામાં આટપી નાખી વાંચનારનું મન સંદેહમાં અમારે રાખવું નથી. હવે નીચેના ઉદાહરણમાં એ આઠે સાત્વિક ભાવ ટૂંકામાં બતાવ્યા છે તે વાંચી વિચારશો તો સાત્વિક ભાવ વિષે વિશેષ જાણવાનું તમારે નહિ રહે જેમ રાધિકાને તેની સખી કહે છે કે—

## मनहर.

[1]भागी तूटी वाणी, [2]स्वेद स्तनमां प्रमाणी,

૧ સ્વરભંગ. ૨ સ્વેદ.

[3]नेणमांथी पडे पाणी, जाणे मोतीओनी माळा छे;
[4]कंपे तारी काय सखि, [5]रोम उभां थाय, [6]रंग—
आवे अने जाय, छबी कामकेरी शाळा छे;
[7]हालेना हलावी अने चाले ना चलावी, आली!
[8]शून्य चित्त तारुं तेवा आंखनाय चाळा छे;
मान के ना मान पण सुखना समाज आज
साचे व्रजराज सखि! मारगे निहाळ्या छे!!

આ ઉદાહરણમાં અનુક્રમે તો નહિ, પણ આગળ પાછળ એ બધા ભાવ આણ્યા છે. અને એ પરથી રાધાના મનના સાત્વિક ભાવનો બોધ મળે છે કે તે કૃષ્ણને જોવાથી થતા આનંદના અનુભવમાં એકાગ્ર હતી. બ્રહ્મનિષ્ઠ યોગીઓનો યોગાનંદ, જ્ઞાનીઓનો બ્રહ્મમાં એકતાન થવારૂપ જ્ઞાનાનંદ કે બ્રહ્માનંદ તથા કામીઓનો વિષયાનંદ એ આનંદ રૂપે તો એકજ છે અને તેથી જેમ ભર્તૃહરિ કહે છે કે "कदास्यामानंदोद्गतबहुलबाष्पाकुलदशः। બ્રહ્માનંદથી ઉપજતાં પુષ્કળ આંસુએ ભરેલાં નેત્રવાળા અમે ક્યારે થઇશું?" એ પ્રમાણે એ સાત્વિક ભાવો તેમને પણ લાગુ પડે છે. રસમાં નિમગ્ન થનારના એ અનુભાવ છે એમ કહીએ તોપણ ચાલે.

૩ અશ્રુ. ૪ કંપ. ૫ રોમાંચ. ૬ વૈવર્ણ્ય. ૭ સ્તંભ. ૮ પ્રલય. આંખ પણ મન જેવી શૂન્ય છે. અર્થાત્ આંખની દૃષ્ટિ શૂન્ય જોઇને મનની શૂન્યતા પરખાય છે.



# व्यभिचारी भाव.

અત્યાર સુધીમાં વાંચનારે જોયું હશે કે જેટલા રસ તેટલા તેના સ્થાયિભાવ પણ બીજ–ભૂત ગણેલા છે. અમુક રસમાં અમુક સ્થાયિભાવ એ નિયમથી આપણે તેને બતાવી શકીએ છીએ. કયા રસમાં આલંબન વિભાવ કેવા હોય તેનો પણ નિયમ છે; ઉદ્દીપન વિભાવ પણ નિયમિત છે. અમુક આલંબનની કે પછી અમુક રસના અનુભવનારની અમુક અમુક ચેષ્ટાઓ થાય તેને અનુભાવ નામ આપી તેનો પણ નિયમ આપણે પૂર્વે દર્શાવ્યો છે. રસના અનુભવ વખતે સાત્વિક ભાવ ઉપજે છે, તે પણ જૂદો નહિ તો અનુભાવ ભેગો વર્ણવ્યો છે. હવે શું બાકી રહ્યું? રસ જમાવતાં કવિ એ બધાનો ઉપયોગ એવા ઉત્તમ કારીગરની પેઠે કરે છે કે જે તમને આ ગ્રંથમાં છૂટા છૂટા રંગ બેરંગી કપડાંના નાના મોટા કકડા માલમ પડે છે–જેનાપર તમારી આંખ વખતે ઠરે છે અને પળવાર તમે વખાણો છો કે વખતે ઠીક છે કહી આગળ નજર લંબાવો છો—જેને જોતાં વખતે તમને કાંઇ ચમત્કાર ન ભાસવાથી ફીકું સરખું લાગે છે,—તે સર્વની એક ઉત્તમ સેતરંજી કે ઉમદા ચંદરવો બને છે. રસમય કાવ્ય ગૂંથવામાં કવિ પૂર્વોક્ત સાહિત્ય સંભાળથી વાપરે છે, પણ તેની સાથે બીજું એવું કેટલુંક સાહિત્ય પણ તમારા

જોવામાં આવશે કે જે પૂર્વે વર્ણ્યું નથી. વારૂ જુઓ,—

**मारुनी देशी.**

बाइ हार तमारो जडजो, लेनारुं फाटीने पडजो;
एवुं कहेतामां काळिजुग नाठो, त्यारे तडाक टोलडो फाट्यो.
मांहे थको पड्यो नीसरी हार, सतिने त्रुठा विश्वाधार;
अंत्रिक्षथी अकस्मात, वरस्यो हार तणो वरसाद;
एक एक पे अदकां मोती, राजमाता टगमग जोती.

(નળાખ્યાન.)

આ અદ્‌ભૂત રસનું વર્ણન છે. દમયંતીના શાપથી ટોલ્લો ફાટીને તેમાંથી હાર નીકળે એ અતિમાનુષ (મનુષ્યની શક્તિની બાહારનું) કામ છે, માટે રાજમાતાને વિસ્મય થાય એમાં વાંધો નથી; વિસ્મય સ્થાયિભાવ તો સમજાય છે, પણ આલંબન શું? ટોલ્લો. કેમકે તે ફાટવાથી વિસ્મય થયો છે. ટોલ્લો ફાટવાની ક્રિયા, અંત્રિક્ષથી હાર પડવાની ક્રિયા, દમયંતીનો શાપ એ સર્વથી વિસ્મય વધે છે; એ બધાં ઉદ્દીપન છે. આ જોઇને રાજમાતા તો સજડજ બની ગઇ અને ટગમગ જોવા લાગી; એ અનુભાવ છે. વિસ્મયથી એમ થાયજ એવું તો તમે પણ કહેશો. આપણે અત્યાર સુધી જે વર્ણવ્યું તે તો એમાં આવી ગયું. પણ એની પેહેલી લીટી તમે જોઇ? **"બાઇ હાર તમારો જડજો, લેનારૂં ફાટીને પડજો"** આ દમયંતીના બોલે આટલોબધો વિસ્મય ઉપજાવ્યો છે! પણ એને અર્થશઃ જોઇએ તો એમાં નિંદા (ગાળ)

વિના બીજું તમારી નજરે શું આવે એવું છે? નિંદા પણ અદ્ભૂત રસમાં આ પ્રસંગે સાહ્યકારી થઇ અને તે વળી ખરેખરી સાહ્યકરનારી. આ ગોઠવણીમાં કવિનું અદ્ભૂત ચાતુર્ય છે. એજ કારીગરીમાટે અમે તેને નમસ્કાર કરીએ છીએ. વારૂ એ તો નિંદા નામે ભાવ, જે તમે અત્યારસુધી વર્ણ્યો નથી અથવા જેનો સમાવેશ સ્થાયિભાવ, વિભાવ, કે અનુભાવમાં થઇ શકતો નથી તે છે, પણ તમારે કહેવું છે શું? અમારે કહેવાનું એ છે કે એજ નિંદાનો ઉપયોગ અમે બીભત્સ રસમાં કરીને તમને કંટાળો ઉપજાવીશું. હા, પછી ? એજ નિંદા અમે ક્રોધની સાથે વર્ણીને રૌદ્રર સજમાવીશું. વારૂ, પછી? પછી એજ કે એ નિંદા તથા તેવાજ બીજા કેટલાક ભાવ રસની પુષ્ટિ કરવાને વપરાય છે, પણ ક્યાં કેટલા અને કયા વાપરવા તે મુકરર કરી શકાતું નથી. માત્ર એટલું કહી શકીએ છીએ કે જ્યાં ત્યાં તેવા તેવા ભાવો કવિને અનુકૂળ આવે તેમ વર્ણે છે. આમ વ્યભિચારીણિ સ્ત્રીની પેઠે ચારે પાસ ઘૂમે છે ખરા, પણ અમે તેની સંખ્યા મુકરર કરી છે કે તે તેત્રીસ છે. કેમકે એના વિના બીજા જણાયા નથી. આ અનિયમિત ભાવોનું નામ 'व्यभिचारीभाव' છે. કોઇ એને संचारीभाव ભાવ કહે છે.

ઉપરના ઉદાહરણમાં નિંદા વ્યભિચારી ભાવ વર્ણ્યો છે ખરો, પણ વિસ્મય ઉપજ્યો કે તેનો અંત આવે છે. અદ્ભૂત રસમાં સ્થિરભાવ તો વિસ્મયજ છે. માટે વ્યભિચારી ભાવનું લક્ષણ એમ થઇ શકે કે,–

**સ્થાયિભાવ વગેરે ભાવો રસોત્પત્તિમાં સ્થિર છતાં જે સહકારી ભાવો તેમાં પ્રકટે છે અને અંતર્ધાન થાય છે તેને**

**વ્યભિચારી ભાવો જાણવા.**

આ પણ યાદ રાખવું કે વિભાવ રસોત્પત્તિનું કારણ છે. અનુભાવ કાર્યરૂપે બાહાર જણાય છે, અને વ્યભિચારી ભાવ સહકારી છે.

વ્યભિચારીભાવનાં નામ—**મનહર.**

निर्वेद, आवेग, दैन्य, श्रम, मद, जडपणुं,
उग्रता ने मोह ने विबोध वखणाय छे;
स्वप्न, अपस्मार, गर्व, मरण, आलस्य तेम,
अमर्ष ने निद्रा, अवहित्था, ए भणाय छे;
औत्सुक्य, उन्माद, शंका, स्मृति, मति, व्याधि, त्रास,
लाज, हर्ष, असूया, विषाद, याद थाय छे;
धृति, चपलता, ग्लानि, चिंता ने वितर्क एम
व्यभिचारी भाव तेतरीस आ गणाय छे.

१ निर्वेद—તત્વજ્ઞાન (દેહ વિષયની અસારતાનું જ્ઞાન), આપત્તિ, ઇર્ષ્યા તથા પુરાણ શ્રવણાદિકથી પોતાની જાતનો જે તિરસ્કાર ઉપજે છે, તેને **નિર્વેદ** કહે છે. એ નિર્વેદથી દીનતા, ચિન્તા, આંસું, નિઃશ્વાસ, વિવર્ણતા (મોઢાની કાંતિ બદલાઇ જવી), વગેરે ચિન્હ થાય છે. જેમ,—કોઇ વિધવા કહે છે કે—

**वसंततिलका.**

एक्के नथी उगरवा दिसतो किनारो,

धिग् जन्म, धिक्क जिवतुं, धिक देह मारो;
रे बद्ध बंधन विषे थइ हुं बिचारी,
शाने प्रभू! सृजि मने जगमध्य नारी!!

આ ઉદાહરણમાં વૈધવ્યરૂપ આપત્તિથી પોતાની જાતનો તિરસ્કાર વિધવાએ બતાવ્યો છે, માટે એ નિર્વેદ છે. તત્વજ્ઞાનથી અને ઈર્ષ્યા (બીજાની મહત્તા દેખીને પોતાને હલકાં ગણી શોક પામવા)થી નિર્વેદ થાય છે, તે પણ એજ પ્રમાણે જાણવો.

૨ **आवेग**—એટલે ગભરાટ અથવા ત્વરા. ગભરાટ અને ત્વરા ઉપજવાનાં અનેક કારણો છે અને તેથી આવેગ પણ જૂદે જૂદે રૂપે દેખાય છે. જેમ અગ્નિ સળગવાથી આવેગ ઉપજ્યો હોય તેમાં ધૂમાડાથી આકુળ થવાપણું વર્ણાય; રાજાનો દેશ ભાગથી ઉપજેલો આવેગ વર્ણવવો હોય તો હથિયાર, સેના, હાથી, વગેરેની તૈયારી રૂપે વર્ણાય; વાઘ, ગાંડો હાથી, મારકણું ઢોર જેના સપાટામાંથો બચવાની આશા છોડી છે, એવાં કારણથી ઉપજેલો આવેગ વર્ણવતાં સ્તંભ (જડ જેવા થઇ જવું તે) અને કમ્પ (ધ્રૂજારી) વર્ણાય. એજ પ્રમાણે વાયુથી ઉપજેલા આવેગમાં રેતી આદિક ઉડવાથી આકુળપણું, ઈચ્છિત પદાર્થની પ્રાપ્તિથી ઉપજેલા આવેગમાં હર્ષ, અનિષ્ટ વસ્તુ આવી મળવાથી ઉપજેલા આવેગમાં શોક, વગેરે સમજવું. અગ્નિથી ઉપજેલા આવેગનું ઉદાહરણ—

**मंदाक्रांता.**

अग्निं लाग्यो प्रलय सरखो बाळको चीस नाखे,

दोडे माता आहिं तहिं बधे, धीर शी रीत राखे?
धूमाडाथी विकळ सचळे नेत्रने मींचि दोडी,
लावी नानां शिशु कर धरी राखिने हाम थोडी.

આ ઉદાહરણમાં માતાનું ધીરજ તજીને આમ તેમ દોડવું, તથા ધુમાડાથી ગાંડાં બની જઇ આંખો મીંચી અગ્નિમાં દોડવું એથી એના મનનો આવેગ સ્પષ્ટ થાય છે.

૩ **દૈન્ય**—દુર્ગતિમાં આવી પડવાથી મનનો ઉત્સાહ નાશ પામે છે, તે અવસ્થાને **દૈન્ય** કહે છે. દૈન્યથી મલિનતા વગેરે ઉપજે છે. ઉદા૦ જેમ,

**इंद्रविजय.**

वरसाद चढयो वीजळी चमके वद पक्षतणी घणी रात गई;
पति अंधक, वृद्ध, तथा शरिरे पण मंद, चिरंजिव घेर नहीं,
बहु जत्नथी सांची दिवेल धर्यु पडतां घर ते पण नाश थयुं;
वहुने पण सांपडवा तक छे; एँम सासु तणुं मन व्यग्र रह्युं.

આ ઉદાહરણમાં અનેક દુઃખ આવી પડવાથી નિરૂપાયપણે સાસુના મનમાં જે નિરૂત્સાહ ઉપજ્યો છે તે દૈન્ય છે.

૫ **શ્રમ**—રતિનો કે માર્ગમાં ચાલવા વગેરેનો જે ખેદ, જેથી શ્વાસ તથા નિદ્રા આદિક ઉપજે છે, તેને **શ્રમ** કહે છે. જેમ,—ઉત્તરરામ ચરિતમાં સીતા, રામ, તથા લક્ષ્મણ ચિત્રેલાં ચિત્રો જોતાં સીતા થાકી જાય છે તે વખતે રામ સીતાને કહે છે કે—

## वसंततिलका.

कोटे प्रिया मुकतुं हाथ जिवाडनारो,
ज्यांथि गळे श्रमथि स्वेदकणो हजारो;
जे छे शशी किरणथी गळती रुपाळी,
इंदुमणी स्त्रजनी शीतळ कांति धारी.

(ઉત્તરરામચરિત્ર.)

રામ કહે છે કે તું મારા ગળાપર હાથ મૂકીને ઉંઘી જા. જે હાથમાંથી હજારો પરસેવાના બિંદુઓ નીકળે છે. જાણે કે શીતલ કાંતિવાળા ચંદ્રકાંત મણિની માળા હોય તેવો જે હાથ છે. આ ઉદાહરણમાં પરસેવા વગેરેથી શ્રમ બતાવ્યો છે.

૬ मद—મદ્ય, ભાંગ, વગેરે પીવાથી મૂઢપણું પ્રાપ્ત થયા છતાં જે આનંદ પ્રકટ જોવામાં આવે છે તેને **મદ** કહે છે. મદથી ઉત્તમ પુરૂષો સૂઇ રહે છે; મધ્યમ પુરૂષો હસે છે કે ગાય છે; અધમ પ્રકૃતિનો પુરૂષ ખોટા શબ્દ બોલે છે કે રડે છે. જેમ,—

## उपजाति.

गया उजाणी, कर्युं भांगपाणी; बहु वखाणी पछि पीधुं जाणी;
विनोद वाणी वदी मोज माणी, तमाम वस्त्रो गयुं कोक ताणी.

આ ઉદાહરણમાં વસ્ત્ર ચોરાયાં તેની ખબર ન પડી માટે મૂઢતા, અને વિનોદ-વાણી બોલીને ગમ્મત કરી માટે આનંદ બતાવ્યો છે, એટલા માટે એ મદ છે.

૬ **જડતા**—ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુ જોવા કે સાંભળવાથી જડ થઈ જવું-કાંઇ કાર્ય કરવામાં ચિત્તનો પ્રસાર ન થાય, તેને **જડતા** કહે છે. એથી આંખે પળ માર્યાવિના સામું જોઇ રહેવું, ચુપ રહેવું, ઇત્યાદિ ભાવ પ્રકટે છે. જેમ,—

### उपजाति.

वियोग वार्ता सुणि बाळसुंदरी, पाषाण मूर्ति सम ते गई ठरी;
परोवती मौक्तिक हार वल्लरी, ते तेमनी तेमज त्यां रही धरी.

વિયોગની વાત એ અનિષ્ટ વસ્તુ સાંભળવાથી જડ થવું તથા મોતીનો હાર પરોવવાની ક્રિયા કરતાં કરતાં અટકી જવું એ જડતા છે.

૭ **उग्रता**—અપરાધ જોઇને શૂરપણાથી જે પ્રતાપીપણું પ્રકટે છે તેને **ઉગ્રતા** કહે છે. ઉગ્રતાથી પરસેવો, માથું ધૂણાવવું, તિરસ્કાર, તાડન, વગેરે ભાવ પ્રકટે છે. જેમ, દ્રૌપદીના બાળકોને અશ્વત્થામાએ માર્યા તે અપરાધથી અર્જુનની ઉગ્રતા વર્ણવતાં કવિ કહે છે કે—

### रामग्रीनो ढाळ.

ब्रह्म बंधु थइ चोरनी पेठे हण्या सूता बाळ;
निरअपराधी गाफल सरखा, आणीश तेनो काळ.
एम कहेतां अर्जुन उठ्यो धर्युं धनुष्य शर पाण,
माथुं लावुं ए पापीनुं एम मुखे बोल्या वाण.

આમાં અશ્વત્થામાનો અપરાધ જોઇને અર્જુનને જે શૂરત્વ ઉપજ્યું

છે (જે તેના શબ્દથી માલમ પડે છે) તે ઉગ્રતા છે. બ્રહ્મબંધુ એ તિરસ્કાર વચન છે.

૮ मोह ભય, દુઃખનો આવેગ અને કોઇ પદાર્થનું ચિંતવન કરવાથી જે મૂઢતા થઇ જાય છે (વિચાર કરવાનું સામર્થ્ય નાશ પામે છે) તેને **મોહ** કહે છે. આથી ફેર ચઢે છે, શરીરનાં અંગ નબળાં પડી જાય છે, ભ્રમ થાય છે, અને પાસે બનતું કાર્ય પણ દીઠામાં નથી આવતું. જેમ—મહાદેવે કામને બાળી નાખ્યો તે વાત જાણવાથી તેની સ્ત્રી રતિને થયેલો મોહ વર્ણવતાં કવિ કહે છે કે,—

## दुमिला छंद.

मनभेदक वात सुणी प्रमदातणी इंद्रिय सर्व थइ जड जेवी,
जम वात सुणी नथी नाथ विपत्तिनी स्थिर उभी त्यम त्यां रति देवी;
तन स्तब्ध थयुं मन नाशी गयु ज्यम, तेम दशा रति केरी थइ छे;
कुण हुं छुं? कया स्थळमां? क्यम आविछुं? ए सहु सुंदरी भूलि गइ छे.

રતિને સ્વામી મરણ દુઃખનો આવેગ લાગવાથી તેના મનની જડતા વર્ણી છે તે મોહ છે.

૯ विबोध—નિદ્રા જતી રહેવાના હેતુથી જે ચેતના પ્રાપ્ત થવી તેને **વિબોધ** કહે છે. એથી બગાસાં, શરીર મરડવું, આંખ ઉઘાડવી અને પછી મીંચી દેવી, પોતાનું શરીર જોવું, ઈત્યાદિ થાય છે.

ઉદા૦ **सामेरी.**

जागी जागी हो रामा रसे भरी.

तपासे सेजने फरि रे फरी. जागी०

उठीने सेज्यापर बेठी, विचार वीखे पेठीरे;

चतुरा चक्षु चोळीने जोती, नेत्र अंबुज भरी रोती रे. रामा०

(પ્રેમાનંદ)

આ ઉદાહરણમાં આંખો ચોળવી, શય્યા તપાસવી એ એ બોધની નિશાનીઓ છે. ઓખાને સ્વપ્નમાં સ્વામી મળી ગયા પછી તે જાગી તે વખતનું એ ઉદાહરણમાં વર્ણન છે.

૧૦ સ્વપ્ન—ઉંઘેલા માણસને કોઇ વિષયનો અનુભવ થાય તેને **સ્વપ્ન** કહે છે. કોપ, આવેગ, ભય, ગ્લાનિ, સુખ, દુઃખ, ઇત્યાદિ તેથી ઉપજે છે. જેમ ઓખાહરણમાં ઓખાનું સ્વપ્ન વર્ણવતાં પ્રેમાનંદ કહે છે કે,—

## राग केदारो.

बेठां सेज्याए शामाने स्वामी,
एवुं स्वप्न प्रेमदा पामी;
वाम्यां वामा विरहनो रोग,
स्वप्न स्वामी सुख संभोग. इत्यादि.

(ઓખાહરણ.)

આ ઉદાહરણમાં ઓખાને સ્વપ્નમાં જે સ્વામીસુખ મળવું તે સ્વપ્નછે.

૧૧ અપસ્માર—ગ્રહાદિકના આવેશ થકી (ભૂતાદિકના વળગાડ વગેરેના વેહેમથી) મન ભ્રમિત થઇ જાય તેને **અપસ્માર** કહે છે. એ-

માં પૃથ્વીપર પડવું, ધ્રુજવું, પરસેવો થવો, મોઢેથી ફીણ નીકળવું, લાળગળવી, વગેરે ચિન્હ થાય છે. જેમ,—

### शिखरिणी.

भूमीमां आळोटे, मुखथी बहु बूमो उचरतो,
दीठुं मोढे फीण प्रकट ज्यम ते दुःख करतो;
अपस्मारी जेवो, जलधि सखि! जो आ सकळ छे,
नदी केरो स्वामी, कंइक मन तेनुं विकळ छे.

આ ઉદાહરણમાં 'નદીનો સ્વામી સમુદ્ર' એમ કહ્યું છે માટે પુરૂષને સ્ત્રી સંબંધી પીડાથી ઉપજેલો અપસ્માર સમજાવ્યો છે. અપસ્મારનાં ચિન્હ જે આળોટવું, ફીણ, વગેરેની સમાનતા બતાવી છે.

૧૨ **ગર્વ** પ્રભુતા, લક્ષ્મી, વિદ્યા, ઉચ્ચું કૂળ, ઇત્યાદિથી જે મદ થાય તેને **ગર્વ** કહે છે. અવજ્ઞા, વિલાસ સાથે અંગ બતાવવાં, અવિનય કરવો, એ ગર્વનાં લક્ષણ છે. જેમ,—શંકરના વરદાનથી હજાર હાથ પામીને બાણાસુરને ગર્વ થયો તે વર્ણવતાં કવી કહે છે કે—

### केदारो.

वर आपी वळ्या विषधारी रे, सहस्त्र भूज पाम्यो अहंकारी रे;
खंखारीने चाल्यो जाए, खभाने थाबडी रे.
हुं अमर हवो अक्षेय रे, अभिमानि बोले छे मुखे रे,
पुर विषे पहोत्यो प्रजा पाए पडे रे. ૪૦

(પ્રેમાનંદ.)

એમાં ખભા થાબડવા, હું અમર થયો એવા શબ્દ, એ ગર્વ છે.

૧૩ **मरण**—વાગવા આદિક નિમિત્તથી પ્રાણ ત્યાગ થવો તેને **મરણ** કહે છે. શરીર નીચે પડવું, આંખો ફેરવી નાખવી વગેરે ચેષ્ટા છે.

## पुष्पिताग्रा.

**सुभट मळि अनेक आंतरेलो, विरथ, सहायवनो, श्रमे भरेलो,**
**सहु मळि हणियो न राखी धीर, भूमि पडियो अभिमन्यु बाळवीर.**

આ ઉદાહરણમાં અભિમન્યુનું યુદ્ધમાં મરણ વર્ણ્યું છે.

૧૪ **आळस**—મેહેનત કે ગર્ભધારણ આદિક કારણથી જે જડતા ઉપજે છે, તેને **આળસ** કહે છે. એમાં બગાસાં, કામ કરવામાં અપ્રવૃત્તિ, વગેરે ચેષ્ટાઓ ઉપજે છે. જેમ કોઇ ગર્ભવતી સ્ત્રીનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

## द्रुतविलंबित.

**नथि अलंकृत राखति अंगने, न वदती सखिनो करि संगने;**
**उदर गर्भ धर्याथकि आळसु, पडिरहे पण ते न करे कशुं.**

એ ઉદાહરણમાં પડી રહેવું તથા કાંઇ ન કરવું એ આળસની ચેષ્ટાઓ બતાવી છે.

૧૫ **अमर्ष**—નિંદા, આક્ષેપ, અપમાન, આદિકથી જે મનમાં આમળો ભરાય છે તેને **અમર્ષ** કહે છે; આંખો રાતી થવી, માથું ધૂણાવવું, ભમર ચઢાવવી, સામાનો તિરસ્કાર કરવો, ઇત્યાદિ લક્ષણથી

એ ઓળખાય છે. જેમ અભિમન્યુનો વધ થવાથી અર્જુનને ઉપજેલો અમર્ષ વર્ણવતાં કવિ કહે છે કે—

**चोपाया.**

धिःक धिःक जरि लाज न आवी, बहु मळि मार्यो बाळ;
धर्म तज्यो परलोक गुमाव्यो, आणिश सहुनो काळ.
भमर चढावी, शीर धुणावी, अर्जुन बोल्यो एम;
अघटित कर्म करी क्यम इच्छो मनमां कुशळ क्षेम?

આ ઉદાહરણમાં ભમર ચઢાવવી, માથું ધુણાવવું, ધિક્કાર કરવો એ ઉપરથી અર્જુનનો અમર્ષ પ્રકટ જણાવ્યો છે.

૧૬ **निद्रा**—શ્રમ, ખેદ, મદ આદિકથી મનનું શાંત (વ્યાપારહીન) થઇ જવું તેને **નિદ્રા** કહે છે. બગાસાં, આંખો મીંચવી, શ્વાસોચ્છ્વાસ કાઢવા, શરીર મરડવું, ઇત્યાદિ એનાં લક્ષણ છે.

**कटाव. (प्रबंध).**

श्रम भय भूखे, कोमळ बाळा, शिथिल थईने,
पडी पृथिविपर, आंख उंघथी, गइ मिचाइ; इ०

(કામકટાક્ષ.)

જંગલમાં ભૂલી પડેલી એક કલ્પિત સ્ત્રીની નિદ્રાનું આ વર્ણન છે.

૧૭ **अवहित्था**—ભય, મોટાઈ કે લાજ વગેરેથી હર્ષ આદિક મનોભાવ પ્રકટ થતા હોય તે ઢાંકવા તેને **અવહિત્થા** કહે છે. બીજા કા-

મમાં લક્ષ્ય દેવું, ઉલટું બોલવું, અવળું જોવું ઈત્યાદિ તેનાં લક્ષણ છે. જેમ નારદ મુનિ હિમાલયના આગળ શિવનાં વખાણ કરવા લાગ્યા ત્યારે તે સાંભળીને પાર્વતીને ઉપજેલી અવહિત્થા વર્ણવતાં કવિ કહે છે કે—

सामेरी.

नारद मुनि निज तात पामे शिवनां करे छे वखाण;
पारवती ते श्रवण सुणे पण जणावे नहि निरवाण.
आडुं जोती कमळ केरां फूल गणवा लागी;
जाणे मन तेमां नथी पण अंतर छे अनुरागी.

આ ઉદાહરણમાં પાર્વતી શીવનાં વખાણ સાંભળીને રાજી થાય છે પણ ગુરૂજનને તે જણાવતાં લાજ પામવાથી કમળ ગણવામાં ચિત્ત બતાવી સ્વાભાવિક ઠગાઇ આચરે છે તે અવહિત્થા છે.

૧૮ औत्सुक्य—ઇષ્ટ પદાર્થની અપ્રાપ્તિ થકી કાળક્ષેપ સહન કરી શકવો તેને **ઔત્સુક્ય** કહે છે. મનમાં પરિતાપ, ત્વરા, પરસેવો, અને દીર્ઘશ્વાસ એ તેની ચેષ્ટાઓ છે. જેમ સ્વપ્ન સ્વામીનો વિયોગ થ-થાથી ઓખા ચિત્રલેહા આગળ પોતાનું ઔત્સુક્ય જણાવે છે કે—

वेराडी.

बाई ते नाथे हुं मिथ्या दमी, संगे सूर्य गयो आथमी;
निशा नाहि जाये निरगमी, मळवा मन रह्युं टमटमी.
वियोग दुःख न रेहेवाय खमी, प्रभुने लाव कही चरणे नमी.

ઇષ્ટ પદાર્થ સ્વપ્નનો સ્વામી છે. તેની અપ્રાપ્તિથી રાત પણ વી-તાડી શકાશે નહિ એમ કાળક્ષેપની અસહનતા બતાવી છે. વિયોગ દુઃખ ન સહેવાવારૂપ મનસ્તાપ બતાવ્યો છે. માટે એ જગોએ પ્રેમાનંદે ઔત્સુક્ય નામે વ્યભિચારી ભાવ વર્ણ્યો છે.

૧૯ उन्माद—કામ, શોક, કે ભય આદિકથી જે ચિત્તનો મોહ તેને उन्माद કહે છે. ન જોઇએ ત્યાં હાસ, રૂદન, ગીત, લવારો, ઇ-ત્યાદિ એનાં બાહ્ય લક્ષણ છે.

જેમ

### हरिगीत.

रे भ्रात भमरा भ्रमण करतां प्राण सखि निरखी कहीं?
हुं हुं कहे छे? वारु त्यारे, ते कहिंक निरखी सही;
के' मित्र ते क्यां छे? करे छे घाट शा मनमां कहे?
के' केवि कांति तेनी छे? मुज सुंदरी मन शुं चहे?

સીતાના વિયોગી રામનો ઉન્માદ આ ઉદાહરણમાં વર્ણ્યો છે. તિ-ર્યક્ જાતિ ભમરા પ્રત્યે આમ પૂછવાથી મનની અવ્યવસ્થા જણાય છે. નળાખ્યાનમાં નળવિયોગિણી દમયંતીનો ઉન્માદ વર્ણવતાં પ્રેમાનંદ લખે છે કે—

### रामग्री.

पूछे ऊंचा द्रुमने ताहारी, गगने गइ डाळरे;
तरुवर जो मारी वतो, कहीं दीसे भूपाळरे.
भूली भमे छे भामनी. १

पर उपकारी सदा तमो, वळि शीतळ ताहारी छांयेरे;
नैषधनाथ क्यांहु दीठडा, जोऊं छुं वनमांहेरे. भूली० २

૨૦ शंका શત્રુની ક્રૂરતા અથવા પોતાના દોષ આદિકથી અનર્થનો તર્ક થાય તેને **શંકા** કહે છે. વિવર્ણતા, કમ્પ, વિસ્વરતા, આસપાસ જોવું, મુખમાં શોષ પડવો, એ બાહ્ય લક્ષણોથી શંકા વર્તાય છે. જેમ એક ઉજડ વનમાં રાત્રે આવી પડેલી ઉંઘતી સ્ત્રીનું રક્ષણ કરતા તેના પુરોહિતની શંકા વર્ણી છે કે—

### कटाव.

घडी एक जव थई, रात मध्य गई, डांग कर लई, पुराणी बेठा बेठा, झोकां मारे, कइंक खडखडे, झबकी हाले, चोपासे गभराता न्याळे, करी खुंखारो, हिम्मत धारे, जोइ गुणवतीने संभाळे, इ०

(કામકટાક્ષ.)

એમાં વ્યાઘ્રાદિક પશુની ક્રૂરતાથી અનિષ્ટનો તર્ક થવાથી ઝબકીને જોવું, આસપાસ જોવું, ખુંખારો કરવો એ ચેષ્ટાઓ ઉપજી છે. એ સર્વેથી પુરાણીની શંકા સમજાય છે.

૨૧ સ્મૃતિ—સરખાપણાનું જ્ઞાન અથવા ચિન્તન આદિકથી પ્રસ્તુત ઉપર તર્ક પહોચવો તેને **સ્મૃતિ** કહે છે. આંખની ભમર ઉંચી ચઢાવવાથી સ્મૃતિ આવી ઓળખાય છે. પૂર્વે અનુભવેલા વિષયનું જ્ઞાન તે સ્મૃતિ, જેમ કોઇ વિધવાને પોતાના ઉદ્વેગનું કારણ શોધતાં પોતાના મૃત સ્વામીની સ્મૃત્તિ થાય છે તેનું વર્ણન કરતાં કહે છે કે—

**वसंततिलका.**

रे नाथ! केम चित चंचळता धरे छे?
रे! नाथ वीण विधवापण आ नडे छे?
स्वामी विना सुख नथी मळि जो समृद्धि,
शुं शास्त्र ज्ञान करशे नहि जो सुबुद्धि. (શાંતિસુધા)

રે **નાથ** એટલે હે ઈશ્વર! આ શબ્દ અને **નાથ** વીણ એટલે સ્વામી વિના એ બે 'નાથ' શબ્દના સરખાપણાથી ઉપજેલી વિધવાપણાની સ્મૃતિ આ ઉદાહરણમાં વર્ણી છે.

२२. मति—નીતિના માર્ગમાં અનુસરવા આદિકથી કોઇ વસ્તુનો નિશ્ચય કરવો તેને **મતિ** કહે છે. આનંદ દર્શક હાસ્યવાળું મુખ, ધીરજ, સંતોષ, અને પોતાને ભાગ્યશાળી માનવો વગેરે એનાં ચિન્હ છે, જેમ શાકુંતલ નાટકમાં વર્ણેલી શકુંતલાને જોઈને દુષ્યંત કહે છે કે,—

**वसंततिलका.**

आ कांतिवाळि गुणवाळि जणाय बाळी,
आ चित्त मारुं दृढ तोय शकुं न खाळी;
एथी जणाय मुज लायक नारि ए छे,
रुडा जनोनुं मन पात्र विषे ठरे छे.

આ ઊદાહરણમાં શકુંતલા ઉપર પોતાનું ચિત્ત ખેંચાય છે માટે એ મારે વરવા યોગ્યજ હોવી જોઇએ; કેમકે મારા સરખા સત્પુરૂષનું

મન અયોગ્ય વસ્તુમા જાતે નહિ. એમ જે નિશ્ચય કર્યો છે તે મતિ નામે વ્યભિચારી ભાવ વર્ણ્યો છે.

૨૨. व्याध—જ્વરાદિકને **વ્યાધિ** કહે છે. તેમાં દાહ થતો હોય તો પૃથ્વી પર સૂઇ જવું ઇત્યાદિ વર્ણાય અને શીત હોય તો ધ્રુજારો વગેરે વર્ણાય. વ્યાધિને અનુસરતાં ચિન્હ વર્ણવવાં. જેમ કોઇ પ્રોષિત ભર્તૃકાને તેની સખી કહે છે કે,—

**मंदाक्रांता.**

पाम्युं तारुं शरिर कृशता, काय कंपेछ तारी;
खावा माटे कशुंय न रुचे, शोपथी पीती वारी;
वैद्यो थाक्या, मट्युं न तुजने भीति ए आलि भारी;
शांति कीधी हजि लगि नहीं प्राणनाथे पधारी.

અથવા— **वसंततिलका.**

को वैद्य आज अतनु ज्वर शांत पाडे!
को वीर आ अचळ संकटने भगाडे!
को ज्ञानि आ अबलना दुखने निवारे!
को तारनार भवसागर पार पाडे!! (શાંતિસુધા.)

આ ઉદાહરણોમાંનું બીજું કોઈ વિધવાનું વચન છે, પેહેલામાં કેવળ વ્યાધિનું અને બીજાના થોડા ભાગમાં વ્યાધિનું વર્ણન સ્પષ્ટ છે.

૨૪. **त्रास**-ગર્જના, વિજળી, ઉલ્કાપાત, આદિકથી જે આકસ્મિક ભાવ ઉપજે છે તેને **ત્રાસ** કહે છે. કંપ એની ચેષ્ટા છે. અનિરૂદ્ધને બંધનમાં નાખ્યો છે એમ જાણી બાણાસુરની નગરી આગળ જઈ કૃષ્ણે શંખ નાદ કર્યો તે વર્ણવતાં પ્રેમાનંદ લખે છે કે—

**वलण.**

शंख फूंक्यो शामळे, उछळ्यो सहस्त्रपाणरे;
त्रासे नासे लोकपुरना, पडे बहु बुंबाणरे.

એમાં શંખ શબ્દ સાંભળતાં પુરના લોકના મનમાં જે આકસ્મિક ભાવ ઉપજ્યો તે ત્રાસ છે. અથવા વર્ષાવર્ણનમાં લીલાવતી કથામાં લખ્યું છે કે—

**तोटक.**

घन घोर चढे अति व्योम विषे. अतनू त्यम दंपति रोम विषे,
जळ धार पडे विजळी चमके, पति बाथ भिडे न सती चमके.

(લીલાવતી કથા).

આ જગોએ વિજળીના ચમકારથી રખેને પ્યારી બિહે નહી, એવા ઇરાદાથી સ્વામી સ્ત્રીને બાથમાં લે છે એ વર્ણન ત્રાસ નામે ભાવનું છે.

૨૫. **व्रीडा** બીજાનો દુરાચાર જોઇને મુખ નીચું કરવું. વગેરે ચેષ્ટાઓ જેમાં ઉપજે છે, એવા નિર્લજપણાના અભાવને **વ્રીડા** કહે છે. જેમ એક સ્ત્રીના સ્વામીને પરસ્ત્રી સાથે હસતો જોઇને તેની સખી તે બતાવવા લાગી, તેથી ઉપજેલી સ્ત્રીની વ્રીડાનું વર્ણન કરતાં કવિ કહે છે કે—

### वसंततिलका.

प्राणेश्वरे परकिया भणी हास्य कीधुं,
ते जोइ कोक सखिए जरि मे'णुं दीधुं;
जो जो अलि नयन खोलिं लगार सामुं,
आ जोइ तर्त सतिये मुख निचुं नाम्युं.

પતિના દુરાચારથી લાજ પામી નીચું જોવાની વૃત્તિને વ્રીડા સમજવી

२६. हर्ष—ઇચ્છેલા પદાર્થની પ્રાપ્તિથી જે મનની પ્રસન્નતા થાય છે, જેમાં આંસુ તથા ગદ્‌ગદ વાણી ઉપજે છે, તેને **હર્ષ** કહે છે.

**જેમ.** પોતાનો એકનો એક પુત્ર બહુ વર્ષે મળ્યાથી પિતાનો હર્ષ નીચેના ઉદાહરણમાં વર્ણ્યો છે.

### सामेरी.

दाटेला चरु तणुं मुख ज्यम देखे दुरविध जंन;
बहु दिने त्यम पुत्र मुख जोइ पिता हरख्यो मंन.
चंद्रोदयथी जलधिनुं ज्यम शरिर परवश थाय;
पिता पण परवश थयो त्यम आनंद अंग न माय.

२७ असूया—બીજાના ગુણ, સમૃદ્ધિ, માન પરાક્રમ વગેરે જોઇને ઉદ્ધતપણાથી તે સહન ન કરવાના સ્વાભાવિક ભાવને **અસૂયા** કહે છે. દોષ પ્રકટ કરવા, ભમર વાંકી કરવી, અવજ્ઞા કરવી, ક્રોધની ચેષ્ટાઓ કરવી, એ અસૂયાની નિશાનીઓ છે. જેમ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં

યુધિષ્ઠિરે કૃષ્ણનું પૂજન કર્યું તે દેખી ન ખમાવાથી શિશુપાલને અસૂયા ઉપજી તેનું વર્ણન:—

## सामेरी.

युधिष्ठिरे परिब्रह्मनुं पूजन कर्युं सभानी मांय;
चेदीपति शिशुपाळथी ते केम करीने खमाय?
भमर चढावी क्रोध जणाव्यो, कर्यां रातां नेण;
उभो थयो निंदा करी बहु, वद्यो वांकां वेण.

२८ विषाद—કોઇ ઉપાય ન રહેવાથી (નિરૂપાય થઇ જવાથી) જે સત્વનો નાશ થાય છે તેને **વિષાદ** કહે છે; એમાં નિશ્વાસ, ઉશ્વાસ, હૃદયમાં પરિતાપ, સહાય શોધવી, વગેરે ચેષ્ટાઓ પ્રકટે છે. જેમ એક રાજપુત્રી કોઇ સુંદર રાજપુત્રને જોઇને મોહ પામી; પણ તે ચાલ્યોજ ગયો અને તેથી, તેનો પત્તો લાગવાનો નથી એવા વિચારથી તેને ઉપજેલા વિષાદનું સાંત્વન કરતી તેની એક સખી તેને કહે છે કે,

## शार्दूलविक्रिडित.

कीधा लाख उपाय कांइ न वळ्युं, ते हाथ आव्यो नहीं,
जे दीठो नृपपुत्रि! वाडि निकटे, ते तो गयो छे वही;
माटे पाम न खेद तुं हृदयमां धारी जरा धीरने,
ज्यां सुधी फरि देखिये नगरमां तेनाज ते वीरने.

આ ઉદાહરણમાં રાજપુત્રી ઈચ્છેલો પુરૂષ મળવામાં નિરૂપાય થઇ

માટે એના મનમાં જે ખેદ પ્રકટ્યો તે વિષાદ છે.

૨૯ ધૃતિ—જ્ઞાન, અભીષ્ટ પ્રાપ્તિ, આદિકથી ઇચ્છાનું પૂર્ણ થવું, તેને ધૃતિ કહે છે; એવી તૃપ્તિ સંબંધી બોલવું, ઉલ્લાસ, હાસ્ય, મનનું ખુલ્લાપણું આદિક ભાવ પ્રકટે છે. જેમ કોઈ મુમુક્ષુ પુરૂષ કહે છે કે,—

**शिखरिणी.**

बहु खाधुं पीधुं सुख दुख घणां में अनुभव्यां;
प्रपंची संसारे खटपट करी पात्र भजव्यां;
विरामी छे वृत्ति, खटपट थकी दूर खसवुं,
वशी गंगाकांठे हरि भजनथी शांत वसवुं.

આ ઉદાહરણમાં બોલનારની વૃત્તિઓ જ્ઞાન પ્રાપ્તિથી તૃપ્ત થઇ ગઇ છે એમ વર્ણવ્યું છે માટે એ ધૃતિ છે.

૩૦ चपळता—માત્સર્ય, દ્વેષ, પ્રીતિ, આદિક વિકારથી મનનું જે એક સ્થિતિમાં ન રહેવું તેને **ચપળતા** કહે છે. નિંદા, કઠોરપણું, સ્વચ્છંદાચરણ એ એની ચેષ્ટાઓ છે. જેમ આ નીચેની અન્યોક્તિમાં ભમર પ્રત્યે કોઇ કહે છે કે,—

**हरिगीत.**

हे भृंगशोध विनोदलायक पुष्प खीलेलां भलां,
जेमांथि रस तुजने जडे न नडे विघननां वादळां;
आ मालतीनी कळि हजी खीली नथी रज छे नहि,

शामाट तेने पजववा चित चपळ थइ तुं भमे अहीं ?

માલતીની કળી ઉપરની પ્રીતિને લીધે ભમરાના ચિત્તની અસ્થિરતા એ ઉદાહરણમાં વર્ણી છે માટે એ ચપળતા નામે ભાવ જાણવો.

૩૧ ग्लानि—રતિનો શ્રમ, મનનો પરિતાપ, ભૂખ, તરસ, ઇત્યાદિથી શરીરની જે શિથિળતા તથા મનતું કરમાઇજવાપણું ઉપજે છે તેને **ગ્લાનિ** કહે છે; એથી શરીર શક્તિહિન થઈ જાય છે તથા કમ્પ, કૃશતા, અનુત્સાહ વગેરે ઉપજે છે.

ઉદા૦— **रामग्री.**

हृदयरुपी कुसुम एनुं, शोकथि गयुं छे सुकाई,

शरिर पण कृश थइ गयुं छे, आवी गई नबळाई;

शरद ऋतुनो ताप केतकी,–गर्भने ज्यम रांधे,

तेम बन्यु परितापथी सखि, स्वामि विना वणवांधे.

કોઇ પ્રોષિતભર્તૃકાની વાત એક સખી બીજીને કહેતી વખતે ઉપર પ્રમાણે કહે છે. એમાં મનના પરિતાપથી શરીર અને મનની શિથળતા વર્ણી છે તે ગ્લાનિ છે.

૩૨ चिन्ता—ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ ન થવાથી વિચારમાં લીન થઇ જવું તેને **ચિન્તા** કહે છે. એથી શૂન્યતા, શ્વાસ, અને પરિતાપ ઉપજે છે. જેમ કોઇ વિયોગિણી સ્ત્રીની ચિન્તા વર્ણવતાં લખ્યું છે કે,–

**वसंततिलका.**

ते हाथमांथि पडि ग्रंथ पड्यो मुकीने,

विचारमां गरक थइ सघळुं चुकीने;
गाले अराडि करने निज शीर थोभ्युं,
(ते जेम) इंदुनी साथ अरविंद खिलेलुं शोभ्युं.

આ ઉદાહરણમાં કામ પડતું મૂકવું, વિચારમાં લીન થઇ જવું, ગાલે હાથ અડાડી રહેવું, એ વર્ણનથી ચિન્તા નામે ભાવનું વર્ણન સમજાય છે.

३३ तर्क—સંદેહ પડવાથી જે વિચાર થાય તેને તર્ક કહે છે. એથી ભ્રૂકુટી, માથું તથા આંગળિયો હાલે છે. જેમ કોઈ ઘડિયાળીને જોઇને તેને સ્ત્રીનું રૂપક આપી તર્ક કરે છે કે,—

### वसंततिलका.

क्यां जाय छे रति थकी अतिशे रुपाळी,
सोनेरि साडि धरि रोहित रंगवाळी;
ओपे शरीर तुज आ अलबेलि केवुं?
सोनानी वेल सरखुं? नहि, वीज जेवुं.
तुं बोल बोल सति शुं रति एज तुं छे?
वा कोइ देवि वननी? सुरनारि तुं छे?
ए तो जरुर, नथि मानवनी प्रजा तूं;
हे देवि! बोल अपराध करी क्षमा तुं.

આ ઉદાહરણમાં તારૂં શરીર સોનાની વેલ જેવું શોભે છે? નાના વીજળી જેવું શોભે છે, વગેરે સમાનતા સંદેહથી તર્ક થયો છે.

ઉપર પ્રમાણે વ્યભિચારી ભાવ તેત્રીસ છે. આ વ્યભિચારી ભાવ કલ્પિત નથી પણ તે તે અવસ્થામાં સર્વને સ્વાભાવિક છે, તેથી અમુક રસના વર્ણનમાં અમુક વ્યભિચારી ભાવ જોઈએજ. કયા રસમાં કયા વ્યભિચારી ભાવનું વર્ણન જોઇએ તે તે રસના નિરૂપણ સાથે કહીશું. અહીં પ્રત્યેક વ્યભિચારી ભાવ વિસ્તારથી સમજાવવાને જૂદા લખ્યા છે.

ઉપર કહેલા તેત્રીસ ભાવ વ્યભિચારી હોય છે, તેની સાથે એટલું વધારે જાણવાનું કે રત્યાદિક સ્થાયિભાવ પણ અમુક રસોમાં વ્યભિચારી ભાવરૂપે દેખાય છે. જેમ શૃંગારમાં બીજા ભાવ તો પ્રસંગ પ્રમાણે ઉપજે અને ન ઉપજે, પણ રતિ ભાવ તો માળાના દોરાની પેઠે ખરોજ. હવે એ શૃંગારમાં 'હાસ' ભાવ પણ પ્રસંગે દેખાય છે અને પ્રસંગે નથી દેખાતો, માટે 'હાસ' એ હાસ્યરસમાં સ્થાયિભાવ છે, છતાં શૃંગારમાં વ્યભિચારી છે, આ ઉપરથી સમજવું કે વ્યભિચારી ભાવની પેઠે સ્થાયિભાવ પણ બીજા રસોમાં સહકારી થાય છે. અને તે તે વખતે વ્યભિચારીજ માનવા. ત્યારે કયા રસમાં કયો સ્થાયિભાવ વ્યભિચારી થઈ શકે તે પણ વિચારીએ.

પ્રથમ શૃંગાર લેઈએ. રતિ સ્થાયિભાવને પુષ્ટ કરીને શૃંગાર રસ ઉપજાવવામાં સહકારી જે સ્થાયિભાવ આપણે વર્ણી શકીએ તે બધાય શૃંગારમાં વ્યભિચારી જાણવા. જેમ નળાખ્યાનમાં દમયંતીના સ્વયંવર સમયે,—

### राग सोरठी.

जेना मुख मांहे नहि दंत, तेने परणवानुं चंत;

केवळ वृद्धने डाचां गयां मळी, ते बेठा टुंपावी पळी;

जोशीनी प्रणीपत करी, देखाडे हाथ ने जनमोतरी;

जो दमयंती मुने परणे, तो हुं जोशीने लागुं चरणे.

આ વર્ણનમાં પ્રેમ એક તરફી છે માટે તે શૃંગાર[1] રસાભાસ છે, અને તેમાં વૃદ્ધોની પરણવાની અયોગ્ય ઇચ્છાનું વર્ણન છે તે હાસ છે, એ હાસ આ જગોએ વ્યભિચારી છે.

શૃંગારમાં શોક સ્થાયિભાવ વ્યભિચારીરૂપે વર્ણાય. જેમ,

### सामेरी.

भूळी भमे छे भामनी, नैषधनाथनी नार;

ओ नळ ओ नळ बोलती, बीजो नहीं उच्चार. भूळी० १

એમાં દમયંતીનો શોક શૃંગારની પુષ્ટિ કરે છે માટે વ્યભિચારી છે,

શૃંગારમાં ક્રોધ સ્થાયિ ભાવ. જેમ,—

### वेळावर.

सत्यभामा कहे कृष्णने, शीद मुजने बोलावो,

होय घणी वाहाली प्रिया, जाओ तेने मनावो; सत्य० १

એમાં સત્યભામાનો ક્રોધ એ શૃંગારની પુષ્ટિ કરે છે માટે વ્યભિચારી છે.

---

૧ રસાભાસ આગળ કહેવાશે.

શૃંગારમાં વીર. જેમ,—

**मनहर.**

क्लेश उपजाव्यो जेणे जानकी सती प्रियाने,
रावण ए रणमांहे रोळवो खचीत छे;
लंकामां जवाय केम समुद्र पड्यो छे मध्ये,
सेतु ते उपर पण बांधवानुं चित्त छे;
सा'य नथी एम तुं न लक्ष्मण निराश थैश,
वानरनी सा'यमां विशेष वडुं चित्त छे;
युद्धथी अनाड थशे प्रजानो, न एम भाख,
एवा युद्धथी तो त्रण लोक केरुं हीत छे.

રામનો ઉત્સાહ એ રામ સીતાના શૃંગારની પુષ્ટિ કરે છે માટે વ્યભિચારી છે.

શૃંગારમાં વિસ્મય. જેમ,

**वसंततिलका.**

क्यां वज्र जेवुं शिवजीनुं धनुष्य भारे;
क्यां पुष्प कोमळ तनु रघुनाथ आ रे!
भाग्युं धनुष्य अतलिबळ क्यांथी हाथ!
ए रामचंद्र मुज निश्चय प्राणनाथ.

એમાં સીતાનો વિસ્મય શૃંગારની પુષ્ટિ કરે છે માટે વ્યભિચારીછે.

ભય, નિંદા, અને શમ એ સ્થાયિભાવ શૃંગારની પુષ્ટિ કરતા નથી માટે શૃંગારમાં વ્યભિચારી રૂપે તેને નહિ વર્ણવવા.

એકલા શૃંગારનાં ઉદાહરણ આપ્યાં છે તેમ બધાય રસમાં ક્યા ક્યા સ્થાયિભાવ વ્યભિચારી થાય છે તે ઉદાહરણ સાથે બતાવતાં બહુ લાંબું થઇ જાય માટે આ દિશા દેખાડી છે તે ઉપરથી સમજી લેવું. એજ પ્રમાણે હાસ્ય રસમાં રતિ, ક્રોધ, નિંદા અને વિસ્મય વ્યભિચારી રૂપે વર્ણી શકાય છે. બાકીના શોક, ઉત્સાહ ભય, અને શમ એ ભાવો હાસ્ય ઉપજાવવામાં સહકારી થતા નથી કેમકે તે હાસ્યથી પ્રત્યક્ષ વિરૂદ્ધ જણાય છે.

કરૂણામાં શૃંગાર, ક્રોધ, ભય, નિંદા, વિસ્મય, શમ એ સ્થાયિભાવો વ્યભિચારી રૂપે વર્ણાય; બાકીના વિરૂદ્ધ હોવાથી ન વર્ણાય.

રૌદ્રમાં હાસ, શોક, ભય, વિસ્મય એ ભાવો વ્યભિચારી રૂપે વર્ણવી શકાય. બાકીના વિરૂદ્ધ હોવાથી રસ ભંગ કરે, માટે ન વર્ણાય.

વીરમાં ક્રોધ અને વિસ્મય એ સ્થાયિભાવ વ્યભિચારી રૂપે વર્ણી શકાય; બાકીના નહિ. કારણ ઉપર કહ્યું તેજ છે.

ભયાનકમાં શોક, નિંદા અને વિસ્મય વ્યભિચારી રૂપે વર્ણી શકાય.

બીભત્સમાં હાસ, શોક, ક્રોધ, ભય, શમ, એ વર્ણી શકાય.

અદ્ભૂતમાં ઉત્સાહ, ક્રોધ અને ભય વર્ણી શકાય.

શાન્તમાં ઉત્સાહ, ભય, અને નિંદા વર્ણી શકાય.

ઉપર પ્રમાણે ક્યા રસમાં ક્યા સ્થાયિભાવ વ્યભિચારીરૂપે વર્ણી

શકાય તે બતાવ્યું છે. એમ છતાં પણ તે વાત વિષયની અને કવિની અનુકૂળતા ઉપર આધાર રાખે છે. પણ સામાન્ય નિયમ એવો ખરો કે જે ભાવો રસની પુષ્ટિ કરે તે વર્ણી શકાય અને જે રસભંગ કરે તે ન વર્ણી શકાય; કેમકે વ્યભિચારી વગેરે સહકારી ભાવો રસની પુષ્ટિના હેતુથી કવિ વર્ણે છે.

વ્યભિચારી ભાવોનું નિરૂપણ કરવામાં તમે જોયું કે જૂદા જૂદા પ્રસંગથી ઉપજતા અને નાશ પામતા એ મનોવિકારો છે. જેમ શૃંગારમાં પૂર્વે કહેલો (૨૫) મો વ્યભિચારી ભાવ વ્રીડા કોઈ કારણથી (પતિનો દુરાચાર જોવાથી) ઉપજે છે, પણ સ્વામી પાસે આવે છે એટલે તે વ્રીડા ભાવ નાશ થઇ ઇર્ષ્યા કે ક્રોધ ઉપજે છે. સ્વામી પોતાની યુક્તિથી સ્ત્રીનું સમાધાન કરે છે ત્યારે મતિ નામે ભાવ ઉપજે છે. અને વળી તે નાશ થઈને ધૃતિ નામે ભાવ ઉપજે છે. આ રીતે વ્યભિચારી ભાવો ઉપજે છે અને નાશ થાય છે, પણ રતિ ભાવ તો તે સર્વેમાં સ્થાયિ (સ્થિર)જ રહે છે.

અત્યાર સુધી આપણે ભાવ પ્રકરણનું નિરૂપણ ચલાવ્યું, તેમાં તમને રસ વિષે કાંઇ સ્પષ્ટતા કરી બતાવી નથી તથાપિ એરણ[1] હથોડીના ન્યાયથી ભાવમાં રસની વાત પણ તમે જાણી ગયા છો. તમે તેનું આદિ કારણ જાણ્યું છે; તેનાં અંગ જાણ્યાં છે; તેનાં નામ જાણ્યાં છે; તેનું નોખું સ્વરૂપ પણ જાણ્યું છે. હવે એક રીતે જોતાં તો

૧ એરણ વિના હથોડી બને નહિ અને હથોડી વિના એરણ બને નહિ.

રસ પ્રકરણમાં કાંઇ નવું તમારે જાણવાનું રહ્યું નથી. કેમકે રસ અને ભાવ પરસ્પર વળગીને રહ્યા છે. રસનું વર્ણન ભાવ વિના નહિ થાય તેમ ભાવનું વર્ણન રસ વિના નહિ થાય. સાહિત્યમાં લખે છે કે—

नभावहीनोस्तिरसोनभावोरसवर्जितः ।

परस्परकृतासिद्धिरनयोरसभावयोः ॥

ભાવ વગર રસ નથી અને રસ વિના ભાવ નથી. રસ અને ભાવની સિદ્ધિ (ઉત્પત્તિ) પરસ્પરના યોગથી થઇ છે. એ મતલબ છે. ત્યારે હવે રસ નિરૂપણમાં શું વિશેષ કહેશો? વિશેષમાં એટલું કે સુથારે ઘડેલાં જૂદાં જૂદાં લાકડાં માત્ર ગોઠવીને બેસાડવાથી બારસાખ ઉભી થાય છે, તેમ તે ભાવો અનુક્રમે ગોઠવી બતાવવા એટલે બસ. પણ જેમ ઘડેલાં લાકડાં હાથમાં આવ્યા છતાં પણ તેને ગોઠવવાને સુથારની અપેક્ષા રહે છે તેમ ભાવાદિક જાણવા છતાં રસ પ્રકરણ જાણવાની અપેક્ષા રહે છે. માટે હવે આપણે ક્રમે કરીને પ્રાપ્ત થયેલું રસ પ્રકરણ ચાલતું કરીશું.



# रस प्रकरण.

એકવાર લગાર પાછળ દૃષ્ટિ કરો, શબ્દની અભિધાશક્તિ, લક્ષણશક્તિ અને વ્યંજનાશક્તિ પ્રથમ તમારી નજરે પડે છે. કવિઓએ રસની વ્યંજના કરી હોય છે, પણ આ શૃંગારરસ, આ કરૂણારસ, એમ કહેલું નથી હોતું. ત્યારે રસ તે શું ? વિભાવાદિકથી પુષ્ટ થયેલો સ્થાયિભાવ તે રસ. સ્થાયિભાવ તે શું ? હરકોઇ રસમાં બીજા ભાવો ઉપજે છે અને નાશ થાય છે એમ છતાં જે એક બીજભૂત ભાવ આદિથી તે અંત લગી સ્થિર ટકી રહે છે તે. એ સ્થાયિભાવને પુષ્ટ થવાને વિભાવાદિક સામગ્રી જોઈએ છીએ. ત્યારે વિભાવ તે શું ? એક સ્થાયિભાવનો આધારભૂત આલંબન વિભાવ અને બીજો તે સ્થાયિભાવને જાગૃત કરનાર ઉદ્દીપન વિભાવ, એમ આધાર તથા જાગૃતિ આપનાર ભાવોને વિભાવ કહીએ છીએ. આલંબન વિભાવના પ્રકરણમાં તમે નાયક તથા નાયિકાના ભેદ જોયા, તથા તેમના ગુણ, તેમની પ્રકૃતિઓ, તેમના અલંકાર અને તેમના સંબંધમાં આવેલા દૂત આદિક પણ તમે જોયા છે. ઉદ્દીપન વિભાવ તે શું એ પણ તમે જોઈ ગયા. અનુભવ અને રસને અંતે ઉપજતા સાત્વિક ભાવ પણ તમે જોયા. વ્યભિચારી ભાવ પણ તમે વાંચી ગયા. એ સર્વ તમને હવે હસ્તામલકવત્ દેખાતું હશે. રસોત્પત્તિનાં એ બધાં સાહિત્ય છે. થોડા રસોને માટે

જબરૂં સાહિત્ય જોઇ તમને અચંબો થતો હોય તો એક સ્ટીલપેન કે ટાંકણી બનાવવાનાં સાહિત્ય તરફ દૃષ્ટિ કરજો. પણ નહિ, એ તમારો પ્રશ્નજ નથી; તમારે તો જાણવાનું એ છે કે રસ કેટલા? કયા રસમાં શું શું ઉપકરણ કવિઓ કામે લગાડે છે? દરેક રસનું શું લક્ષણ છે? તેના કેટલા ભેદ છે? એ રસમાં ખામીઓ ક્યારે આવે? આ વિષયપર હવે તમે પ્રવીણ થવા આતુર થયા છો. સાંભળો; આપણે સ્થાયિભાવ પછવાડે દશ વર્ણ્યા છે કેમકે રસ દશ છે. નવ રસ કહેવાનો પ્રચાર પડ્યો છે તેથી આપણે પણ એ સંજ્ઞા પ્રસંગે યોજીશું તથાપિ પાછળથી દશમો ભાગ રસ ઉમેરવાની વિદ્વાનોનો અગત્ય જણાઈ તે કાંઇ આપણે અમાન્ય નથી. શા માટે રસ દશજ છે? અગિયારમો રસ કેમ ન હોઈ શકે. એ વિષે આપણે પાછળ ખુલાસો કરી ગયા છીએ? અથવા ફરી કહીએ છીએ કે બીજા જેટલા રસ તમે નવા શોધી કાઢશો તે.આ દશના પેટામાં આવી જશે. સ્ત્રીવિષય રતિને શૃંગાર નામ આપ્યું છે તથા બીજા બધાની રતિ જો રસરૂપે ફલિત થાય તો તે વત્સ રસમાં આવી જાય. તમારા જોવામાં અનેક ભાવ આવી ગયાછે. તમે કહેશો કે રતિ, શોક, હાસ, વગેરે જેવા ભાવ છે તેવા નિર્વેદ, આલસ્ય, દૈન્ય, મદ, વગેરે પણ ભાવ છે; અને રતિ સ્થાયિભાવ માનીને જેમ શૃંગાર રસ ઉપજાવો છો, તેમ દીનતાને સ્થાયિભાવ માનીને અમે દૈન્ય રસ ઉપજાવીશું. અને એ પ્રમાણે અનેક રસ થશે ત્યારે તમે રસની સંખ્યા બાંધો છો તે ખોટી પડશે. પણ આવો પ્રશ્ન થાયજ નહિ. રતિ આદિક ભાવજ દીનતા આદિક ભાવથી જૂદી પ્રકૃતિના

(જૂદા લક્ષણના) છે. રતિ આદિક સ્થાયિભાવ છે તેમ દીનતા આદિક ભાવ સ્થાયિ (સ્થિર) થઇ શકેજ નહિ; જો થઇ શકતા હોત તો તેને વ્યભિચારી શું કરવા કહેત? ભાવની શાંતિ અને ભાવનો ઉદય એ વાત આગળ આવશે ત્યારે તમે જોશો કે વિદ્વાનોએ શોધી કાઢેલા સ્થાયિભાવની શાંતિ અને ઉદય નહિ પણ બીજા ભાવનીજ થાય છે. ત્યારે હવે રસ કેટલા છે? દશ. તેનાં નામ પણ પૂર્વે કહેલા સ્થાયિભાવને અનુસરતાંજ છે. એટલે,—

**૧ શૃંગાર, હાસ્ય, ૩ કરૂણા, ૪ રૌદ્ર, ૫ વીર, ૬ ભયાનક, ૭ બીભત્સ, ૮ અદ્ભૂત, ૯ શાંત, ૧૦ વત્સ.**





## શૃંગારરસ.

પાછળ તમે જોયું છે કે બીજા કરતાં શૃંગારનું સાહિત્ય પુષ્કળ વર્ણાયું છે, તેમ હવે પણ બીજા કરતાં એનું નિરૂપણ લગાર તમને વિસ્તૃત લાગશે; કેમકે જેમ પર્વતોમાં હિમાલય તેમ રસમાં શૃંગારરસ મોટો છે. જગતકર્ત્તાની માયાને લીધે માનવીનું મન શૃંગારમાં જેટલો આનંદ લેછે તેટલો બીજામાં નથી લેતું. કરુણ રસમાં બહુ વખત તમે શૃંગારના જેટલો આનંદ જુઓ છો તો ત્યાં કરુણ રસ નહિ પણ કરુણ વિપ્રલંભ શૃંગાર હોય છે. ગામડાને એક મારો મિત્ર મને વારંવાર કહેતો કે આજ સુધીમાં જે જે કવિઓ રસિક પુસ્તકો લખી ગયા છે, તેમાં ઘણું કરીને બધેજ સ્ત્રીની વાત તો તેમાં ખરીજ પણ સ્ત્રીની વાત આણ્યા શિવાય તેવું રસિક પુસ્તક કોઇ બનાવે ત્યારે હું તેને ખરો કવિ જાણું. આ કહેવું જો કે વિદ્વત્તા ભરેલું તથા રસશાસ્ત્રના અનુભવવાળું નથી તથાપિ કાંઇક તેમાં યથાર્થતા છે. અને જે યથાર્થતા છે તે એજ કે રસોમાં શૃંગાર શ્રેષ્ઠ છે. પણ હવે એ સંબંધી વધારે વિસ્તાર ન કરતાં શૃંગારનું લક્ષણ વગેરેજ કહેવા માંડીશું.

કામની અવસ્થાનું પ્રકટ થવું તેને શૃંગ કરીને કહે છે. આ શૃંગ શૃંગાર રસને ઉત્પન્ન થવાનો હેતુ છે. પાછળ નાયકની પ્રકૃતિઓ બતાવી છે, તેમાંથી ઉત્તમ પ્રકૃતિવાળામાં આ રસ વિશેષે કરીને દેખાય છે.

આ રસમાં પરસ્ત્રી અને અપ્રીતિવાળી વેશ્યા સિવાયની, નાયિકા તથા દક્ષિણ વગેરે ભેદવાળો નાયક એ આલંબન વિભાવ છે. પરોઢા (પરસ્ત્રી) અને વિરક્ત વેશ્યા આલંબન વિભાવરૂપે વર્ણ્યા હોય ત્યાં રસ નહિ પણ રસાભાસ થઇ જાય છે, (આગળ રસાભાસ અને ભાવાભાસનું પ્રકરણ આવશે ત્યાં એનું વિશેષ બયાન આપીશું) માટે સ્વકીયા નાયિકા અને દક્ષિણ આદિ નાયક એ શૃંગારમાં આલંબન વિભાવ છે.

**उद्दीपन विभाव**—ચંદ્રમા, ચંદન, ભમરાના ગુંજારવ, શૂન્ય ઘર કે એકાંત જગો, વાડી, વસંત ઋતુ, દક્ષિણનો વાયુ, ચાંદરણું, વગેરે શૃંગારના ઉદ્દીપન વિભાવ છે. શૃંગારના સ્થાયિભાવ રતિને જે જે પદાર્થ જાગૃત કરી શકે તે તે ભાવ ઉદ્દીપન તરિકે વર્ણાય. શૃંગારને કે બીજા રસને ઉદ્દીપન કરનારા વિભાવ કવિ પોતાના અનુભવની ઉંડાઇ પ્રમાણે તથા વિષયની યોગ્યતા પ્રમાણે ગમે તેટલા મૂકી શકે માટે એની સંખ્યા મુકરર થાય નહિ. માત્ર દરેક રસમાં ઉદ્દીપનના સાહિત્ય તરિકે દેશકાળ વગેરેનું દિગ્દર્શન કરાવી શકાય. માટે ઉદ્દીપન વિભાવના જે થોડા નમૂના બતાવ્યા હોય તે ઉપરથી વાંચનારે સમાનતા જોઇને બીજા દાખલા યોજી લેવા, એ સિવાય બીજો માર્ગ નથી.

**अनुभाव**—કટાક્ષ, ભૃકુટીના ઇસારા, સ્મિતહાસ્ય, આલિંગન, રોમાંચ, ગદ્ગદવાણી વગેરે અનુભાવ છે. આમાંના છેલ્લા બે સાત્વિકભાવ છે, કેમકે તે રસના અનુભવ વખતેજ ઉપજે છે; પણ પાછળ આપણે સાત્વિકભાવોને પણ અનુભાવના પેટામાં વર્ણ્યા છે માટે અનુભાવ

સાથેજ તેમને લખ્યા છે. વળી દરેક રસમાં સાત્વિકભાવ તેના તે હોવાથી ફરીફરી કહેવામાં નહિ આવે તે પણ યાદ રાખવું. (અનુભાવ પ્રકરણ જુઓ.) કટાક્ષાદિ જે ચેષ્ટાઓને અનુભાવ કહેવાનું કારણ એજ કે તે વિભાવની પાછળ ઉપજે છે. કોઈ પણ માનસિક વૃત્તિનું સામાન્ય નામ ભાવ છે. કટાક્ષાદિ ચેષ્ટાઓ પણ માનસિક ભાવની જાણે પ્રતિમાઓ હોય—જાણે પરિણામ હોય-જાણે લેખ હોય તેવી છે માટે એને અનુભાવ નામજ ઘટે છે.

**વ્યભિચારી ભાવ**—ઉગ્રતા, મરણ, આળસ અને જુગુપ્સા (નિંદા) એ સિવાયના બીજા વ્યભિચારી ભાવોનું વર્ણન શૃંગારમાં કરી શકાય. ઉપર જે ચાર વ્યભિચારી ભાવ શૃંગારમાં ન લાવવાનું કહ્યું તે સંભોગ શૃંગારમાંજ ન લાવવા. વિપ્રલંભ શૃંગારમાં તો તે પણ વર્ણી શકાય. જેમ, ઈર્ષ્યાથી નાયિકાને ઉગ્રતા ઉપજે, પોતાનું અવમાન (તિરસ્કાર) કરવારૂપ જુગુપ્સા ઉપજે, એવી રીતે વર્ણી શકાય.

ક્રોધ અને જુગુપ્સા એ અનુક્રમે રૌદ્ર તથા બીભત્સના સ્થાયિભાવ છે. તથાપિ વિપ્રલંભમાં વ્યભિચારીરૂપે વર્ણાય છે, એ વાત પાછળ કહી છે. નાયકપર પરસ્ત્રીની આશંકાથી સ્વકીયા ક્રોધ કરે છે એવું વર્ણન શૃંગારમાં થઇ શકે અને તે જગોએ વર્ણવેલો ક્રોધ રૌદ્રરસનો સ્થાયિભાવ છતાં રૌદ્રરસને પ્રકટ કરતો નથી, પણ વ્યભિચારી ભાવરૂપે શૃંગારનેજ શોભાવે છે. એમ જુગુપ્સા વગેરેનું પણ જાણવું. મરણ વ્યભિચારી ભાવ તો વિપ્રલંભમાં પણ વર્ણવવો ઉચિત દેખાતો નથી; કેમકે તેમ થાય ત્યારે તો પછી તે વિપ્રલંભશૃંગાર ન રહેતાં કરૂ-

ણુરસ થઇ જાય.

**સ્થાયિભાવ**—શૃંગારમાં સ્થાયિભાવ રતિ છે. એ વાત પૂર્વે બહુ વાર કહી છે, છતાં અહીં ક્રમ સાચવવાને માત્ર લખ્યું છે. પૂર્વે કહેલી યોગ્યતાવાળો સ્વામી (નાયક) અને સ્ત્રી (નાયિકા) એ આલંબન વિભાવ; શૂન્ય ગૃહ આદિક ઉદ્દીપન વિભાવ, કટાક્ષ, ચુંબનાદિ અનુભાવ; લજ્જા, હાસ્ય આદિક વ્યભિચારી ભાવ; એટલાંવડે સ્પષ્ટ થયેલો—વિસ્તાર પામેલો સવાસનિક મનુષ્યના મનનો રતિ નામે સ્થાયિભાવ તે શૃંગારરસ રૂપે ફળે છે. દ્રષ્ટા શ્રોતાને શૃંગારરસનો અનુભવ થાય છે.

ઉપર કહેલા શૃંગારરસ વિષે ફરી વિચાર કરીએ. ધારો કે તમારે શૃંગાર રસયુક્ત વર્ણન કરવું છે. એટલે મનુષ્યમાત્રના મનમાં કામ પ્રીતિનુ બીજ હોય છે તેને વિસ્તારીને એવું વૃક્ષ કરવું છે કે જેનાં પુષ્પની સુગંધથી મનુષ્યને આનંદ થાય અથવા આ બીજમાં જે ઢાંકેલો આનંદ છે તે પ્રકટ થાય તથા તેનો શ્રોતા, દ્રષ્ટા કે વાંચનારને અનુભવ થાય, એમ વર્ણન કરવું છે. ત્યારે તમારે એ બીજ, જેનું નામ કાવ્યશાસ્ત્રીઓ સ્થાયિભાવ કહે છે, તેને સ્થાન આપવામાટે એક નાયક તથા એક નાયિકા કલ્પવી પડશે. અને તે નાયક તથા નાયિકા એવાં કલ્પવાં પડશે કે જેમાં તે બીજ ઉછેરવું છે તે બગડે નહિ. મતલબ કે અનુકૂળાદિ નાયક તથા સ્વકીયા નાયિકા જોઇએ. રતિ બીજ તેમાં આરોપણ કર્યું અને નાયક નાયિકા તે બીજનાં અવલંબન કરનારાં (ધારણ કરનારાં) થયાં. હવે એ બીજ અંકુરિત થવું જોઇએ અને વધવા માંડવું જોઇએ. શું હોય તો કામ પ્રીતિનો ફણગો ફુટે વારૂ?

એકાંત સ્થળ, ગાયન, વસંત ઋતુ, મિષ્ટ ભોજન, પુષ્પાદિકની સુગંધ, મધુપાન, આદિક કામને જગાડનારા છે, એ આખું જગત્ જાણે છે. ત્યારે તમે પણ તેમાંનું કોઇક કલ્પીને તેનો યોગ નાયક નાયિકાને કરી આપો એટલે તેમનો રતિભાવ ઉદ્દીપન પામશે (જાગૃત થશે). આલંબન અને ઉદ્દીપન વિભાવ કાવ્યશાસ્ત્ર કર્ત્તાએ કલ્પી કાઢેલા નથી, પણ રસ ઉત્પન્ન કરવાના ક્રમમાં તે આવ્યા વિના રહેજ નહિ, તે હવે તમે જાણ્યું છે. કાવ્ય શાસ્ત્રીઓએ જે કર્યું છે તે એજ કે એ સર્વને ક્રમવાર ગોઠવ્યાં છે તથા નામ આપ્યાં છે. હવે તમે જોશો કે બીજાં શાસ્ત્રની રચના કરતાં આ રસશાસ્ત્રની રચના ઓછી સ્વાભાવિક નથી; તેમ વ્યવહારથી ઉલટી પણ નથી. વારૂ, આલંબન ઊદ્દીપનથી અંકુરિત કરેલા સ્થાયિભાવને શું કર્યું ? કામ વાસના બન્નેમાં જાગૃત થઈ એટલે અરસ્પરસ કટાક્ષ, આલિંગન, ચુંબન, ઈત્યાદિ થાયજ એમાં પૂછવું શું? એની પછવાડે એ હોયજ અને પછવાડે હોયજ માટે એને 'અનુભાવ' કહે છે. હવે પેલા બીજનો ખાસો છોડ થયો; હવે બધાય જાણે કે આ બન્નેમાં કામપ્રીતિ પ્રસિદ્ધપણે જાગે છે. પણ હજી આ રસ ખરી મઝાપર નથી જામ્યો. ત્યારે હવે શું જોઇએ ? બીજાં કાંઇ સાહિત્ય એને બેહેકાવવાને જોઇએ. ધારો કે પુરૂષ ચુંબન કરવા આવે છે; પેલી લાજે છે અને તેને નિવારણ કરે છે. લાજ એ વ્યભિચારી ભાવ છે. અને એથી હવે જોનારાને વધારે વિનોદ થયો. કેમકે મૂળ વાસનારૂપ રતિબીજ નાયક નાયિકાના આલંબનથી, એકાંત સ્થળના ઉદ્દીપનથી, ચુંબનના અનુભાવથી અને લજ્જાના વ્યભિચારી ભાव-

થી શૃંગારરસરૂપે પ્રકટ થયું.

**વર્ણ તથા દેવતા**—શૃંગારના ભેદ કહેતાં પેહેલાં કાવ્ય શાસ્ત્રના કહેવા પ્રમાણે તેનો વર્ણ તથા દેવતા કહીએ છીએ. વર્ણ એનો શ્યામ છે અને દેવતા વિષ્ણુ છે. શ્યામ વર્ણ એટલે કાળો મેઘ આકાશમાં ચઢી આવે છે તેવો. આ શ્યામ વર્ણ માણસના મનને કોઈક વિલક્ષણ આનંદ આપે છે કે જે કેહેવા કરતાં અનુભવવામાં વિશેષ આવે છે. સત્વગુણી વિષ્ણુ દેવમાં પણ એ હેતુથીજ કાળાશ કલ્પીને ઘનશ્યામ રૂપે તેનું વર્ણન કર્યું હોય એમ લાગે છે. શ્યામ રંગના મેઘનું જ્યારે વાદળ ચઢી આવે છે ત્યારે તે જોઈને તમારી મનોવૃત્તિઓમાં કાંઇ ફેરફાર નથી થતો? શો ફેરફાર થાય છે? એક નવિન જાતનો આહ્લાદ કે બીજું કાંઇ? આ કારણથી શૃંગારનો વર્ણ કવિઓએ શ્યામ કલ્પ્યો હશે. ઠીક; પણ વિષ્ણુ દેવતા શામાટે? આનું કારણ આ પ્રમાણે ધારી શકાય છે. આનંદનો પ્રકાશ સત્વગુણમાં રહેલો છે અને આ રસમાં સત્વવૃત્તિનો આનંદ છે, માટે સત્વગુણી વિષ્ણુને એ રસના દેવતા કહ્યા છે. બીજા કોઈ દેવ કરતાં વિષ્ણુના સંબંધમાં શૃંગાર પણ આ હેતુથીજ કવિઓએ ગાયો હશે.

**ભેદ**—શૃંગાર રસ બે પ્રકારે વર્ણાય છે. એક તો નાયક નાયિકાનો વિયોગ હોય ત્યારે અને બીજાં સંયોગ હોય ત્યારે. પેહેલાને વિપ્રલંભ શૃંગાર અને બીજાને સંભોગ શૃંગાર કહે છે.

## विप्रलंभ श्रृंगार.

**लक्षण**—નાયકની નાયિકા ઉપરની રતિ કે નાયિકાની નાયક ઉપરની

રતિ અરસ્પરસનો સમાગમ થઈને સફળ ન થતી હોય ત્યારે તેને વિપ્રલંભ શૃંગાર કહે છે. વિપ્રલંભમાં નાયક કે નાયિકાના રતિ સંબંધી દુઃખનો અનુભવ વર્ણ્યો હોય છે. કદાચિત્ એમ બને કે નાયક કે નાયિકાનું દૂરથી દર્શન વગેરે થવાથી અન્યોન્ય રતિ ઉપજે, પણ તેમનો મેળાપ નથી થતો; કોઇ વખત સ્વામી પરદેશ ગયો હોય ત્યારે તેની સ્ત્રીની રતિ વિયોગથી સફળ ન થતી હોય; કદાચિત સ્ત્રી પુરૂષ પાસે હોય છતાં એમાંથી એક રીસાયું હોય ત્યારે પાસે છતાં પણ તેમની રતિ સફળ થતી નથી; ઉપરનાં કારણ શિવાય બીજા કોઈ કારણથી તેએના અત્યંત વિયોગ જેવું જણાય ત્યારે પણ રતિ સંબંધી દુઃખનો અનુભવ વર્ણાય છે. આ જૂદાં જૂદાં કારણથી ઉપજતા વિપ્રલંભના વિદ્વાનોએ ચાર વર્ગ કે ભેદ પાડ્યા છે.

**विप्रलंभना भेद**---પૂર્વરાગ, માન, પ્રવાસ, અને કરૂણ, એવા ચાર ભેદ વિપ્રલંભ શૃંગારના પાડ્યા છે. કેટલાક અભિલાષ, વિરહ, ઈર્ષ્યા, પ્રવાસ, અને શાપ, એવા પાંચ ભેદ પણ વિપ્રલંભના ગણે છે. પણ અભિલાષનો સમાવેશ પૂર્વરાગમાં, વિરહ અને શાપનો સમાવેશ કરૂણમાં, અને ઇર્ષ્યાનો સમાવેશ માનમાં થવાથી ચાર ભેદજ યોગ્યછે, એમ જાણી આપણે એ ચાર ભેદનું નિરૂપણ કરીશું.

## पूर्वराग विप्रलंभ श्रृंगार.

**लक्षण**—નાયક કે નાયિકા એક બીજાને જોવાથી કે સાંભળવાથી અરસ્પરસ પ્રીતિ કરે, પણ તેમનો મેળાપ ન થાય, એવી અવસ્થાનું

વર્ણન કર્યું હોય ત્યારે તે પૂર્વરાગ (પ્રથમપ્રીતિ) વિપ્રલંભ શૃંગારનું વર્ણન જાણવું.

પૂર્વરાગ થવાના હેતુ બે કલ્પી શકાય. શ્રવણ કે દર્શન. દૂત, ભાટચારણાદિ, સખી, મિત્ર, વગેરેથી શ્રવણ સંભવે છે; ઈન્દ્રજાળમાં, ચિત્રમાં, સાક્ષાત્ કે સ્વપ્નમાં દર્શન સંભવે છે.

**શ્રવણ પૂર્વરાગનું ઉદાહરણ**—નળાખ્યાનમાં વર્ણેલા હંસે નળનું વર્ણન કરવા ઉપરથી દમયંતી હંસને કહે છે કે—

## वेराडी.

विश्वास आपीने वात वेहेवानी, रखे जाता वीसरी;
स्वयंवरमां नळ नहि आवे तो, प्राण जाशे नीसरी.
हो रे विहंगम वीरा. १

मात तातने सगाभाइ हुं तेहेने लाजुं केहेती;
केम कहुं नळ परणावो मुने, सरवे केहे अहलेती.
हो रे विहंगम वीरा. २

(પ્રેમાનંદ.)

આ ઉદાહરણમાં નાયિકા દમયંતી તથા નાયક નળ એ આલંબન વિભાવ છે. નળે દમયંતી માટે હંસને મોકલ્યો છે માટે નળના મનમાં દમયંતી ઉપરની અને હંસના મુખથી નળના ગુણનું વખાણ સાંભળવાથી દમયંતીના મનમાં નળ ઉપરની રતિ એ સ્થાયિભાવ છે. હંસે

કરેલાં વખાણ એ ઉદ્દીપન વિભાવ છે. હંસ સાથે સંદેશો મોકલવો એ અનુભાવ છે. માત તાતને એ વાત કહેતાં લાજવું એ વ્યભિચારી ભાવ છે. નળનો વિયોગ છે માટે વિપ્રલંભ અને સાંભળવાથી રતિ ઉપજે છે માટે શ્રવણ પૂર્વરાગ છે. એ રીતે ઉપરના વર્ણનમાં શ્રવણ પૂર્વરાગ વિપ્રલંભ શૃંગારનું વર્ણન છે.

**स्वप्न दर्शनथी थयेला पूर्वरागनुं उदाहरण**—સ્વપ્નમાં સ્વામી મળી ગયા પછી જાગેલી ઓખાને રડતી જોઇ તેની સખી ચિત્રલેખા તેને કહેવા લાગી કે—

## वेराडी.

मारी मीठी रहेनी छानी, तुने रक्षा करेरे भवानी;
कहे बेहेनी तुने शुं हवुं, स्वप्नामां कांइ दीठुं नवुं.
ओखा कहे करमे देइ हाथ, बाइ थोडे गजे दुभव्यो नाथ.
हसतां रमतां चडियो क्रोध, फोकट फांसु थयो विरोध.
दीवो कर घर नीहाळिये, छे पीउ आटलामां माळिये.

( ઓખાહરણ. )

આ ઉદાહરણમાં ઓખા નાયિકાની રતિનું આલંબન અનિરૂદ્ધ છે. હસતાં રમતાં રીસ ચડી એ ઉદ્દીપન છે. દીવો કરી ઘર જોવું એ અનુભાવ છે. સ્વામીના જવાથી થયેલો ઉદ્વેગ એ વ્યભિચારી ભાવ છે. નાયકનો વિયોગ છે માટે વિપ્રલંભ અને તે સ્વપ્ન દર્શનથી ઉપજેલા પૂર્વરાગ સંબંધી છે.

શ્રવણ કે દર્શનથી પૂર્વરાગ ઉપજ્યા પછી સ્વામીનો યોગ થતો નથી ત્યારે પ્રીતિ કરનારની શી દશા થાય છે તે ઉપર વિચાર કરીને પૂર્વરાગમાં ઉપજતી કામ દશાઓ વર્ણી છે; તે દસ છે.

### પૂર્વરાગ વિપ્રલંભ શૃંગારની દશ કામ દશાઓ.

### हरिगीत.

अभिलाष, चिंता, स्मृति अने गुण कथन पछि उद्वेग छे,
छठ्ठी प्रलाप दशा पछी उन्माद, ते पछी रोग छे;
जडता, मरण, ए दश दशाओ कामनी कविओ कहे;
शृंगारमां पण पूर्वरागनि विप्रलंभ विषे लहे.

એ દશનાં લક્ષણ તથા ઉદાહરણ નીચે પ્રમાણે.

૧ अभिलाष—દીઠેલા કે સાંભળેલા સ્વામીને કે સ્ત્રીને મળવા વગેરેની ઇચ્છાને **અભિલાપ** કહે છે. જેમ સ્વપ્નમાં દીઠેલા સ્વામીને મળવાની અભિલાષા ઓખાને ઉપજવાથી પોતાની સખી ચિત્રલેહાને તે કહે છે કે,—

### वेराडी.

हेवुं सांभळी करमे दियो भुज, बाइ वारे वारे शुं पूछे मुज;
मन मळवा रह्युं टमटमी, तेनुं अंग सुगंधे रह्युं रमी.

(ઓખાહરણ.)

એમાં ત્રીજા ચરણમાં અભિલાષ સ્પષ્ટ કરી છે.

૨ चिन्ता—દીઠેલા કે સાંભળેલા સ્વામીને કે સ્ત્રીને મળવાના ઉ-

પાયના વિચારને **ચિન્તા** કહે છે.

જેમ, ચિત્રલેહા ઓખાને કહે છે કે—

### वेराडी.

तुं एक आशरो वद्य, तारा स्वामीने लावुं सद्य;

ओखा बोले आळ पंपाळ, आंहां आवे तो ओळखुं ततकाळ.

(ઓખાહરણ.)

ઉદાહરણના પેહેલા તથા બીજા ચરણમાં ચિત્રલેખાની ચિન્તા અને ચોથામાં ઓખાની ચિન્તા બતાવી છે.

બીજુ ઉદાહરણ—ઈન્દ્રજાળમાં કોઇ સ્ત્રીનું રૂપ જોઇને એક પુરૂ-ષ કહે છે કે,—

### दोहरा.

मृगनेणि सुंदरि सुभग, मुज चित हरणी नार;

शी रीते देखिश फरी, काम—लक्ष्मि सुखकार.

आ विचार करतां गयो, दिवस पडी गइ रात;

निद्रा ना'वी पुरुषने, नव मनमां थइ शात.

આ ઉદાહરણમાં ઈન્દ્રજાળ દર્શનથી ઉપજેલા પૂર્વરાગ વિપ્રલંભ શૃંગારની ચિન્તાદશાનું વર્ણન કર્યું છે.

૨ **સ્મૃતિ**—અભીષ્ટ નાયક કે નાયિકાનું સ્મરણ થવું તેને **સ્મૃતિ** કહે છે. જેમ ચિત્રલેખા ઓખાને કહે છે કે,—

## वेराडी.

विसरी उमयानुं वचंन, शमणामां वरशे स्वामिन;

त्यारे ओखाने स्मरणा थई, तुं आणी आप प्रभुने अहीं.

( ઓખાહરણ. )

અહીં અભીષ્ટ નાયક અનિરૂદ્ધનું સ્મરણ ઓખાને થયું માટે તે સ્મૃતિનામે કામદશા છે.

૪ गुणकथन—અભીષ્ટ નાયક કે નાયિકાના ગુણ, રૂપ, વગેરેનું વર્ણન. જેમ ઓખા સખીને કહે છે કે,—

## वेराडी.

कांइ कांइ स्वरुप छे रसाळुं, तेणे चितडुं चोर्युं मारुं;

लाव सखी शिघ्र तेहने, नहितर पाडुं मारी देहने.

( ઓખાહરણ. )

ઉદાહરણના પૂર્વાર્ધમાં અનિરૂદ્ધનું સ્વરૂપ ચિત્ત ચોરે એવું છે એમ વખાણ કર્યું છે તે ગુણકથન નામે વિપ્રલંભ શૃંગારના પૂર્વરાગની કામદશા વર્ણવી છે.

૬ उद्वेग—દૃષ્ટશ્રુત નાયક નાયિકાના વિયોગથી ફિકરમંદ થવું તે જેમ,—

## रसिकमलार.

चो–दीशा भाळे भामनी, ओचिंतु दो दरशनरे,

उठे बेसे अवनी पडे, जेम जळ विना तलपे मीनरे.

मारो पियु परदेशी थै रह्यो. १

( ઓખા૦ )

સ્વપ્નમાંના અનિરૂદ્ધના વિયોગથી ઓખાનો ઉદ્વેગ ચારે પાસ જોવાથી, ઉઠબેશ કરવાથી અને તરફડવાથી જણાય છે.

૬ **પ્રલાય**—ઉદ્દેશ વિનાનો લવારો કરવો તેને પ્રલાપ કહે છે. જેમ, ઓખા અનિરૂદ્ધના વિયોગથી પ્રલાપ કરે છે કે,—

## सामेरी.

मीट मांडो ने खटपट छांडो, न बोलो तो आ कंठ नाखुं वाहाडीरे;
बीडी माटे थयां मन खाटां, कहोतो मुखना तंबोळ लौं काहाडीरे.

रामा रस भरी. १

( ઓખા૦ )

આ ઉદાહરણમાં સ્વપ્નવાતને સાચી કરીને ઓખા બોલે છે માટે તે પ્રલાપ છે. અથવા બીજુ ઉદાહરણ.

## केदारो.

जाणे बाथ भरी होय हाथथी तेम निद्राथी जागी नार;
स्वामी तमे क्यां जाओ छो एम मुखथी कर्यो उच्चार.

સાચી વિયોગી સ્ત્રીનું આ ઉદાહરણ છે. અને સ્વામીની ઝંખનાથી તેણે જે ઉદ્દેશવિનાનો ઉચ્ચાર કર્યો તે પ્રલાપ છે.

૭ **उन्माद**—જડ ચેતનનો વિવેક રાખ્યા વિના વર્તવું વગેરે ગાં-

ડા જેવી અવસ્થા. જેમ અનિરૂદ્ધ વિયોગી ઓખાની ઉન્માદાવસ્થા વર્ણવતાં પ્રેમાનંદ કહે છે કે,—

**रसिकमलार.**

मारो पियु परदेशी थइ रह्यो, रीसावी गयो भरथाररे;
जोनी रतन आव्युं हुतुं हाथमां, राखी नव शकी आणी वाररे.
मारो पियु० १

(ઓખા૦)

અથવા બીજું ઉદાહરણ.—

**सामेरी.**

पूछयुं ऊंचा द्रुमने, तारी गगने गइ डाळरे;
तरुपति जो मारी वती, कहीं दिसे भूपाळरे.
भूली भमे छे भामनी. १

(નળાખ્યાન.)

એમાં દમયંતી નળના વિયોગથી જડ ચેતનનો વિવેક છોડીને જડને પ્રશ્ન કરે છે એથી તેની ઉન્માદાવસ્થા જાહેર થાય છે. પણ ઓખાનો ઉન્માદ પૂર્વરાગ વિપ્રલંભ સંબંધી છે, અને દમયંતીનો ઉન્માદ પ્રવાસ વિપ્રલંભ સંબંધી છે; એમ છતાં પણ ઉન્માદાવસ્થામાં ફેર પડતો નથી માટે બન્ને ઉદાહરણથી ઉન્માદ દશા માત્ર સમજાવી છે એમ જાણવું. પાછળ વ્યભિચારી ભાવના વર્ણન સમયે પણ ઉન્માદાદિનું

વર્ણન આવ્યું છે પરંતુ અહીં ઉન્માદ હેતુ સાથે વર્ણવ્યો છે એ વિશેષ છે. અને ઉદાહરણ પણ ક્રમ સાચવવાને લખ્યાં છે.

આગળ કહેવામાં આવશે કે 'પ્રવાસ વિપ્રલંભ વગેરેની કામ દશાઓ પૂર્વરાગ વિપ્રલંભમાં પણ લાગુ પડે છે. માટે ઉદાહરણોમાં પણ ઘણી જગોએ સેળભેળ થયો હોય તથાપિ વાંચનારે ઘટે ત્યાંજ લાગુ કરી લેવું.

૮ व्याधि—લાંબો નિસાસો નાખવો, શરીર ફીકું થવું, સુકાઇ જવું, વગેરેને **વ્યાધિ** કહે છે. જેમ અનિરૂદ્ધ ઉપરના પૂર્વરાગથી ઓખાનો વ્યાધિ પ્રેમાનંદે વર્ણવ્યો છે;—

**वेराडी.**

**काम वशथी मन लाजतूं, विरहे तप्त छे तन दाझतूं;**

**छांटी सखिए पायुं नीर, विरहे व्याकुळ स्वेद शरीर.**

શરીર તપવું, તેમાં પાણી પીવા જોઈએ, પરસેવો થવો, એ વ્યાધિનાં ચિન્હ છે. અને તે વ્યાધિ પૂર્વરાગ સંબંધી કામ દશાનો છે. *

* વાંચનારને ઠામ ઠામ જણાશે કે લક્ષણ સાથે ઉદાહરણ બરાબર મેળ ખાતું નથી એવું ઘણી જગોએ છે; પણ વસ્તુતઃ તે તેમ નથી. કેમકે આ કામ દશાઓનાં અને બીજી કેટલીક જગોએ લખેલાં લક્ષણ તે લક્ષણ નથી, પણ ઉપલક્ષણ છે. મતલબ કે બીજાં લક્ષણ સમજાવવાને નમૂના તરીકે બતાવેલાં લક્ષણ છે. માટે એ ઉપરથી બીજાં પણ લક્ષણ સમજી લેવાં. ઘણું કરીને વાંચનાર લખેલા લક્ષણનેજ વળગી રહીને અમુક વર્ણન કરવાના વિષયનો તેટલોજ સંકુચિત અર્થ ન સમજે માટે અત્રે ઉદાહરણ વખતે વખતે ઉપલક્ષણથી ભિન્ન આ-

૯ જડતા—અંગ અને મન કોઇ જાતની પણ ક્રિયા કરવાને અસમર્થ થઇ જાય તે દશાને **જડતા** કહે છે. જેમ,—

**वेराडी.**

वाधी विजोग तणी वदेना, मूर्छागत थइ अचेतना;

चित्रलेहाए बेठी करी; रुदया चांपी बे भूज भरी.

(ઓખા૦)

એમાં મૂર્છાગત થવું તથા અચેતન (જડ) થઇ જવું એ જડતા વર્ણવી છે.

૧૦ **मरण**—મરણ થવાથી રસનો ભંગ થાય છે, માટે આ દશા વર્ણવવામાં આવતી નથી. પણ જાણે થયુંજ, એવી રીતે મરણ સૂધી વર્ણન કરી શકાય, અથવા મરણની ઇચ્છા વર્ણી શકાય.

ઉદા૦— **सामेरी.**

जुओ प्रीत तपासी, हुं छौं तमारी दासी,

दंड दोनी अपराध सारुरे;

करो स्नेह कें तजुं छुं देह वाला,

अति घणुं ते नहिं वारुंरे. रामा रस भरी.

ઓખાએ દેહ તજવાનું કહ્યું તે મરણની ઇચ્છા વર્ણી છે.

---

પ્યાં છે. આ જગોએ વ્યાધિના લક્ષણમાં જે લખ્યું છે, તે કરતાં શરીર તપવું" વગેરેને વ્યાધિમાં સમજી લેવા માટે તેવું ઉદાહરણ લખ્યું છે.

બીજું ઉદાહરણ કોઇ પતિ વિયોગી સ્ત્રી વિષે એક જણ બીજાને કહે છે કે—

### इंद्रविजय.

पद्म बिडाइ गयां निरख्यां तत्र पद्मिनी हर्ष सहीत थई छे;
रात्रि पडी एम अंतरमां समजी निज प्राणने धारी रही छे;
आ समये कटु कुर्कुटनाद सुणी मुजने पण भ्रांति थई छे,
(के)स्वामि वियोगिनी नारि शके पति आश तजी परलोक गईछे !!

(ઓખા૦)

મતલબ કે રાત્રી પડી તેથી સ્વામીનો મેળાપ થશે એમ જાણી તે જીવી; પણ હવે તો તેનો મનોરથ મિથ્યા જતાં પ્રભાત થયું, માટે કોણ જાણે? મરી પણ ગઇ હોય! આ ઉદાહરણમાં 'જાણે મરણ થયુંજ' એમ આખર સુધી વર્ણવ્યું છે.

કેટલાક ગ્રંથકાર કામ દશાઓના આ પ્રમાણે ભેદ પાડે છે;—૧ નેત્રપ્રીતિ, ૨ ચિત્તાસંગ (જોયેલા નાયક કે નાયિકામાં મન ચોટવું), ૩ સંકલ્પ (તેને મળવા વગેરેના ઘાટ), ૪ નિદ્રાભંગ (મળવા વગેરેની આતુરતામાં ઉંઘ ન આવવી), ૫ કૃશતા (સૂકાઇ જવું), ૬ વિષયનિવૃત્તિ (અભિલાષાઓ મનમાંથી કમી થઈ જવી), ૭ લજ્જાનાશ, ૮ ઉન્માદ, ૯ મૂર્છા (બે ભાનપણું), અને ૧૦ મરણ.

આ હમણાં કહેલી કામદશાઓ જોતાં તથા પૂર્વે કહેલી કામદશાઓ જોતાં તે બેમાં વાસ્તવિક તફાવત વિચારશાળીને નહિ જણાય,

પણ કેરમાત્ર કલ્પનાનો છે. એ દશાઓમાં આપણને ક્રમ સાફ માલમ પડે છે. જેમકે પ્રથમ જોવા કે સાંભળવાથી અભિલાષ ઉપજે, પછી તેનું ચિંતવન થાય, પછી તેનું વારંવાર સ્મરણ થયા કરે, પછી તેના ગુણોનું વર્ણન અને તેની ને તેનીજ વાત કરવી ઠીક લાગે, પછી તેનો મેળાપ જલદી થતો નથી તેથી મનમાં ઉદ્વેગ કે મેળાપવિઘ્ન આદિકની ફિકર થાય, ઉદ્વેગથી બુદ્ધિ અને શરીર નબળું પડવાથી મરજીમાં આવે તેમ બોલી જવાય (મતલબ કે પોતાની વાણી પોતાના કબજામાં ન રહે), એમ કરતાં મન ઉપર પણ કબજો ન રહે અને ઉન્માદ પ્રગટે, પછી શરીર કૃશ થવા માંડે અને રોગ થાય, પછી મૂર્છા કે જડતા ઉપજે અને છેવટે મરણ થાય. આ ક્રમ સ્વાભાવિક છે, અને દર્શન શ્રવણ પૂર્વરાગમાં તે ઉપજે છે. નેત્રપ્રીતિ વગેરે દશાઓના વર્ણનમાં શ્રવણ પૂર્વરાગનો સમાવેશ થતો નથી માટે આપણે તે બાજુપર રહેવા દેઇ અભિલાષ આદિક દશાઓનું નિરૂપણ કર્યું છે.

પૂર્વરાગમાં પ્રથમ રાગ સ્ત્રીનો વર્ણવવો અને પછી તેનાં ચેષ્ટિત વડે પુરૂષનો રાગ વર્ણવવો. પુરૂષનો પૂર્વરાગ પ્રથમ બતાવીએ તો સંભવે તો ખરો પણ સ્ત્રીનો રાગ પ્રથમ વર્ણ્યાથી વધારે મનોહરતા આવે છે. ઓખાહરણમાં સ્વપ્નદર્શનથી ઉપજેલો પૂર્વરાગ વર્ણ્યો છે તે પ્રથમ નાયિકાનો છે, અને પછી અનિરૂદ્ધનો રાગ વર્ણ્યો છે. નળાખ્યાનમાં શ્રવણ પૂર્વરાગ વિપ્રલંભ શૃંગાર એજ કવિએ પ્રથમ નળનો (નાયકનો) વર્ણ્યો છે, અને તે પણ સુંદર શોભે છે; માટે પ્રથમ નાયિકાનોજ વર્ણવવો એમ નિયમ તો કરી ન શકાય, તથાપિ બહુધા નાયિકાનો પૂ-

વૈરાગ વર્ણવવાનો સંપ્રદાય છે અને એ સંપ્રદાયનું એજ કારણ કે નાયિકાનો પૂર્વરાગ શોભે તેટલો નાયકનો શોભે નહિ. તેમ અભિલાષાદિક દશ કામ દશાઓ પણ નાયિકાને અંગે જેટલી શોભે તેટલી નાયકને અંગે વર્ણવતાં ઠીક દેખાય નહિ.

વિદ્વાનોએ પૂર્વરાગના ત્રણ પ્રકાર પાડી ઉદાહરણ ઉપરથી સમજાવ્યા છે- એટલે જેમ, એક તો ગળીના જેવો, બીજો કસુંબાના રંગ જેવો, અને ત્રીજો મજીઠ જેવો.

૧ ગળી જેવો પૂર્વરાગ—જેમ પ્રેમ એક વખત મનમાં જડાયો, તે પછી ગળીના રંગની પેઠે દૂર થઇ શકતો નથી, એટલે મનમાંથી જતો રહેતો નથી કે બહુ શોભતો પણ નથી, તે ગળીના જેવો પૂર્વરાગ જાણવો. જેમ રામ અને સીતાનો પ્રેમ. સીતાનો પૂર્વરાગ નિશ્ચલ અને દૃઢ વર્ણ્યો છે ખરો, પણ ઓખાની પેઠે વિપ્રલંભમાં બેહેકાવી શકાયો નથી- એનું કારણ સીતા નાયિકા અને રામ નાયકની પ્રકૃતિ ઓખા અને અનિરૂદ્ધ કરતાં જૂદી કલ્પેલી છે તેજ છે.

૨ કસુંબા જેવો પૂર્વરાગ—જે પ્રેમ કસુંબાના રંગની પેઠે હોય ત્યાં લગી સારો શોભે છે, પણ પાછળથી નાશ પામે છે. જેમ, વિક્રમોર્વશીમાં ઉર્વશી અને પુરૂરવાનો.

૩ મજિઠના જેવો પૂર્વરાગ—જે પ્રેમ મજીઠના રંગની પેઠે અત્યંત શોભે છે અને નાશ નથી પામતો, જેમ નળાખ્યાનમાં દમયંતીનો અને નળનો.

એ રીતે શ્રવણ કે દર્શનથી પૂર્વરાગ ઉપજે છે, અને તે પૂર્વરાગ ઉપર કહ્યા તેવો ત્રણ પ્રકારનો હોય છે. વળી પૂર્વરાગ જણાવનારી દશ કામદશાઓ તેમાં છે. અને વિપ્રલંભ એમાંજ બહુધા વર્ણાય છે.

## માનવિપ્રલંભ શ્રૃંગાર.

વિપ્રલંભનો બીજો પ્રકાર માન વિપ્રલંભ છે. વિપ્રલંભ શૃંગારમાં નાયક નાયિકાનો વિયોગ હોય છે એ વાત જો કે ખરી છે, તથાપિ તે વિયોગ તે વચમાં કાંઇ જગાનું અંતર પડવાથી થયો છે એમ સમજવું નહિ. નાયક તથા નાયિકા જૂદાં જૂદાં સ્થળમાં હોય ત્યારેજ વિયોગ છે અને પાસે પાસે બેઠેલાં છે માટે સંયોગ છે એમ રસ શાસ્ત્રમાં માનેલું નથી. પાસે પાસે છતાં પણ એક બીજા સાથે સમાગમનો લાભ તે ન લેઇ શકતાં હોય ત્યાં સુધી વિયોગજ સમજવો. જેમ પાસે રહેલાં સ્ત્રી પુરૂષ ગુરૂજનની મર્યાદાને લીધે કે બન્નેના કલહને લીધે કે એવાજ બીજા કારણથી વિનોદવાર્ત્તા આદિક વિલાસ ન અનુભવી શકતાં હોય તો તે સંયોગ તે વિયોગજ કહેવાય અને વિપ્રલંભ વર્ણવવામાં કવિઓ એનો ઉપયોગ કરી શકે. આ જાતનો વિયોગ માન વિપ્રલંભમાં હોય છે. માન એટલે સામાન્યતઃ 'ગુસ્સો' એવો અર્થ છે. આવું માન બે પ્રકારે સ્ત્રી પુરૂષમાં ઉપજી શકે છે. એક તો ગમ્મત અને આનંદના પ્રસંગમાં જાણી જોઇને ધારણ કરેલું માન—ઉપર ઉપરની રીસ, અને બીજું એક બીજાના અનાચાર વગેરે જોવામાં કે સાંભળવામાં આવવાથી ઉપજેલી ઇર્ષ્યાને લીધે ઉત્પન્ન થયેલું માન—ખરી રીસ. પેહેલાને પ્રણયમાન અને બીજાને ઇર્ષ્યામાન કહે છે. પ્રણય એટલે સ્નેહ.

સૌ કોઈ જાણે છે કે દુઃખના કે તંગીના અનુભવવિના સુખનો સ્વાદ ઉત્તમ પ્રકારે મળતો નથી. સંભોગ શૃંગાર સારો જમાવવાને કવિઓ પણ વિપ્રલંભ પેહેલો વર્ણવે છે. તેમ સ્ત્રી પુરૂષ પરસ્પરની પ્રીતિનો આસ્તાદ સારી રીતે ચાખવાને વચમાં વચમાં કડવા તીખા સ્વાદનો અનુભવ કરતાં જાય છે. આમ સ્વાભાવિક રીતે બને છે, તે વિચાર શીલને સમજાશે. અને એ ઉપરથીજ વિદ્વાનો કહે છે કે 'પ્રેમનો વાંકા જવાનો સ્વભાવ છે.' એ નિયમનો અંગીકાર કરીને આપણે પ્રણયમાનનું લક્ષણ બતાવીએ છીએ.

**પ્રણયમાનનું લક્ષણ**—મોટા આનંદમાં છતાં પણ પ્રેમનો વાંકા જવાનો સ્વભાવ છે, માટે કારણવિના જે કોપ ઉપજે છે તેને પ્રણયમાન કહે છે. આ માન નાયક કે નાયિકા બન્નેને થઈ શકે.

નાયકના પ્રણયમાનનું ઉદાહરણ;—

**राग केदारो.**

पाननी बीडी अरधी करडी नाथे, आपी ओखाजीने हाथे;
खातां मुख मरडचुं ए तो बोटी, पिउने रीस चढी प्रीत खोटी.

× × × × × ×

बीडी पाननी अरधी करडी, खाधी मन विना मुख मरडी;
भरथारने भ्रांतज आवी, सेजेथी नाथ गयो रीसावी.

ઓખાના સ્વપ્ન સ્વામી અનિરૂદ્ધનું પ્રણયમાન એમાં માલમ પડે છે. ખાધેલી બીડી ન ખાધી એવા નજીવા કારણ માટે અનિરૂદ્ધ રીસાયો એમ વર્ણ્યું છે. અનિરૂદ્ધની એ રીસ તે પ્રણયમાન છે.

નાયકાના પ્રણયમાનનું ઉદાહરણ—જેમ પરદેશથી આવેલા પોતાના સ્વામિને કોઇ સ્ત્રી કહે છે કે,—

## उपजाति.

तमे फरो छो परदेश प्यारा, शा हाल ते घेर हशे अमारा;
एवुं तमे जो मनमां न जाण्युं, विदेशी साथे वदवानुं शानुं ?
एवुं कहीं कैंक छटाथि नारी, उठी अने ऊभी जई अटारी;
स्वामी गयो पाछळ चाली चाली, हेते करीने ग्रहि मुग्ध बाळी.

આ ઉદાહરણમાં સ્વામી પરદેશ રહે છે એ બાહાનાથી મેળાપના આનંદ સમયે સ્ત્રી રીસાય છે, એ નાયિકાનું પ્રણયમાન છે.

વખતે નાયક તથા નાયિકા બન્નેનું પ્રણયમાન પણ વર્ણાય છે. અને કવિની મરજીમાં આવે તેવી યુક્તિથી તે વરણવી શકે.

માન વિપ્રલંભમાં એક વાત યાદ રાખવા જેવી છે કે જ્યાં સુખ માનીને પ્રસન્ન કરવાને પ્રાર્થના વગેરે કરવામાં આવ્યું નથી, તે પેહેલાં પોતાનું માન તે છોડી દે તો તે વિપ્રલંભ કહેવાય નહિ, પણ સંભોગ શ્રૃંગારનો 'ઇર્ષ્યા' નામે સંચારી ભાવ જાણવો.

માનવિપ્રલંભનો બીજો પ્રકાર ઇર્ષ્યામાન છે. જ્યારે પતિ બીજી પ્રિયાસાથે આસક્ત છે એમ દીઠામાં, અનુમાન કરવામાં કે સાંભળવામાં આવે ત્યારે સ્ત્રીઓને ઈર્ષ્યામાન ઉપજે છે એટલે તેમના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે અને રીસાય છે. ઇર્ષ્યામાન ત્રણ પ્રકારે ઉપજે છે, માટે તેના પ્રકાર પણ ત્રણ છે. દીઠાથી ઈર્ષ્યા થાય છે તેનું ઉદાહરણ.

चामर.

पुष्पनो पराग प्यारि तारि आंखमां नडे;
लाय काढी नाखुं फूंक मारि हुं कळावडे;
ए निहाळिने सपत्निनां रुवां उभां थयां,
क्रोधनी रजोटि पामि नेत्र रक्त थइ गयां.

એ સ્ત્રીઓનો સ્વામિ એક સ્ત્રીને આંખમાંથી કચરૂ કાઢવાને બહાને સ્પર્શ કરે છે તે જોઇને શોકયના મનમાં દીઠાથી ઉપજતું ઇર્ષ્યામાન પ્રકટે છે અને ક્રોધરૂપી રજોટી (ધૂળ)થી તેનાં નેત્ર રાતાં થઇ જાય છે, એમ વર્ણવવાવડે તેનું માન બતાવી આપ્યું છે.

અનુમાનથી ઇર્ષ્યા ત્રણ પ્રકારની થાય છે. કાંતો સ્વામી પરાઈ સ્ત્રી ઉપર આસક્ત છે એમ સ્ત્રીને સ્વપ્ન આવે, કાંતો સ્વામિના શરીર ઉપર સંભોગાદિકનાં ચિન્હ જુએ, અથવા કાંતો સ્વામિનું અંગ સ્ખલિત થયેલું સ્ત્રી જુએ. એ ત્રણ બાબતો ઉપરથી સ્ત્રી અનુમાન કરી શકે કે સ્વામી પરભારીમાં આસક્ત છે. આ પ્રકારના ઈર્ષ્યામાનનું વર્ણન દયારામે સારી રીતે કરેલું છે.

સ્વપ્નથી અનુમાન કરીને ઉપજેલી ઇર્ષ્યાનું ઉદાહરણ.

इंद्रविजय.

रातविषे निजनाथानि उपर कागळ कामनिए लखि मूक्यो;
सूती पथारि विषे जइने, हजी अंतर स्नेह समुद्र न सूक्यो;

स्वप्न थयुं निरख्यो पतिने पण अन्य त्रियाशु विनोदी निहाळ्यो;
जागी उठी झट रीस भरी, भरी नेन रडी, लइ पत्र प्रजाळ्यो.

આ ઉદાહરમાં સ્ત્રીએ પોતાના પરદેશમાં રહેલા સ્વામિને પ્રેમભર્યો પત્ર રાત્રે લખ્યો અને પછી સૂતી; પણ તેની ઝંખનાથી તેને સ્વપ્ન આવ્યું તેમાં પોતાના સ્વામિને બીજી સ્ત્રી સાથે વિનોદ કરતો જોયો. આથી તેને ક્રોધ થયો અને તે જાગી ઉઠી; ક્રોધના આવેશમાં તેને પોતાના સ્વામિ પર તે શક અનુમાનથી રૂઢ થયો અને તે રડી તથા કાગળ બાળી મૂક્યો, તે ઉપરથી તેનો ક્રોધ માલમ પડે છે. પરદેશમાં રહેલો સ્વામિ પરભારી સાથે આસક્ત છે (સાધ્ય) પરભારી સ્ત્રીના સહવાસને લીધે (હેતુ), સ્વપ્નમાં દીઠેલા સ્વામિની પેઠે (દૃષ્ટાંત). એ અનુમાન છે.

ભોગ ચિન્હથી અનુમાનનું ઉદાહરણ.—જેમ કોઇ સ્ત્રી પોતાના સ્વામિને કહે છે કે—

## वसंततिलका.

वस्त्रे करी नखतणां क्षतने छुपावो;
ओठे पडेल क्षत आगळ हाथ लावो;
आ प्यारिनो प्रतिनिधि शरिरे सुगंध,—
बे'के दसे दिश विषे कयम थाय बंध?

હે સ્વામિ તમે બીજી સાથે રમી આવ્યા છો; તેના નખ તમને

છાતીમાં વાગેલા તે તમે લૂગડાવડે સંતાડો છો, અને હોઠ ઉપર તેના દાંત બેઠેલા તે બે હાથ આડા કરીને સંતાડોછો, પણ તે પ્યારીનો પ્રતિનિધિ એટલે તેની વતીનું કામ કરનાર જાણે હોય તેવો આ, તેના શરીરપરથી તમારા શરીરપર લાગેલો સુગંધ દસે દિશામાં બેંકે છે તે તમે કેવી રીતે બંધ કરશો?

પરભારી સ્ત્રીને જોઇને અંગવિકાર થાય તેને ગાત્રસ્ખલન કહે છે. તે ઉપરથી પણ સ્વામિની પરભારી સ્ત્રી ઉપર આસક્તિ છે એમ અનુમાન કરીને સ્ત્રી ઇર્ષ્યામાન ધારણ કરે છે. એનું ઉદાહરણ,—

\+ + × × × × × +

પાછળ કહ્યું કે માન વિપ્રલંભમાં છેવટે સ્ત્રીનું માન સ્વામિએ છોડાવવું જોઇએ અને સ્ત્રી માન ન છોડે તો માન વિપ્રલંભ રહેતો નથી. સ્વામીએ માન છોડાવવા માટે આ નીચે લખેલા ૭ ઉપાય ક્રમે કરીને કરવા. ૧ સામ, ૨ ભેદ, ૩ દાન, ૪ નમસ્કાર, ૫ ઉપેક્ષા, ૬ રસાંતર.

૧ **સામ**—મીઠાં વચન કહેવાં. જેમ,—

### इंद्रवज्रा.

तारुं निहाळी मुख दुःख भागे, तुं कामनी केम भराय रागे ?
आ स्वामि तारो विनवे फरीने, जो सामुं वामा ! करुणा करीने.

આ ઉદાહરમાં સ્ત્રી પ્રત્યે કહેલાં વચન તેને પ્રિય લાગે એવાં છે માટે મીઠાં છે. એવાં ને એવાંજ બીજાં વચનો કહીને મનાવવી તે સામ ઉપાય.

૨ भेद—તેની સખી દ્વારા સમજાવવી. જેમ,—

## द्रुतविलंबित.

मुज कह्युं सजनी ! नव तें सुण्युं, नगणि ! तें सखि वाक्य नहीं गण्युं!!
करिश शुं बळ आखर कामनी? बनिश कामनि एक बदामनी.

આ ઉદાહરણમાં રૂષ્ટ થયેલી સ્ત્રીને તેની સખી કહે છે કે તેં મારૂં સાંભળ્યું નહિ અને હું તારી સખી, તે સખીનું વચન પણ તેં ગણ્યું નહિ! વારૂ, જ્યારે આમ મારા બોલવાની પણ અવગણના કરે છે ત્યારે આખરે તું શું કરવાની હતી? તારી મેળે તું હલકી માલ પડીશ. કેમકે આખરે તું પોતાની મેળે બોલાવતી જાઇશ. આ પ્રમાણે સખી મારફત કેહેવરાવવું તે ભેદ વચન છે.

૩ दान—કાંઇક બહાનાથી અલંકારાદિક આપવું. જેમ,—

## इंद्रवज्रा.

आ हार ! आहार अमो जम्यां छे; आ साडि ! ना, जेठनि पूर्णिमा छे;
आ वांक ! हा, वांक बधो अमारो ! ल्यो, सुंदरी तेज हवे तमारो.

આ ઉદાહરણમાં સ્વામિએ સ્ત્રીને હાર બતાવીને કહ્યું કે આહાર છે તે તું જો; પણ આહાર! આટલો શબ્દ સ્વામિને મોઢેથી સાંભળતાં તેનો અર્થ બદલીને સ્ત્રી બોલી કે આહાર તો અમોએ કર્યો છે. સ્વામિ ફરી બોલ્યો કે 'આ સાડી છે,' પણ તેટલામાં તે શબ્દને 'આશાડી' માનીને તથા તેનો અર્થ આશાઢી પૂર્ણિમા કરીને સ્ત્રી બોલી કે ના, આ

તો જેઠ માસની પૂર્ણિમા છે. ત્રીજીવાર સ્વામિ બોલ્યો કે આ વાંકો–(વાંક નામે સોનાનું આભૂષણ), ત્યારે તે સ્ત્રી વાંકનો અર્થ 'ગુન્હો' કરીને વક્રોક્તિમાં બોલી કે હા, વાંક તો બધો અમારોજ છે ના? આ વખતે સ્વામિએ હજી વાંકનો અર્થ આભૂષણ કરીને કહ્યું કે જો એમ હાર તથા સાડી પડ્યાં મૂકીને છેવટે વાંક લેવાની તારી મરજી છે—તું મોઢેથી બોલી છે—તો તે આ લે. હવે તે તારો છે; હું પાછો લેનાર નથી. આ રીતે અલંકાર આપીને તેને પ્રસન્ન કરે છે.

૪ नमस्कार—પગે પડવું. જેમ,—કોઇ સ્ત્રી સ્વામિ પગે પડ્યા છતાં તે ન ગણુકારીને પછી પસ્તાવો કરે છે કે,—

### शार्दूलविक्रीडित.

आप्यो बोध अपार, हार, मणिने, ह्रारा धर्या हाथमां,
संबोधी सखि मारगे बहु विधे, लीधी प्रिये बाथमां;
मान्यु ना तव हाथ जोडि नमिया, चाल्याज दुःखी थई,
रे हुं तोय अभागणी न समजी ! खाळ्या न आडये जई ! !

૫ उपेक्षा—સામાદિક ઉપાય વ્યર્થ થાય ત્યારે તેના કોપની દરકાર ન કરવી તથા તે સંબંધમાં કાંઇ ન કહેતાં બીજી રીતે તેનું માન મૂકાવવું તે. જેમ, રોષ પામેલી રાધિકાને તેની સખી કહે છે કે,—

### मनहर.

वीजनो प्रकाश नोय, शस्त्र एतो सेन केरां,

मोरना उचार नो'थ, बंदीजन बोले छे;
मेघ नथी गाजतो आ, डंको छे अस्वारी केरो,
छायो नथी मेघ, राहुवर छत्र तोळे छे;
सूर्य जो संताई गयो लाज पामी लाखवशा,
उठ अलबेली हजी केश केम होळे छे ?
पवन तुरंग चढी राहु शोधे चंद्रमाने,
चंद्रमुखी तुं छे तेथी कृष्ण तने खोळे छे!!

ઉપરના ઉદાહરણમાં રાધિકાને તેની સખીએ એમ જણાવ્યું છે કે કૃષ્ણને માટે હું કાંઇ તને કહેતી નથી કે કૃષ્ણને તારી દરકાર પણ નથી, પરંતુ તારાજ હિત માટે (એટલે રખેને તને ચંદ્ર જાણીને રાહુ ગળી જાય! તેથી) કૃષ્ણ તને શોધે છે. એ રીતે તેના કોપના સંબંધને અળગોજ મૂકાને તેની બેદરકારી જણાવીને માન મૂકાવ્યું છે માટે એ ઉપેક્ષા વર્ણવી છે.

૬ रसांतर—ઉતાવળ, ત્રાસ, કે હર્ષથી એકદમ ક્રોધ તજાવવો તેને 'રસાન્તર' કહે છે. જેમ,—

**मनहर.**

उठ, उठ, साप! साप! फेण मांडी धाई आवे
काळो अने तेजवाळो भाळ्यो नेणोनेण में,
एम कही उठी दोड्या कृष्ण छोडी राधिकाने,

आंख मींची सखी सामी छळ करी वेणमें;
राधा भय पामी अने बाझी पडी कृष्णजीने,
हश्या कृष्ण जोई जाण्युं कपट छे के’णमें;
कृष्ण के’ डरीश नहीं भोळवायो भाभेनी हुं,
जोयो में आकार तारा चोटलानी वेणमें.

આ ઉદાહરણમાં રાધાને મનાવવાને સામાદિક ઉપાય વ્યર્થ ગયાથી આ ઉતાવળ અને ત્રાસ આપનારો ઉપાય કૃષ્ણે યોજ્યો છે તે ‘રસાંતર’ છે.

વાંચનારે જોયું કે વિપ્રલંભનો બીજો પ્રકાર જે માન વિપ્રલંભ તે નાયક તથા નાયિકા બન્નેનો વર્ણી શકાય છે; પણ વિશેષે કરીને નાયિકાનો વિશેષ શોભે છે, માટે કવિઓ બહુધા નાયિકાનોજ વર્ણવે છે. માન-વિપ્રલંભના બે પ્રકાર—પ્રણયમાન અને ઈર્ષ્યામાન પણ આપણે જોયા. ઈર્ષ્યામાન ત્રણ પ્રકારે ઉપજે છે તે તથા તેના ભેદ પણ જોયા. સ્ત્રીનું માન જો છોડાવ્યા વિના છૂટે તો તે વિપ્રલંભ નથી, અને નજ છૂટે તોપણ વિપ્રલંભ નથી; માટે માન છોડાવવાના સામાદિક છ ઉપાય કવિ કેમ વર્ણવે છે તે પણ જોયું. હવે વિપ્રલંભનો ત્રીજો પ્રકાર કયો છે તે જોઇએ.

## प्रवास विप्रलंभ शृंगार.

વિપ્રલંભમાં વિયોગી નાયક નાયિકાનોજ શૃંગાર વર્ણાય છે, ત્યારે વિયોગ કેટલે પ્રકારે થઈ શકે તેની કલ્પના વિદ્વાનોએ કરીને તેના ભે-

દ પાડ્યા છે. પ્રથમ પ્રીતિ બંધાય પણ મેલાપ ન થયો હોય તે અવસ્થા વિપ્રલંભની જ્યારે હોય છે ત્યારે તેને પૂર્વરાગ વિપ્રલંભ કહીને વર્ણવ્યો છે. વારૂ, મેળાપ થયો પણ નાયક નાયિકાને કાંઇ વાંકું પડયું તો એમાંથી એકાદ હેતની રીસ કરી રીસાય છે, તેને માનવિપ્રલંભ કહી વર્ણવ્યો. વારૂ, તેમ પાછાં મનાયાં અને પ્રીતિસુખ ભોગવવા લાગ્યાં તેમાં એમાંથી એકાદનું દેશાંતર (એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં) જવું થયું અને વિયોગ આવી પડયો કે પાછો વિપ્રલંભ શૃંગાર વર્ણવવાને કવિને અવકાશ મળ્યો. આ છેલ્લા પ્રકારને આપણે 'પ્રવાસવિપ્રલંભશૃંગાર' એ નામથી ઓળખીએ છીએ. પ્રવાસ વિપ્રલંભનું લક્ષણ એજ કે ગમે તો કાર્યથી, ગમે તો શાપથી કે ગમે તો કોઇ અચાનક પ્રસંગના ગભરાટથી નાયક કે નાયિકાનો વિયોગ થઈ એમાંથી એકને સ્થાનાંતરમાં જવું પડે.

સ્વામિનો વિયોગ થયો એટલે પ્રેમવાળી નાયિકાને શું થાય તે આપણે સમજીએજ છીએ. તે દલગીર થાય અને સ્વામિને મળવાની આતુરતાથી તેનો બીજા કશામાં જીવ રહે નહિ. નાયિકાના મનની એવી સ્થિતિ શ્રોતાના મનમાં ઉતારવાને—તેની અસર કરવાને કવિઓ તેના શરીરની અને વસ્ત્રની મલિનતા, એક વેણી ગૂંથેલો ચોટલો, તેના નિસાસા, તેનું રડવું, તેનું પૃથ્વી ઉપર પડવું વગેરે વર્ણવે છે. એવી સ્થિતિ નાયિકાની થાય છે તે ઉપર વિચાર કરીને વિદ્વાનોએ નાયિકાની 'દશ કામદશાઓ' એ નામથી તેના અનુક્રમે પ્રકાર બતાવ્યા છે. એવી રીતે કે પ્રથમ વિયોગ થવાથી તેનું શરીર સારૂં રહે નહિ. સારૂં રહે

નાહ એટલે સ્વામિનું સાન્નિધ્ય (હાજરી) હોય ત્યારે જેવી તે ચકચકાટ રહેતી હોય તેવી રહે નહિ પણ મલિન રહે. એ મલિનતાને शरीरनुं असौष्ठव કહે છે. પછી તેના મનમાં પરિતાપ ઉપજવાથી શરીર પ-ણ તપે અને વિરહજ્વર ઉત્પન્ન થાય: એને ताप કહે છે. તાવ આવવા લાગે એટલે શરીર ફીકું પડી જાય તથા સૂકાઈ જાય: એ સ્થિતિને पांडुताकृशता કહે છે. શરીર કૃશ અને ફીકું થઇ ગયું એટલે પ્રત્યેક વસ્તુનો તેને અણુગમો થાય, એ પણ ક્રમપ્રાપ્તજ છે. એને अरुचि કહે છે. અણુગમો થયો એટલે તેને સર્વત્ર અપ્રીતિ ઉપજે છે; તેને કાંઇ પ્રીતકર કે તૃપ્તિકર ભાસતું નથી. એ સ્થિતિને अधृति નામ આ-પેલું છે. મનને જ્યારે કશું પ્રીતિકર કે તૃપ્તિકર નથી લાગતું ત્યારે મનને ઠરવાને કોઇ વસ્તુ અવલંબનભૂત થતી નથી. નાયકાના મનની એ સ્થિતિને अनालंब કહે છે. પોતાના સ્વામિ વિના સૃષ્ટિના બાહારના અથવા મનની અંદરના કલ્પિત, કોઇપણ પદાર્થ ઉપર મન ચોટતું ન-થી ત્યારે મનને ઠરવાને અવલંબનભૂત એક તેનો સ્વામિજ થઇ પડેછે. એવી સ્થિતિમાં તે નાયિકા સ્વામિવિના બીજા કશાને જાણતી નથી. મનની એ સ્થિતિને तन्मयता કહે છે. જ્યારે નાયિકા સર્વત્ર પોતાના સ્વામિનેજ દેખે એવી ચમત્કારિક તેના મનની સ્થિતિ થઈ જાય ત્યારે તેની ચેષ્ટાઓ ગમે તે વખતે, ગમે તે સ્થળમાં અને ગમે તેના આ-ગળ પોતાના સ્વામિ પ્રત્યે કરતી હોય તેવી થાય, એટલે લોકો તેને ગાંડી પણ કહેવા માંડે. મનની એ સ્થિતિને उन्माद દશા કહે છે. એ રીતે ઉન્માદ દશામાં સર્વત્ર સ્વામિને જોતી નાયકાને કોઈ કહે કે 'અરે આં-

ડી! તારો સ્વામિ અહીં ક્યાં છે? આ તો 'થાંભલો છે!' આ વચન તે સાંભળે એટલે 'મારો સ્વામિ નથી' એવી રીતે તેના મનમાં ભાસ થવાથી તેનું મન છેકજ *નિરાલંબ થાય છે. તે વિચાર શૂન્ય થાય છે અને તેની તમામ ચેષ્ટાઓ બંધ પડે છે. એ સ્થિતિને **મૂર્છા** કહે છે. મનની આવી સ્થિતિ ઝાઝીવાર રહેવાથી **મરણ** નીપજે છે; કેમકે મૂ-ર્છિત અવસ્થામાંથી તેના મનને વ્યાપૃત કરનાર—અવલંબન આપનાર તેનો અભીષ્ટ સ્વામિ તેને મળતો નથી.

પ્રવાસવિપ્રલંભમાં સ્વામિનો વિયોગ થયાથી નાયિકાની ઉપર પ્ર-માણે દશ કામદશાઓ નીપજે છે. કામથી એ દશાઓની ઉત્પત્તિ છે, માટે એને કામદશાઓ કહે છે. મરણ એ કામદશા છે ખરી પણ કવિઓ તેને બહુધા વર્ણવતા નથી; કેમકે તેથી રસ ભંગ થાય છે.

ઉપરની કામદશાઓમાંની કેટલીક નાયકના સંબંધમાં પણ વર્ણાય છે. જેમ ઉર્વશીના વિયોગથી પુરૂરવા ગાંડો થઇ ગયો હતો, એ તેની ઉન્માદ દશા વર્ણવી છે. અને એવીજ રીતે જ્યાં એવું વર્ણન જોવામાં આવે ત્યાં તે તે કામદશા વર્ણવી છે એમ જાણવું.

પ્રવાસવિપ્રલંભમાં નાયિકાને ઉપજતી દશ કામ દશાઓ આપણે પાછળ વર્ણવી તેમાં તેનાં લક્ષણ પણ વર્ણવ્યાં છે, તેથી હવે માત્ર તે-

---

* તેના મનમાં 'થાંભલો' શબ્દ કહેવાથી તે વસ્તુનો ભાસ થતો નથી કેમકે તે તો તેની **અનાલંબ** સ્થિતિ થતાંજ નાશ પામેલો છે. મા-ત્ર એના મનનું આલંબન સ્વામિ હતો તે પણ 'નથી' શબ્દથી નાશ પામી મન શૂન્ય થાય છે. મનની શૂન્યતા એજ મૂર્છા.

નાં નામ ફરીને ગણાવી જઇએ છીએ. ૧ શરીરનું અસૌષ્ટવ, ૨ તાપ, ૩ પાંડુતા અને કૃશતા, ૪ અરૂચિ, ૫ અધૃતિ, ૬ અનાલંબ, ૭ તન્મયતા, ૮ ઉન્માદ, ૯ મૂર્છા અને ૧૦ મરણ. નીચેના ઉદાહરણમાં એ કામ દશાઓ વર્ણવી છે.

भुजंगी.

हनूमान वाणी वद्यो शीर नामी,
सुणो रामजी जानकी दुःख पामी;
वशी वृक्ष नीचे धरी एक वेणी,
रहे राक्षसी मध्य अंबूज नेणी. १.
दिसे अंगमां मेळ भारे भरायो,
शरद् चंद्रमा मेघथी शुं छवायो !
वहे हीम वायु परंतु कहे छे,
अति ताप आ अंग मारां दहे छे. २.
शळी जेवी काया सुकाई थई छे,
बधी कांति कांतीमतीनी गई छे;
नथी पाणी पीती, नथी अन्न खाती,
नथी कांइ जोती नथी अंग ना'ती. ३.
वदे छे मुखे वाणी हे राम राम,

नथी कोइनुं मूखथी लेती नाम.
करे तजना राक्षसी क्रोध दाखी,
नथी नाम बी'ती मति ठाम राखी. ४.
वदे वृक्षने जोइ हे राम आवो!
तमे केम ना शोक मारा शमावो!
कहे राक्षसी, छे क्यहां राम? सीता!
पडे पृथ्वीमां भान भूली जनेता. ५.
गति जोइ एनी महाराज दाझुं,
हण्यो रावणो में नहीं तेथी लाजुं;
कृपानाथ जो वार कीधी जवानी,
तजो आश तो जानकी जीववानी. ६.

ઉપરના ઉદાહરણમાં રાવણે અશોક વનિકામાં પૂરેલી રામના વિયોગવાળી સીતાનું વર્ણન હનૂમાન રામની પાસે કરે છે. વિયોગિની છે, માટે વિપ્રલંભ છે. સ્રી પુરૂષની પરસ્પરની પ્રીતિ વર્ણાઇ છે, માટે શૃંગાર છે. સ્થળાંતરમાં છે માટે પ્રવાસવિપ્રલંભ છે. ઉદાહરણમાં વર્ણેલી દશાઓ રામની કામનાને લીધે ઉપજેલી છે માટે કામદશાઓ છે. અંગમાં મેલ ઇ૦ થી 'શરીરનું અસોષ્ટવ' વર્ણાયું છે; હીમ વાયુ છતાં તાપ લાગે છે ઇ૦ વર્ણનથી 'તાપ' વર્ણાયો છે; શળી જેવી ઈત્યાદથી **કૃશતા અને પાંડુતા** વર્ણાઇ છે. 'પાણી પીતી નથી' વગે-

રેથી 'અરૂચિ' વર્ણાઇ છે; 'કાંઇ જોતી નથી' એ વાક્યથી 'અનાલંબદશા' વર્ણાઇ છે; 'રામ રામ વદે છે' ઇત્યાદિથી 'તન્મયતા' અને વૃક્ષને સંબોધન કરે છે માટે ઉન્માદ વર્ણાયો છે; 'પૃથ્વીમાં પડે છે' ઇત્યાદિથી મૂર્છા અને છેલ્લા ચરણથી મરણ દશા પણ વર્ણાઇ છે. એ ઉદાહરણમાં માત્ર 'અધૃતિ' વર્ણેલી નથી. તેનું ઉદાહરણઃ—જેમ કોઇ વિયોગિની સ્ત્રી કહે છે કે,—

## तोटक.

न पिता, न सुता, न लता, न नदी; न अलंकृति के न सखी नणदी;
न निकेत, मनोहर गायन वा, न करे मुजने सुख खेल नवा. १.

એમાં કોઈ પદાર્થ તે વિયોગિની નાયિકાને સુખકર નથી માટે તેની તમામ વિષયમાં અપ્રીતિ સ્પષ્ટ છે. એજ 'અધૃતિ' છે.

**પ્રવાસવિપ્રલંભના પ્રકાર**—સ્ત્રી પુરૂષનો વિયોગ બની દેશાંતરમાં જવાનાં કારણ ત્રણ હોઇ શકે. કાંતો કોઇ કાર્યને લીધે સ્વામિ કે સ્ત્રી પોતાની ખુશીથી પરદેશ જાય અને વિયોગ ઉપજે; કાંતો કોઈ આકસ્મિક કારણને લીધે મરજી ન છતાં અચાનક છૂટાં પડવાનો વખત આવે; કાંતો કોઈનો શાપ થવાથી તેમ બને. એ ત્રણ વિના ચોથા કારણનો સંભવ નથી, અથવા બીજાં બધાં કારણોનો એ ત્રણમાં સમાવેશ થઇ જાય છે. માટે પ્રવાસવિપ્રલંભ એ ત્રણ પ્રકારનોજ હોઇ શકે. કાર્યને લીધે ઉપજેલો અથવા **कार्यज**, શાપથી ઉપજેલો અથવા **शापज**, અને આકસ્મિક ગભરાટથી ઉપજેલો અથવા **संभ्रमज**.

કાર્યથી ઉપજેલો કાર્યજ પ્રવાસવિપ્રલંભ પણ ત્રણ પ્રકારે વર્ણી શકાય. ભાવિ કાર્ય, ભવન્ કાર્ય, અને ભૂત કાર્ય. અથવા સ્પષ્ટ બોલીએ તો (૧) કાર્યને અર્થે પ્રવાસ કર્યા પેહેલાંનો વિપ્રલંભ, (૨) કાર્યને અર્થે પ્રવાસ કરતી વખતનો વિપ્રલંભ અને (૩) કાર્યને અર્થે પ્રવાસ કર્યા પછીનો વિપ્રલંભ. ભવિષ્ય, વર્તમાન અને ભૂત એ ત્રણ કાળ ઉપરથી ત્રણ ભેદ પ્રવાસ વિપ્રલંભના પડે છે, એમ કહીશું તો પણ ચાલશે.

ભાવિ કાર્યજ પ્રવાસ વિપ્રલંભ શૃંગાર અથવા કાર્યને અર્થે પ્રવાસ કર્યા પેહેલાંનોજ વિપ્રલંભ આ રીતે વર્ણાય છે. જેમ કોઈ પુરૂષ પ્રદેશ જવાનો છે, તે સંબંધી વાત કરતાં પોતાની સ્ત્રીને કહે છે કે,—

**शार्दूलविक्रीडित.**

स्वामी—जैशुं सुंदरि !
स्त्री—वारु नाथ ! जइए.
स्वामी—मिथ्या तुं दुःखी न था.
स्त्री—शानुं दुःख मने जशो कादि तमे ?
स्वामी—तो शे रडे छे वृथा ?
स्त्री—जाओ शीघ्र न तेथि.
स्वामी—हुं जउं त्यहां तारे त्वरा शी हशे ?
स्त्री—आ मारा पण प्राण जाय जलदी

## संघात सारो थशे.

કાર્યને અર્થે પ્રવાસ કરવાનો છે માટે સ્વામી જવાનું કહે છે અને વિયોગ થવાનો છે (થયો નથી.) તેથી ભાવિ એવો કાર્યજ વિપ્રલંભ છે. સ્ત્રી પુરૂષની રતિ વર્ણી છે માટે શૃંગાર તો છેજ.

કાર્યજ પ્રવાસ બનતો હોય તે વખતના વિપ્રલંભનું વર્ણન. જેમ,

### हरिगीत.

कंकण न हाथ विषे रह्यां, अश्रु गयां वही नेत्रथी;
मुज चित्त आगळथी गयुं, धीरज गइ मनक्षेत्रथी;
सर्वे गयां साथे मळी संघात ते सारो हतो;
जावा थया तैयार त्यारे साथ केम कर्यो जतो ?

આ ઉદાહરણમાં "જવા થવા તૈયાર" એ શબ્દોવડે વર્તમાન કાલિક પ્રવાસ સ્પષ્ટ છે.

ભૂત કાર્યજ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનું ઉદાહરણ;—

### तोटक.

जड जेवि सखी बनि केम गई,
मुखनी छबी शे तुज म्लान थई?
दुख आवडुं तुं सखि केम सहे,
चित्त तारुं गयो हरि कोण कहे?

આ ઉદાહરણમાં 'ચિત્ત હરી ગયો' એ કાર્ય બની ગયા પછીનો વિપ્રલંભ વર્ણવ્યો છે, માટે એ ભૂતકાર્યજ છે.

પ્રવાસ વિપ્રલંભનો પેહેલો પ્રકાર એ રીતે વર્ણાયા પછી બીજો પ્રકાર જે શાપ નિમિત્ત પ્રવાસ થયો હોય તે સબંધી વિપ્રલંભ વર્ણવવાનો છે. મેઘદૂતમાં કુબેરનો શાપ થવાથી યક્ષનો પ્રવાસ વર્ણ્યો છે તે શાપ નિમિત્ત પ્રવાસ વિપ્રલંભ છે.

ઉદાહરણ;—જેમ કુબેર કહે છે કે,—

### शार्दूलविक्रीडीत.

प्यारी पासे दिननिश वश्यो, धर्म तारो विसार्यो;
मर्यादा तें गणि न गुरुनी बोध ना लेश धार्यो;
जाजा पापी पड पृथिवीमां वर्ष सुधी वियोगी;
पीडा पामी नर जनमनी दुःखनो मात्र भोगी.

ઉદાહરણમાં કુબેરનો શાપ સ્પષ્ટ છે. અથવા,—

### मंदाक्रांता.

प्यारी मारी निज सदनमां उमरे फूल मूकी,
जोजे बेठी दिवस गणती, देह देखीश सूकी;
संभारीने अवधि मुज आ वर्षनो प्राण प्यारी,
के'शे सर्वे कथन तुजने, सांभळी वात तारी.

આ ઉદાહરણમાં યક્ષે મેઘ પ્રત્યે કથેલા કથનમાં વર્ષનો અવધિ સંભારીને ઇત્યાદિ વચનથી શાપના અવધિનો બોધ થાય છે માટે એ શાપજનિત પ્રવાસ વિપ્રલંભ છે.

સંભ્રમથી પ્રવાસ વિપ્રલંભ—દિવ્ય અને માનુષના સંબંધમાં જે ગભરાટથી જૂદું પડવું તેને સંભ્રમજનિત પ્રવાસ માન્યો છે. જેમ વિક્રમોર્વશીમાં ઉર્વશીથી પુરૂરવાનું છૂટું પડવું વર્ણવ્યું છે તે સંભ્રમજનિત પ્રવાસ છે. ઉદાહરણ;—

**वसंततिलका.**

कीधो हतो समय ते नव याद राख्यो,
गंधर्व पाछळ पडी बहु क्रोध दाख्यो;
तेनुं कठीण फळ उर्वशीनाश रुप;
रे रे विधि ! दुख निधि मूज आ अनूप.

પૂરૂરવા કહે છે કે જે પ્રતિજ્ઞા મેં ઉર્વશી સાથે કરી હતી તે યાદ ન રાખીને ઉતાવળથી હું ગંધર્વની પાછળ પડયો, તેથી આ ઉર્વશી અલોપ થઇ ગઇ !! ખરેખર ! મારૂં દુઃખ તો કોઇ વિલક્ષણજ છે ! એમાં ઉર્વશી દિવ્ય અને પુરૂરવા માનુષ છે. તથા ગભરાટથી પુરૂરવા તેનાથી છૂટો પડયો છે માટે એ સંભ્રમજનિત પ્રવાસ વિપ્રલંભ છે.

પ્રવાસ વિપ્રલંભ વર્ણવવામાં પાછળ કહેલી અંગનું અસૌષ્ઠવ આદિક દશ કામદશાઓ, તથા પૂર્વરાગમાં કહેલી અભિલાષા આદિક કામદશાઓ વર્ણાય છે. તથા એ બન્ને પૂર્વરાગમાં પણ વર્ણાય છે. પ-

રંતુ તે વર્ણવવામાં વિવેક રાખવો જોઈએ; કેમકે જો વિવેક ન રાખે તો અસંભવ વગેરે દોષ પેદા થાય. માટે પ્રસંગને અનુસરીને તથા પૂર્વે કવિઓએ કેવાં વર્ણન કરેલાં છે તે ઉપર વિચાર કરીને બન્ને કામદશાઓ બન્ને સ્થળમાં યોજવી.

## કરૂણા વિપ્રલંભ શૃંગાર.

પાછળ આપણે વિપ્રલંભના પૂર્વરાગ, માન, અને પ્રવાસ એ ત્રણ ભેદ કહ્યા છે. એ શિવાય એક ચોથો પણ ભેદ હોઈ શકે છે. તે એવો કે,—નાયક કે નાયિકા બેમાંથી એકાદ પરલોક પામે અને તે ફરીથી મળશે એમ હોય, ત્યારે જે રહેલા એકને મનમાં ખેદ થાય તેના વર્ણનને કરૂણ વિપ્રલંભ કહે છે. કરૂણ વિપ્રલંભ એ વિપ્રલંભ શૃંગારનો ચોથો ભેદ છે; કેમકે પૂર્વરાગ, માન, કે પ્રવાસ એ ત્રણેમાંથી એકેમાં એનો અંતર્ભાવ થઇ શકતો નથી. પ્રવાસમાં મેલાપ થવાનો નિશ્ચય છે માટે તે કરૂણ વિપ્રલંભ થઇ શકતો નથી. પરલોક ગમન થયા પછી મેલાપ થવો અસંભવિત છતાં પણ આશા બળવત્તર છે,—કોણ જાણે કદાપિ કોઇ સિદ્ધના વચનથી, દેવના પ્રસાદથી કે અદ્ભૂત ચમત્કારથી ફરીને મેળાપ થાય તો થાય! એમ આશા બંધાયલી હોય ત્યાં સુધી કરૂણ રસ થઇ શકતો નથી. જ્યારે મેળાપ નજ થવાનો હોય ત્યારે કરૂણ રસ થાય છે એમ આગળ કહેવાશે. પણ આતો કરૂણ છતાં પુનર્મેલન થવાનું છે માટે માત્ર વિયોગજ કહેવાય અને તેથી વિપ્રલંભરૂપે વર્ણાઈ શકે છે. એ રીતે કરૂણ છતાં વિપ્રલંભ હોવાથી ક-

ક્રણુ વિપ્રલંભ નામ એને આપેલું છે. કાદંબરીમાં પુંડરીક અને મહાશ્વેતાના વૃત્તાંતમાં કરૂણુ વિપ્રલંભનુ વર્ણુન છે.

ફ્રીને ન મળે તેમ હોય અથવા મળે તો બીજા દેહવડે કરીને મળે તથાપિ તે કરૂણુ રસ સમજવો. અને પરલોક ગયાની ખાત્રી થયા પછી આકાશવાણી, વરદાન, આદિકથી મળવાનો સંભવ જણાયા પછીજ શૃંગાર રસ જાણુવો. એમ કેટલાક પંડિતો અમુક વર્ણુન કરૂણુ રસનું અને અમુક શૃંગાર રસનું એમ માને છે. અને જ્યાં સુધી પરલોક ગયેલાની પાછા મળવાની ખાત્રી ન થઈ હોય ત્યાં સુધીના વર્ણુનને શૃંગારમાં ગણુતા નથી; કરૂણામાંજ ગણે છે. તેમને મતે આકાશવાણી આદિકથી પુનર્મેલનની ખાત્રી થયા પછીનું વર્ણુનજ કરૂણુ વિપ્રલંભ શૃંગાર સમજવો અને તે પેહેલાંનો કેવળ કરૂણુ સમજવો એમ છે. કેટલાક કરૂણુ વિપ્રલંભ ભેદ પાડવાનુંજ ઈચ્છતા નથી; તેમનો અભિપ્રાય એમ છે કે પરલોક ગમન થયા પછીનો કરૂણુ અને સંગમની આશા બંધાયા પછીનો પ્રવાસ વિપ્રલંભ પરંતુ બીજાઓને મતે એમ છે કે પ્રવાસમાં અને મરણુમાં જે જાણીતો ભેદ છે તેને લીધે કરૂણુ વિપ્રલંભ ભેદ ઘટેજ છે.

આ સર્વ ઉપર વિચાર કરતાં એમ જણાય છે કે વર્ણુન કરનાર કવિએ પુનર્મેલન કરી આપવાનો જ્યાં સંકેત કરી રાખીને વર્ણુન કર્યું હોય ત્યાં કરૂણુ વિપ્રલંભ કહેવો એ સામાન્ય સમજનારાને ઠીક પડશે. ઉત્તરરામ ચરિતમાં રામથી સીતાનો છેવટનો વિયોગ વર્ણ્યો છે તે ક-

રૂણ વિપ્રલંભ નથી પણ કરૂણજ છે. નળદમયંતીમાં નળનો વિયોગ થવાથી દમયંતીનો શોક વર્ણવ્યો છે તે કરૂણ વિપ્રલંભ નથી પણ પ્રવાસ વિપ્રલંભ છે, કેમકે તેમાં મરણની શંકા દમયંતીને ઉપજી નથી. સીતા લંકામાં હતી ત્યારે રામનો સીતા સાથે વિયોગ એ પણ પ્રવાસ વિપ્રલંભ છે. દક્ષ યજ્ઞમાં સતીનો નાશ થવાથી શિવનો શોક વર્ણવવો એ કરૂણ છે, કેમકે તે સતિનો મેળાપ ફરીને શિવને થયો નથી; અને પાર્વતીરૂપે સતીનો મેળાપ થયો તે દેહાંતરથી થયો છે માટે તે કરૂણ વિપ્રલંભ થઇ શકતો નથી. કામને શંકરે બાળી મૂકવાથી રતિના વિલાપમાં જે વર્ણન કર્યું છે તે કરૂણ વિપ્રલંભ છે. કેમકે કામના દેહની ભસ્મ રતિએ પુનર્મેલન થવાની આશાથી સંચી રાખી હતી, અને શિવપાર્વતીના લગ્ન સમયે તેમનું પુનર્મેલન થયું હતું એવી કથા છે.

કરૂણ વિપ્રલંભને અંતે નાયિકા તથા નાયકનો સંયોગ અને કરૂણ રસમાં તે નહિ, એ મોટો તફાવત કરૂણ વિપ્રલભ તથા કરૂણમાં છે.

## संभोग शृंगार.

વિપ્રલંભ શૃંગાર વર્ણ્યા પછી નાયક નાયિકાનો સમાગમ થાય છે એ તો આપણે ઉપર કહી ગયા છીએ; નાયક નાયિકાનો સમાગમ એ સંભોગ શૃંગાર વર્ણવવાનો વખત છે. એ ઉપરથી એમ ન જાણવું કે કેવળ વિપ્રલંભ કે કેવળ સંભોગ શૃંગાર વર્ણાય નહિ; તેમ પણ થઇ શકે. નાયક અને નાયિકા એક બીજાની સામે દૃષ્ટિપાત, સ્પર્શ, આદિકનો અનુભવ કરે છે તથા એક બીજા ઉપર અનુરક્ત હોય છે તેને

સંભોગ શૃંગાર કહે છે. સંભોગ શૃંગારનું એથી ટૂંકું અને વધારે નિયમિત લક્ષણ કહીએ તો, સખનોજ માત્ર જેમાં અનુભવ થાય છે એવી રતીનું વર્ણન કરવું તે સંભોગ શૃંગાર જાણવો. સંભોગ શૃંગાર આપણે એકાદ ઉદાહરણથી સ્પષ્ટ કરીશું. જેમ,

**वसंततिलका.**

चोपास शांत सरखुं नजरे निहाळ्युं,
आवासमां पतिविना नाहि अन्य भाळ्युं
एकातमां प्रिय छबी निरखे त्रियानी
ते जोइ पास जइ सुंदरि बेठि शाणी.
प्यारी तहारुं मुख आ छाबि तुल्य भासे,
जो जो जरा समिप आवि तुं केम नासे;
ए रीत बोलि पतिए निज सुंदरीने
भावेथि भेटि किध चुंबन आदरीने.
रोमांच सुंदरि थइ मन हर्ष पामी,
नीचुं निहाळ्युं मनमां ज्यम लाज पामी.
स्वामि जुओ घर विषे जन कोक आव्युं !
ए रीत छूटी पतिथी पछि हास्य कीधुं.

**बीजुं उदाहरण.—मारुनी देशी.**

सर्व शांत दीठुं चोपास, शून्य सरखो जोयो अवास;
मुग्धा शयनथी उठी चाली, धीमे पति पासे गइ बाळी;
स्वामि निंद्रावश नथी तोय, निंद्रावश जेवो स्त्री जोय;
जोयुं प्रितथी मुख बहु वार, प्रीति उपजी स्त्रीने अपार;
कर्युं चुंबन आणीने प्रेम, थइ रोमांचित साति एम;
जोइ प्राण प्रियानी प्रीति, तजी स्वामिए निद्रा नीति;
हर्शी बाळाने चुंबन कीधुं, प्रीते अधरसुधा पण पीधुं;
लाज पामी सती सुकुमार, नीचुं मुख कर्युं तत्काळ.

ઉપરનાં બંન્ને ઉદાહરણોમાં રતિ સ્થાયિભાવમાંથી રસ પ્રકટાવવાને નાયક નાયિકાને તે રતિના આલંબન કલ્પ્યા; શૂન્ય વાસગૃહને ઉદ્દીપન વિભાવ કલ્પ્યો; ચુંબન, આલિંગન, એ અનુભાવ તેથી ઉપજ્યા છે; લાજ પામી નીચું જોવું એ વ્યભિચારી ભાવ પણ તેથી પ્રકટ થયો; (લાજ પામવી અને નીચું જોવું એ બીભત્સાદિ બીજા રસમાં ઘટે છે, છતાં આ શૃંગારમાં પણ તે સંભવે છે માટે તેને વ્યભિચારી ભાવ કહ્યો છે, વગેરે પાછળ વ્યભિચારી ભાવના પ્રકણમાં કહ્યું છે તે લક્ષ્યમાં રાખવું.) આટલા સાહિત્યથી રતિસ્થાયિ સંભોગશૃંગારરૂપે વિરાજે છે કેમકે એમાં નાયક નાયિકાના પરસ્પર યોગથી ઉત્પન્ન થતા સુખનોજ અનુભવ વર્ણ્યો છે. નાયક નાયિકાનો પરસ્પર યોગ એજ સંભોગ

શૃંગારનો વિપ્રલંભથી ભેદક છે; અન્યથા, શૃંગારરૂપે તો બંન્ને એકજ રીતે વર્ણાય છે,

વિપ્રલંભના હેતુ પૂર્વરાગ વગેરે ચાર હોવાથી તેના ચાર ભેદ પડે છે, તેમ સંભોગ શૃંગારના ભેદ પાડતાં પરવડે તેમ નથી; કેમકે નાયકનાયિકાના મેળાપના અનેક પ્રકાર છે. તથા ચુંબન, હાસ, આલિંગન, આદિક અનેક પ્રકારથી તે વર્ણવી શકાય છે, માટે સંભોગશૃંગાર એકજ છે એમ વિદ્વાનોએ માનેલું છે.

સંભોગશૃંગારની સાથે છ ઋતુઓ, ચંદ્ર, સૂર્ય, અસ્તમય, જલક્રીડા, વનવિહાર, પ્રભાતકાળ, મધુપાન, રાત્રીઆદિક, અનુલેપન, અલંકાર, અને બીજું જે જે કાંઇ પવિત્ર અને ઉજ્વલ હોય તે તે વર્ણી શકાય. એવાં વર્ણન પૂર્વે કવિઓએ લખ્યાં છે અને તેથી રસાદિકને બહુ પોષણ મળે છે. જેમ,

**छपय.**

बन उपबन केकी कपोत कोकिल कलि बोलत;
केसव फूले भमर भरे बहू भांतन डोलत;
मृगमद मलय कपूर धूर धूसर दसहु दिश;
ताल मृदंग उपंग सुनत संगीत गीत निश;
खेलत बसंत संतत सुघर संत असंत अनंत गति;
घर नाहिन छंडियि माहमें जो मनमांहि सनेह मति.

કેશવ કવી ઉપરના ઉદાહરણમાં કહે છેકે, વન તથા ઉપવનમાં મોર, હોલા અને કોયલો મધુર શબ્દ કરે છે, ફુલોમાં ભમરાઓ ભરાયા છે તથા તેઓ બહુ પ્રકારે ડોલે છે; કસ્તુરી, અગરૂ ચંદન અને કપૂરની રજથી દશે દિશાઓ ભૂંખરા વર્ણની થઈ ગઇ છે; લોકો રાતીએ બેશીને તાલ, મૃદંગ, ડફ વગેરે વાજાં લેઇને સંગીત ગાન સાંભળે છે; સુઘડ પુરૂષો, સત્પુરૂષો, અને અસત્પુરૂષો સર્વે અનેક પ્રકારે વસંત ખેલે છે; હે નાથ! જો તમારા મનમાં (મારી પ્રત્યે સ્નેહની બુદ્ધિ હોય તે માહા માસમાં તો ઘર છોડીને પરદેશ જશોજ નહિ.

એના છેલ્લા ચરણમાં સંભોગ શૃંગાર અને બાકીનાં ચરણોમાં તેને પોષણ કરનારૂં વસંતનું વર્ણન સ્પષ્ટ છે. ભરત કહે છે કે "લોકમાં જે કાંઇ પવિત્ર, મેધ્ય, દર્શનીય અને ઉજ્વળ હોય તેની તુલના શૃંગાર સાથે કરી શકાય છે તથા શૃંગારના વર્ણનમાં તેની યોજના કરી શકાય છે."

સંભોગ શૃંગાર એકજ પ્રકારનો છે તથાપિ કેટલાક વિદ્વાનો એમ ઇચ્છે છે કે વિપ્રલંભ પછીના શૃંગારને ચાર પ્રકારે વર્ણી શકાય. એવી રીતે કે,—પૂર્વરાગ પછીનો સંભોગ, માન પછીનો સંભોગ, પ્રવાસ પછીનો સંભોગ તથા કરૂણવિપ્રલંભ પછીનો સંભોગ. અને તેથી વિપ્રલંભ પછીનો સંભોગશૃંગાર ચાર પ્રકારનો હોઇ શકે. એ ચારે આપણે ઉદાહરણથી સ્પષ્ટ કરીશું.

પૂર્વરાગ પછીના સંભોગ શૃંગારનું ઉદાહરણ.

**शिखरणी.**

प्रिया तारा माटे अवनि तळमां खूब भटक्यो;

प्रिया तारा माटे तुज नगरमां आवि अटक्यो,

प्रिया तारा स्पर्शे मुज विरहतप्ति टळी गई;

वदी एवुं भेटयोप्रिय, तरुणि रोमांचित थई.

એમાં પૂર્વાર્ધ ઉપરથી પૂર્વરાગ અને ઉત્તરાર્દ્ધમાં સંભોગ શૃંગારનું વર્ણન છે, માટે એ શૃંગાર પૂર્વરાગ પછીનો છે એમ સમજાય છે.

પ્રવાસ પછીના સંભોગ શૃંગારનું ઉદાહરણ.

### हरिगीत.

स्वामी—क्यम कुशळ छे तरुणी?

स्त्री—कुशळ छे देह सूको आ रह्यो;

स्वामी—क्यम शुष्क देह थयो प्रिये?

स्त्री—ज्यम पुष्ट आप तणो थयो;

स्वामी—हुं पुष्ट शाथी पद्मिनी!

स्त्री—वासि प्यारिना सहवासमां,

स्वामी—नथि प्यारी को तुजथी प्रिये!

जेथी वसु उल्लासमां.

### सोरठो.

तरुणि कहे तव केम वश्या विदेशे नाथजी!

दिन आव्यो आ जेम, कुशळ प्रश्न करवा तणो ?

આ ઉદાહરણમાં પરદેશથી આવેલો પતિ પોતાની સ્ત્રીને પૂછે છે કે "હે સ્ત્રી કેમ તું કુશળ તો છે?" જવાબ કે, "આ સૂકાઇ ગયેલો દેહ કુશળજ છો" "તું શાથી વારૂં આટલી બધી સૂકાઇ ગઇ?" "જે રીતે તમે આટલા બધા પુષ્ટ થયા તે રીતો" મતલબ કે મારા વિયોગથી તમે પરદેશમાં જઇને આનંદ પામી પુષ્ટ થયા છો તેમ હું તમારા વિયોગથી ઘેર વશીને ખેદ પામી સૂકાઇ ગઇછું. "હું પુષ્ટ શાથી થયો એમ તું ધારે છે." "કેમકે પરદેશમાં તમે કોઇ પ્રિયાની સાથે રહ્યા હશો તેથી તમને સુખ મળ્યું હશે" "તારાથી વધારે પ્યારી મારે કોઇ છેજ નહિ" "ત્યારે આ કુશળ પ્રશ્ન પૂછવાનો દહાડો ક્યાંથી આવ્યો?" મતલબ કે હુંજ જો પ્યારી હતી તો મને મૂકીને શું કરવા પરદેશમાં ગયા હતા? પ્રવાસ, મેળાપ, અને અરસ્પરસની પ્રીતિ સ્પષ્ટ છે માટે એથી પ્રવાસવિપ્રલંભ પછીનો શૃંગાર વ્યક્ત થાય છે.

### वसंततिलका.

अत्यंत कोक अपराध कर्याथि लाजी,
पाये पड्यो तरुणिने ज्यम थाय राजी;
संक्षोभ पामी अबळा भर्यु नेत्र नीर;
प्रेमे ग्रही तरुणि, चुंबन कीध धीर.

સ્વામિના અપરાધથી ક્રોધે ભરાયલી સ્ત્રીને મનાવવા માટે યત્ન કરતા સ્વામિને છેવટ પોતાની પાસે માફ માગતો જોઇને પોતાની કરે-

લી અવસ્થાના શોકથી તથા પ્રેમથી આંખમાં આંસુ આણી રડતી સ્ત્રીને સ્વામિએ ભેટીને ચુંબન કર્યું, અને માન અથવા રીસનો અંત આણ્યો. એમાં માન વિપ્રલંભ તથા તે પછીનો સંભોગ શૃંગાર રસ છે.

### કરૂણ વિપ્રલંભ પછીના શૃંગારનું ઉદાહરણ.

#### शार्दूलविक्रीडीत.

प्यारी तुं बचि मृत्युना मुखथकी सद्भाग्य ते माहरुं,
वेठ्युं तें अति कष्ट देह, विधिए जे जे कर्युं ते खरुं!
हावे आळ्य समग्र खेद टळवा आलिंग आ देहने,
एवुं बोलि करे ग्रही युवतिने भेट्यो धरी भावने.

#### वसंततिलका.

ते जोइ सुंदरी हसी अति प्रेम आणी;
बोली मुखेथि पछी अमृत जेवि वाणी;
प्यारा तमारुं मुखदर्शन पुण्य चारु
ते आ समे बन्यु महारुं बचावनारुं.
ए रीत बोली वळगी प्रियने त्रियाते,
शी रीत थाय अळगी पडि प्रेम पाशे,
ए प्रेम बंधन निबंधन जग्तकेरु,
आपो सदा रसिकने सुख कैं घणेरुं.

પ્રિયાનો નાશ થયા પછી મળેલી સ્ત્રીના મલાપ સમયનું આ શૃં-

ગાર વર્ણુન છે, માટે કરૂણ વિપ્રલંભ પછીના શૃંગારનું એ વર્ણન છે.

એ રીતે સંભોગ શૃંગારના જો પ્રકાર હોઇ શકે તો એ ચાર હોઇ શકે. આપણે હવે શૃંગારનો વિષય પૂરો નિરૂપણ કરી બતાવ્યો છે. હવે ફરી જોઇ જઇએ કે એમાં તાત્પર્ય શું રહેલું છે. પ્રથમ આપણે નિરૂપણ કર્યું કે શૃંગાર એટલે નાયક નાયિકાની રતિ અથવા પ્રીતિનું વર્ણન અથવા ઉદ્બોધન. એ શૃંગારમાં રતિ સ્થાયિભાવ, નાયક નાયિકા આલંબન વિભાવ, શૂન્ય ગૃહાદિક ઉદ્દીપન વિભાવ, ચુંબનાદિક અનુભાવ અને લજ્જાદિક વ્યભિચારી ભાવોનું વર્ણન થાય છે. તે પછી શૃંગારના મુખ્ય બે ભેદ કહ્યા. તેમાં એકનું નામ વિપ્રલંભ અને બીજાનું નામ સંભોગ. વિયોગરૂપે જે શૃંગાર વર્ણાય તે વિપ્રલંભ અને સંયોગરૂપે જે શૃંગાર વર્ણાય તે સંભોગ. પછી આપણે વિપ્રલંભના પૂર્વરાગ, માન, પ્રવાસ અને કરૂણ એવા ચાર પ્રકારનું નિરૂપણ કર્યું, તથા તેમાં ઉપજતી કામ દશાઓનું પણ વર્ણન કર્યું. નાયક નાયિકાની પ્રથમ પ્રીતિ થવી તથા વિઘ્નાદિકથી તેમનો મેલાપ ન થવો એવું વર્ણન પૂર્વરાગમાં થાય છે. સ્ત્રી સ્વામિના અપરાધ પ્રત્યે પ્રેમનો કોપ કરે છે તેને માન કહે છે. નાયક કે નાયિકા બેમાંથી એકનું દેશાંતર જવું તેને પ્રવાસ કહે છે; અને તે બેમાંથી એકાદનું પરલોક ગમન વર્ણવવું તથા છેવટે મેલાપ કરવો તેને કરૂણ વિપ્રલંભ કહે છે. એ અને પ્રવાસના કાળ પરત્વે ત્રણ ભેદ પણ આપણે કહ્યા.

શૃંગારમાં ક્રોધ વગરે જણાય છે અને તે રૌદ્ર, વગેરે રસના સ્થાયિભાવ છે તથાપિ શૃંગારમાં તેમને વ્યભિચારી રૂપે વર્ણવ્યા હોય છે તેથી રસાં-

તર થતું નથી. વિપ્રલંભ વિના સંભોગ શૃંગાર બહુ દીપતો નથી, માટે ગ્રંથોમાં ઘણું કરીને વિપ્રલંભનું વર્ણન પ્રથમ અને સંભોગનું વર્ણન પછી હોય છે. કવિ દલપતરામ કહે છે તેમ,

"પાશા વિના ન પટ પૂરણ રંગ પામે
પાશા વિના ન જરિએ કહિં રંગ જામે"

એ વાત યથાર્થ છે. પૂર્વ રાગ વિપ્રલંભ અને સંભોગ શૃંગાર ઓખાહરણમાં, પૂર્વ રાગ વિપ્રલંભ અને પ્રવાસ વિપ્રલંભ નળદમયંતીમાં, પૂર્વરાગ અને પછી સંભોગ કુમારસંભવમાં, કરૂણ વિપ્રલંભ રતિ વિલાપમાં, માન વિપ્રલંભ સત્યભામાના રૂસણામાં અને શૃંગારના બહુધા ઘણા ખરા પ્રકાર કવિ દયારામના પદોમાં અપ્રતિમ વર્ણેલા છે.

રસના પ્રકરણમાં શૃંગારનો વિષય બહુ વિસ્તીર્ણ છે; તથા મનુષ્યના ચિત્તનો આકર્ષક પણ તેના જેવો પ્રાય બીજો રસ નથી, તેથી વિદ્વાનો એને **रसराज** નામ આપી એનું બહુ પ્રકારે વિવેચન કરી ગયા છે અને કવિઓ તેને બહુ પ્રકારે વર્ણી ગયા છે. કેટલાક કહે છે કે કવિને વર્ણન કરવાના વિષયમાં મુખ્ય સ્ત્રી છે તથા પછી પર્વત, વન, વૃક્ષ, પુષ્પ, સમુદ્ર, ઇત્યાદિક સ્વાભાવિક સૃષ્ટિ તેના વર્ણનનો વિષય છે. આ કહેવું યથાર્થ છે કે કેમ તે આપણે જરાક વિચાર કરી જાણી શકીશું; કવિને સ્ત્રી આદિક વિષયો વર્ણવાની શી જરૂર છે? અથવ કાંઇ પણ વર્ણવવાનીજ શી જરૂર છે? તમે કહેશો કે જગત્‌ને ઉપદેશ કરવા માટે. તો બીજો પ્રશ્ન ઉઠે છે કે કર્ત્તવ્ય ઉપદેશ થોડાં અને ટુંકાં

સૂત્રમય વાકયોમાં કરવાને બદલે તેમાં પર્વત, સ્ત્રી આદિક વર્ણવવાથી શુ કાર્ય થવાનું હતું? તમે કહેશો કે વચનમાં ચમત્કાર આણી તે વચન રૂચિકર કરવા માટે. ત્યારે હવે સમજો કે કર્ત્તવ્ય ઉપદેશ રૂચિકર કરવા માટે તે ઉપદેશ રસમય વિષયમાં ભેળીને કવિયો પ્રજાને હિતોપદેશ કરે છે; અને સુંઠ, પીંપર, અ.દુ. મરી, મરચાં, એ સરવે તીખાં છતાં જ્યાં જેનો ઉપયોગ થાય ત્યાં તેનો ઉપયોગ વૈદ્યો કરે છે તેમ સ્ત્રી, પર્વત, સમુદ્ર, વન, આકાશ વગેરેથી એક કાર્ય નીપજે છે એમ છતાં જ્યાં જે વધારે ચિત્તાકર્ષક થઇ પડે ત્યાં તે વર્ણે છે. શૃંગાર વિષય સંજીવની ગુટીની પેઠે ઘણા રોગ ઉપર લાગુ પડે છે માટે કવિઓ તેનો વિશેષ ઉપયોગ કરે છે. પણ તેટલા ઉપરથી કવિઓનો મુખ્ય વિષય સ્ત્રી છે એમ ન સમજવું. કવિઓનો મુખ્ય વિષય તો કર્ત્તવ્યોપદેશ છે, અથવા સ્થૂલ દૃષ્ટિથી કહો તો 'રસ' છે. શૃંગારનું વર્ણન કરનાર કવિઓને કેટલાક અપૂર્ણ વિચાર વાળા પુરૂષો કહે છે કે તેઓ શૃંગારના રસજ્ઞ હોવા જોઇએ, મતલબ કે તેઓ સ્ત્રીઓમાં આસક્ત હોવા જોઇએ; તથા કેટલાક ઉચ્છૃંખલ તો એટલે સુધી બોલી જાય છે કે તેઓ અત્યંત વિષયાસક્ત અને વ્યભિચારી હોવા જોઇએ; પણ એ વાત તદન નિર્મૂળ છે. જો એમ હોય તો કોઇ નવરસ વર્ણવનાર નિપુણ કવિ વિષયાસક્ત, મશ્કરો, દીન, ધીર શૂરો, ગપ્પીદાસ, બીહકણ, અને સન્યાસી પણ હોવો જોઇએ! પણ એ બનવું અશક્ય છે. માટે કલિદાસાદિક મહા કવિઓના પ્રબંધ જોઇ તેમના સ્વભાવને ઓળખવાનું ડાહપણ પડયું મૂકી બુદ્ધિમાન પુરૂષે તેમની

કૃતિનો મર્મ સમજીને રસજ્ઞ થવું એજ બુદ્ધિનું સાફલ્ય છે.



## હાસ્યરસ.

રસની ગણનાના અનુક્રમમાં બીજો હાસ્યરસ છે. શૃંગાર જેમ તન્મયતા કરીને આનંદ ઉપજાવે છે તેમજ હાસ્ય પણ ઉપજાવે છે. પણ બીજા રસ કરતાં હાસ્યમાં લગાર ગાંભીર્ય થોડું છે અને હૃદયને તરતજ પ્રફુલ્લ કરી તેમા રહેલા હાસરૂપ મનોવૃત્તિના અંકુરને વધારી દેછે. એ હાસ્યરૂપ મનોવૃત્તિ જે સર્વ મનુષ્યોમાં સાધારણપણે રહેલી છે એજ આ રસનો સ્થાયિભાવ છે. જ્યારે વિચિત્ર વેષ, વિચિત્ર વાણિ, વિચિત્ર ચેષ્ટાઓ, વગેરે જોવામાં આવે છે કે સાંભળવામાં આવે છે ત્યારે સહુકોઇની હાસવૃત્તિ અંકુરિત થાય છે. અર્થાત્ તેમાં લોકોને હસવાનો વિષય પ્રાપ્ત થાય છે. એ વિચિત્ર વેષ વગેરે જેનામાં જોવામાં આવે છે તે હાસ્ય રસના આલંબન વિભાવ છે, અને તેની વિચિત્ર ચેષ્ટાઓ તે હાસ્યનો ઉદ્દીપન વિભાવ છે. જેમ કોઇ નાટકમાં વિદુષક કે ભવાઈમાં રંગલો એ હાસ્ય રસનો આલંબન વિભાવ છે તથા તેની વિલક્ષણ ચેષ્ટાઓ, વડના ટેટાની માળા, ચામડાના કકડાની ઢાલ, લાકડાની તરવાર, ચાળા કરીને બોલવું, વાંકું વાંકું ચાલવું, વગેરે હાસ્ય રસના ઉદ્દીપન વિભાવ છે. કેમકે રંગલાને જોયાથી મનુષ્યની હાસ્યવૃત્તિ અંકુરિત થાય છે પણ તેની ચેષ્ટાઓ વગેરે જોયાવિના

તે હાસને પ્રકટ થવારૂપ સાહિત્ય મળતું નથી, રંગલાની ચેષ્ટાઓ વગેરે જોઇને હાસ ઉપજે ત્યારે મનુષ્યની હમેશની સ્થિતિ કરતાં તેમાં શો ફેરફાર જોવામાં આવે છે? તેની આંખ સંકોચ પામે છે, મુખ મલકે છે, કદાચિત્ દાંત પણ દેખાય છે, હીહીહીહી વગેરે અવાજ પણ મુખમાંથી નીકળતો સંભળાય છે, કોઇ વખત આંખમાંથી પાણી પણ નીકળે છે, જમીન ઉપર પડી પણ જણાય છે, એ વગેરે ચેષ્ટાઓ હસતા માણસમાં થતી જોઇએ છીએ. એ સર્વે હાસ્યરસના અનુભાવ છે. ચપળતા, અવહિત્થા, વગેરે હાસ્યના વ્યભિચારી ભાવ છે. હાસ ઉપજવાની સાથે ગંભિરતાથી ઉલટો ગુણ જે ચપળતા તે મનુષ્યમાં જોવામાં આવે છે તથા ભય, ભારેખમપણું કે લાજને લીધે પોતાનું હાસ બીજા ન જુએ માટે મોઢે લૂગડું દેવું, આડું જોવું અથવા હાસ્યનું કારણ તો કાંઇક બીજું હતું એમ જણાવવું, એ વગેરે ભાવ પણ ઉપજે છે. એને અવહિત્થા કહે છે, તે પાછળ વ્યભિચારી ભાવના પ્રકરણમાં કહેલું છે. હાસ્ય રસયુક્ત વર્ણન કરનારે બીજા ભાવોની સાથે પોતાના વર્ણનમાં એવા વ્યભિચારી ભાવોનું પણ વર્ણન કરવું એ જરૂરનું કામ છે.

ઉપર આપણે જોયું કે સામાન્ય ચેષ્ટાઓ કરતાં કાંઇક વિચિત્ર ચેષ્ટાઓ વગેરે જોવા સાંભળવાથી કે સ્પર્શાદિક થવાથી મનમાં રહેલી હાસરૂપ વૃત્તિ પોષણ પામીને મુખ વગેરે દ્વારા બાહાર જોવામાં આવે છે તેને હાસ્ય કહે છે. સ્થાયિભાવ એમાં હાસ છે; વિલક્ષણ ચેષ્ટા, આકાર, વાણી વગેરે જેનામાં હોય તે વસ્તુ હાસ્યનો આલંબન વિભાવ

છે; હાસ ઉપજે એવા ચાળા વગેરે ઉદ્દીપન વિભાવ છે; આંખનું સંકોચ પામવું, મોં મલકાવું, વગેરે અનુભાવ છે; અને નિદ્રા, આળસ, ચપળતા, અવહિત્થા, વગેરે વ્યભિચારી ભાવ છે. શૃંગારની પેઠે આ-રસનો પણ વર્ણ તથા દેવતા કલ્પેલો છે; એટલે વર્ણ એનો ઉજ્વળ છે તથા દેવતા પ્રમથ છે.

એનો વર્ણ શ્વેત કલ્પવાનું એગ કારણ દિસે છે કે હાસવૃત્તિ બહુધા માંગલિક અને કષ્ટરૂપ કાળાશ વિનાની છે. આનંદની નિર્મળ વૃત્તિજ હાસ્યમાં જોવામાં આવે છે. જે હાસ્ય તિરસ્કારના અર્થમાં આપણે જોઇએ છીએ તેનો સમાવેશ આપણે હાસ્યરસમાં કરતા નથી પણ બીભત્સના વ્યભિચારી ભાવ તરીકે તેને ગણીએ છીએ. આ કારણથી સર્વદા ઉજ્વળ મનોવૃત્તિ હાસ જેનો સ્થાયિ ભાવ છે એવા હાસ્યનો વર્ણ શ્વેત કલ્પ્યો હશે. એના દેવતા પ્રમથના સંબંધમાં પણ એવી કલ્પના થાય છે કે,–પ્રમથ એ શંકરનો એક ગણ છે. શંકરની સેનામાં ભૂત, પ્રેત, પિશાચ, વગેરે ઉછાંછલા અને ગંભિરતા વિનાના (ચપળ) દેવતાઓની બહુધા ગણના કરેલી છે. હાસવૃત્તિ પણ ચપળ છે માટે તેનો દેવતા ગંભિર ઠરાવવા કરતાં ચપળ ઠરાવવો એજ વધારે યોગ્ય ભાસવાથી હાસ્યનો દેવતા શંકરના ગણોનો નાયક પ્રમથ કલ્પ્યો હોય તેમ લાગે છે. કવિ પ્રેમાનંદે નરસિંહ મેહેતાના પુત્રના વિવાહનું હાસ્યરસ પ્રધાન આખ્યાન લખ્યું છે, તેના મંગળાચરણમાં શિવના ગણોનું હાસ્યના ઉદ્દીપન વિભાવ રૂપે સરસ વર્ણન કર્યું છે એ ઉપરથી પણ આપણી કલ્પનાને ટેકો મળે છે. એમ છતાં એ ક-

લ્પનાઓજ છે; માટે તેના ખરાપણા વિષે હું દાવો કરતો નથી.

હાસ્ય રસનો અનુભવ અત્યંત સાધારણ છે તથા ઉત્તમ મધ્યમ અને નીચ પંક્તિના લોકોમાં તે હાસ્ય સમવિષમ જોવામાં આવે છે, તેથી વિદ્વાનોએ તેના છ પ્રકાર કલ્પ્યા છે. એ છ પ્રકારનાં નામ આ પ્રકારે છે;—**સ્મિત, હસિત, વિહસિત, અવહસિત અપહસિત,** અને **અતિહસિત**. એમાંના પેહેલા બે પ્રકાર ઉત્તમ પુરૂષોમાં જોવામાં આવે છે; બીજા બે મધ્યમ પુરૂષોમાં અને છેલ્લા બે હલકા વર્ગના લોકોમાં જોવામાં આવેછે. એ છ પ્રકારનાં લક્ષણ નીચે પ્રમાણે છે;—

૧ **સ્મિત**—એમાં આંખો કાંઇક વિકાસ પામે અને હોઠ હાલે.

૨ **હસિત**—કાંઈક દાંત પણ દેખાય.

૩ **વિહસિત**—મધુર સ્વર પણ નીકળે.

૪ **અવહસિત**—ખભો અને માથું હાલે.

૫ **અપહસિત**—આંખમાંથી પાણી પણ નીકળે.

૬ **અતિહસિત**—હસતાં હસતાં પડી પણ જવાય.

જેને હાસ્ય આવે તે કદાચિત્ સાક્ષાત ન જણાતું હોય તોપણ વિભાવાદિકના સામર્થ્યથી જોનારના સમજવામાં આવે છે. દૃશ્ય નાટકમાંકે શ્રવ્ય કાવ્યમાં સભાસદોને વિભાવાદિક સાધારણપણે પ્રતીત થવાથી તેઓ પણ હાસ્યનો અનુભવ કરે છે.

નળાખ્યાનમાં પ્રેમાનંદે દમયંતી સ્વયંવર પ્રસંગનું વર્ણન કરતાં

પંચનળની * હકીકત વર્ણી છે, એ હાસ્યનું સરસ ઉદાહરણ છે. ત્યાં લખે છે કે,—

## राग सारंग—चाल टूंकी.

वात सांभळी भीमक तणी, कन्या आवी पंचनळ भणी;
पिताए मारग देखाड्यो, नारीए नळ शोधी काढ्यो,
दमयंती जेम वरवाने जाय, धसी इंद्र नळ आगळ थाय;
एक एकने अळगो करे, लेवा हार कंठ आगळ धरे.
नहि आवे संच फरी, त्यारे दमयंती थइ गाभरी.
इंद्रे मनमां शाप्यो हुताशन, वांदरना जेवुं थयुं वदन;
अग्निए जाण्युं ए इंद्रनुं काज, रींछ मुख थाजो माहाराज.
वरुणे शाप मनमांहे दीधो, जमने मांझार मुखो कीधो;
धर्मे अंतर इच्छयुं एवुं, वरुणनुं मुख थाजो श्वानना जेवुं.
रींछ, वानर, श्वान, मांजार, कन्या कहे वर रुडा चार !! इ०

આ ઉદાહરણમાં ઇંદ્ર આદિક ચાર દેવ એ દમયંતીના હાસ્યનો

---

* એવી કથા છે કે દમયંતીના સ્વયવરમાં ઇંદ્ર વગેરે પાંચ દેવો નળનું રૂપ લેઈને આવ્યા હતા અને ખરો નળ કયો હશે તે પારખવામાં દમયંતીને ગભરાવવાનો વિચાર કર્યો હતો. પછી શું થયું તે આ ઉદાહરણમાંથી જણાશે.

આલંબન વિભાવ છે. તેમનાં વાંદરા જેવાં, રીંછ જેવાં વગેરે મુખની આકૃતિઓ એ દમયંતીના હાસ્યનો ઉદ્દીપન વિભાવ છે. કેમકે ચાર દેવ છતાં પણ, અને દમયંતીમાં સ્થાયિભાવરૂપે રહેલી હાસવૃત્તિ છતાં પ-ણ, તેમનાં મુખ મર્કટ વગેરેના જેવાં જોવામાં આવ્યાં નહોત તો તે હાસવૃત્તિ ખીલત નહિ. તેમને જોઈને દમયંતીનું મુખ મળકાયું હશે તથા તે આડું જોઇને હસતી હશે એમ વાંચનાર સમજી શકે છે અને કવિએ પણ "કન્યા કહે વર રૂડા ચાર!' એ દમયંતીના વચનથી તેના હાસ્યની વ્યંજના પણ કરી છે, માટે એ હાસ્યનો અનુભાવ છે. દમયંતીએ આડું જોઇ બીજી વાત કરવા માંડી હશે એમ ઉદાહરણ-માં કવિએ કહ્યું નથી પણ તે પ્રસંગને સ્વાભાવિક હોવાથી સમજી શ-કાય છે અને એમ અવહિત્થા ઉપજવી તે હાસ્યનો વ્યભિચારી છે. આ રીતે ઈંદ્રાદિક દેવની વિચિત્ર આકૃતિ વગેરેથી દમયંતીના હાસ્યનું વ-ર્ણન કરી શ્રોતાના મનની હાસ્યવૃત્તિને પ્રકટ કરી કવિએ હાસ્યરસ વર્ણ્યોછે.

હાસ્યરસના આ ઉદાહરણમાં અનુભાવ તરિકે કવિએ એટલુંજ બ-તાવ્યું છે કે "કન્યા કહે છે, વાહ! વર તો ચારેય રૂડા જણાય છે ને!" એટલા વચન સિવાય બીજો અનુભાવ બતાવ્યો નથી માટે દ-મયંતીના સ્મિત હાસ્યની તેથી વ્યંજના થાય છે.

હાસ્યનાં ઉદાહરણ તરિકે મિથ્યાભિમાન નાટક, ભટનું ભોપાળું, હાસ્યાર્ણવ, ડાક્ટર વૈદ્ય પ્રહસન, વગેરે ઘણાં પુસ્તકો છે.

જે જે સામાન્ય બાબતો શૃંગારરસના નિરૂપણની જગોએ કહેલી છે તે બધી અહીં પણ સમજવી. શૃંગારમાં આલંબન તરિકે નાયક કે

નાયિકા હોય છે, તેમ હાસ્યમાં પણ અમુક નાયક કે નાયિકા આલંબન હોય છે. જેમ ભટના ભોપાળામાં ભોળાભટ, મિથ્યાચાર પ્રહસનમાં મિથ્યાચાર, બૃહન્નિતંબા વગેરે, અને મિથ્યાભિમાનમાં જીવરામભટ આલંબન વિભાવ છે. હાસ્ય રસ હરકોઇ કવિ બળાત્કારે પ્રકટ કરી શકે, પણ જેનામાં જન્મથીજ તેની શક્તિ હોય છે એવા કેટલાક પુરૂષો જેવો હાસ્યરસ ઉપજાવી શકે છે તેવો બીજાથી બનતો નથી. કેટલાક જન્મથી એવા હોય છે કે તેઓની વાતચિતમાં પણ સેહેજ હાસ ઉપજે છે. આ વાત ગ્રંથ લખનારાઓએ સારી રીતે યાદ રાખવી ઘટે છે કે જેમ હાસ્ય ઉપજાવવું સર્વ કોઇથી સુલભ રીતે બની શકતું નથી તેમ બીજા રસ પણ જમાવવા બની શકતા નથી; માત્ર અસાધારણ શક્તિવાળા કવિથીજ તે તે રસ ઉત્તમ રીતે જમાવી શકાય છે. હાસ્યરસના સંબંધમાં હવે વિશેષ લખવા કરતાં તેની પછીના કરૂણ રસ વિષે આપણે વિચાર કરીશું.



## કરુણરસ.

ઇષ્ટ વસ્તુનો નાશ અને અનિષ્ટની પ્રાપ્તિથી મનુષ્યના અંતઃકરણમાં રહેલી કરૂણા વૃત્તિ જાગ્રત થાય છે, અને તે વૃત્તિનું પોષણ કરીને તેને વૃક્ષના જેવી કરવી એટલે તેમાંથી કરૂણરસ ઉપજે છે. પણ તેનુ પોષણ કરવાને સાહિત્ય જોઈએ. જેવું કે, તે કરૂણ વૃત્તિ ઉત્પન્ન થવાને ઇષ્ટ વસ્તુનો નાશ થવો જોઇએ, અથવા વધારે સ્પષ્ટ કહિએ તો પ્રથમ એક ઈષ્ટ વસ્તુ જોઇએ અને પછીથી તેનો નાશ થવો જોઇએ. ઇષ્ટ વસ્તુનો નાશ થવાથી જે કરૂણ વૃત્તિ જાગ્રત થાય છે તેને 'શોક' કહે છે. એ શોક એ કરૂણરસનો બીજ ભૂત સ્થાયિભાવ છે. અને જેનો શોક કરવામાં આવે છે તે વસ્તુ એ કરૂણરસનો આલંબન વિભાવ છે. ઇષ્ટ વસ્તુનો નાશ માત્ર જાણવાથી જેવી શોક વૃત્તિ પ્રેરાય છે તેના કરતાં તે શી રીતે નાશ પામી તે જ્યારે જાણવામાં આવે ત્યારે તે શોક વૃત્તિ વિશેષ મોટું રૂપ ધારણ કરે છે. જેમ કોઇ ઇષ્ટ મનુષ્યનું મરણ જાણ્યા પછી જ્યારે તેનાં કોમળ અંગને દાહ કરવાની ક્રિયા જોવામાં આવે ત્યારે તે શોક વિશેષ પ્રદિપ્ત થાય છે. ત્યારે ઇષ્ટ વસ્તુનો દાહ વગેરે ઉદ્દીપન વિભાવ જાણવા. વારૂ જ્યારે ઇષ્ટ વસ્તુના નાશથી એમ શોક અત્યંત પ્રદિપ્ત થાય ત્યારે શોક કરનારની (કરૂણ રસના પાત્રની) દશા કેવી થવી જોઇએ? તેને જોનારા શા ઉપરથી જાણે કે એના મનમાં પૂર્ણ રીતે શોક વાસના સળગી ઉઠી છે? તે વિલાપ કરે, દૈવને દોષ આપે, પૃથ્વી ઉપર પડે, આક્રંદ કરે, મૂર્છા પામે, એ વગેરે ચિ-

જેથી આપણે તેને શોકગ્રસ્ત સમજી શકીએ છીએ. ત્યારે હવે જાણો કે એ સર્વે કરૂણ રસના અનુભાવ રૂપ ચેષ્ટાઓ છે. એ પ્રમાણે ઈષ્ટ વસ્તુના વિનાશથી ઉપજેલો શોક **સ્થાયિભાવ;** નાશ થયેલી વસ્તુ **આલંબન;** તેનો નાશ થવાનો પ્રકાર, તેનાં વચન, તેની યોગ્યતાનું સ્મરણ વગેરે **ઉદ્દીપન;** અને વિલાપ, મૂર્છા, વગેરે **અનુભાવ** છે. એ સિવાય વિવર્ણતા, નિસાસા, બાવરાં થઇ જવું, લવારી કરવી, નિર્વેદ પામવો, મોહ પામવો, અપસ્માર (સ્મૃતિ ભ્રંશ) થવો, વ્યાધિ ઉપજવો, ગ્લાનિ, સ્મૃતિ, શ્રમ, ખેદ, જડપણું, ઉન્માદ (ગાંડપણ), ચિંતા, એ-વગેરે **વ્યભિચારી** ભાવો પણ કરૂણ રસનું પોષણ કરે છે. મતલબ એ છે કે કવિ જ્યારે સભાસદના મનમાં કરૂણ રસનો અનુભવ આણ-વાની ઇચ્છા કરે છે ત્યારે શોકને પ્રદિપ્ત કરનારાં વચન અને ક્રિયા વર્ણવી બતાવવામાં જેનો જેનો ઉપયોગ કરી શકાય તે તે ગ્રહણ કરે છે અને કરૂણ રસ જમાવે છે. કરૂણ રસનો વર્ણ કપોત એટલે હોલાના જેવો છે તથા દેવતા તેનો યમ છે. એ કલ્પના કરવાનું કારણ નીચે પ્રમાણે જણાય છે:—

શોકની ઉત્પત્તિ ઇષ્ટ વિનાશથી છે અને વિનાશનો દેવતા યમ કહે-વાય છે માટે કરૂણ રસનો દેવતા પણ યમ કહેવાય એતો જાણે ઠીકજ છે. બીજું, શોકથી મનુષ્યનું મન ડહોળેલા પાણી જેવું મલિન થઇ જાય છે; એટલે તેનું જ્ઞાન નાશ પામતું નથી તેમ છતાં તે મોહ પામે છે અને પોતે ક્યાં છે તથા તેની આસપાસ શું બને છે તેની પણ તે

દરકાર કરતો નથી. એટલે સુધી કે મનુષ્ય જો અત્યંત શોકના આવેશમાં આવે છે તો મૃત્યુની પણ દરકાર કરતો નથી. આ સ્થિતિ નહિ તો પ્રકાશમય જ્ઞાનવાળી કહેવાય કે નહિ તો અંધકારમય અજ્ઞાનવાળી કહેવાય, પરંતુ તે બેની મધ્યની સ્થિતિ એને માની શકાય. અને તે ઉપરથી પ્રકાશ અને અંધકારના મિશ્રણથી બનેલી ભૂંખરા વર્ણની સ્થિતિ કરૂણ રસની કલ્પેલી છે તે યોગ્યજ છે, એમ લાગે છે.

**કરૂણરસનું ઉદાહરણ—મંદાક્રાંતા.**

मूंझाये छे हृदय आतिशे, देवि! गात्रो गळे छे;
[1]संसारे सौ उजड दिसतो चित्त मारुं बळे छे;
धूजंतो आ गहन तिमिरे डूबतो जीव जाय,
दुर्भागी हुं करुं शुं सघळे मोह अंगे भराय.

(ઉત્તરરામચરિત, ગૂ૦ ભા૦)

લોકના અપવાદથી ભય પામી રાત્રે સીતાને મોકલ્યા પછીનો રામનો શોક એમાં વર્ણ્યો છે. સીતારૂપ ઇષ્ટ વસ્તુનો નાશ થવાથી રામનો શોક એ એમાં સ્થાયિભાવ છે; સીતા એ શોકનો આલંબન વિભાવ છે; સીતાની જંગલમાં વાઘ વરૂઓએ દુર્દશા કરી હશે ઇત્યાદિ રામના મનમાં થતા વિચાર જે 'હૃદય મૂંઝાય છે' ઇત્યાદિ શબ્દોથી વ્યંજિત થાય છે તે ઉદ્દીપન વિભાવ છે; રામનાં ગાત્ર ગળવાં, ચિત્ત બળવું, વગેરે અનુભાવ છે; મોહ થવો વગેરે વ્યભિચારી ભાવ છે; એ સર્વેથી

૧ સંસાર પણ.

શોકને સમજનારા સભાસદ ઉપર જે અસર થવી તે કરૂણરસ છે.

કરૂણરસ અને કરૂણવિપ્રલંભ શૃંગારમાં શો ફેર છે તે શૃંગારરસના નિરૂપણ વખતે વિસ્તારથી કહેલું છે. તથા હવે વાંચનારને સ્પષ્ટ સમજાશે પણ ખરૂં કે કરૂણવિપ્રલંભશૃંગારમાં સ્થાયિભાવ રતિ છે અને અહીં (કરૂણમાં) સ્થાયિભાવ શોક છે; તથા કરૂ૦ વિપ્ર૦ શૃંગારમાં જેમ અંતે સંભોગશૃંગાર કવિ વર્ણવે છે તેમ અહીં વર્ણવાતો નથી.

કરૂણ રસમાં શોકનું વર્ણન હોય છે પરંતુ સભાસદોને તે જોતા સાંભળવાથી અંતરમાં ગૂઢ આનંદ ઉપજે છે. જો તેમાં દુઃખજ હોત તો કોઈ તે જોવાને કે સાંભળવાને આતુર થાય નહિ. જો દુઃખનોજ અનુભવ થતો હોય તો રામાયણાદિક કાવ્યો દુઃખનાં હેતુ કહેવાત; પણ તેમ નથી. વારૂ, તમે પૂછશો કે દુઃખનું વર્ણન સાંભળીને આનંદ પામે છે એવાજ શું શ્રોતાઓ નિર્દય છે? એનો ઉત્તર કેટલાકને મતે એમ છે કે કરૂણ રસમાં જે પાત્ર હોય છે તે કાવ્યમાં લખેલાં હોવાથી, તે ખરાં નથી એમ પ્રથમથીજ સજડ વાસના થઇ ગઈ હોય છે. અને તેથી જે ખરાં નથી તેના દુઃખથી યદ્યપિ અંતર વેધાય છે તથાપિ તે અંતરવેધ વાસ્તવિક દુઃખ ન ઉપજાવતાં કાવ્યકર્ત્તા કે નાટક ભજવનારાની ચતુરાઇની પ્રશંસારૂપે આનંદ આપે છે. અશ્રુપાત વગેરે જે તેમાં થાય છે તે ચિત્તના પીગળવાથી થાય છે; હૃદયના પીગળવાથી જે અશ્રુપાત થાય એ કાંઇ દુઃખજ જણાવે છે એમ નથી. આ વાત બીભત્સાદિ રસમાં પણ જાણવી.

કરૂણ રસમાં શોકનું વર્ણન છતાં શા માટે શ્રોતાઓને તે આનંદ

ઉપજાવે છે એ પ્રશ્નનો ખરો ઉત્તર તો એજ છે કે,—કરૂણરસ આનંદ ઉપજાવે છે, કેમકે તે રસ છે; જે રસ હોય તે ચિત્તની એકાગ્રતા કરીને આનંદ ઉપજાવે છે, તેમ કરૂણ પણ રસ છે, માટે તે પણ શ્રોતાઓનાં ચિત્તની એકાગ્રતા કરી શકે છે અને ચિત્તની એકાગ્રતા થઇ એટલે આનંદ આપોઆપ ઉદ્ભૂત થાય છે. ખરેખરા શોકમાં ચિત્તની એકાગ્રતા બનતી નથી, તેથી શોકમાં આનંદ થતો નથી.

કરૂણરસનું નિરૂપણ વાંચનારે જોયું કે કવિઓ શોક સરખી કડવી મનોવૃત્તિમાંથી પણ આનંદરૂપ અમૃત પોતાની અદ્ભુત શક્તિથી પેદા કરી તેનો અનુભવ શ્રોતાઓને કરાવે છે! કવિઓનાં એ કામ શું અસાધારણ નથી? અને એવી અસાધારણ શક્તિવાળા કવિઓ શું જગતમાં માન પામવાને યોગ્ય નથી? જ્યારે કવિ કોઇ રસનું વર્ણન યથાર્થ કરી શકતો નથી ત્યારે શ્રોતાઓ તેમાં એકાગ્ર થઇ શકતા નથી અને રસરૂપ આનંદ પણ ઉપજતો નથી. માટે પ્રત્યેક કવિએ કયા રસનું વર્ણન કેવું કર્યું હોય તો તે યથાર્થ થાય તે આવા ગ્રંથોમાંથી જાણીને પછી કાવ્ય કરવાનો આરંભ કરવો તે ઉત્તમ છે.

કરૂણરસમાં મરણ થવું જોઈએ અથવા ઇષ્ટ પ્રાપ્તિ પુનઃ ન થવી જોઈએ એમ કાંઇ જરૂરનું નથી. માત્ર શોકને ઉછેરવાને તમે જે વર્ણન કરશો તે કરૂણરસમય થશે, પછી તેનો પરિણામ તમે ગમે તે વર્ણો. તમે પ્રથમ કરૂણ વર્ણીને પછી સંભોગ વર્ણવશો ત્યારે કવિઓ તેને વિપ્રલંભ કહેશે. પણ તમારે તમારા કાવ્યને કરૂણરસમયજ કહેવરાવવાની ઈચ્છા હશે તો ઈષ્ટ વસ્તુના નાશથી પ્રકટ થયેલા શોકનું વ-

હુન તમારે આખર સુધી કરવું જોઇશું. આપણા આર્ય ગ્રંથકારો બહુધા ગ્રંથનું છેવટ અમંગળ આણવાને ઇચ્છતા નથી તેથી કરૂણરસમાં પણ તેઓ ખૂબીથી મેળાપ વગેરે લાવી મેળવે છે, પણ તેટલાથી ગ્રંથના કરૂણરસનો ભંગ થતો નથી. કેટલાંક અંગ્રેજી નાટકોમાં એથી ઉલટું છે એટલે કરૂણરસના ગ્રંથમાં તો પરિણામ પણ શોકકારકજ ઉપજાવેલું હોય છે. તેનું કારણ એમ હોય છે કે તે ગ્રંથવડે શ્રોતાનાં મન ખાટાં કરીને તેમને વિશેષ લાગણી પેદા કરવી. ગૂજરાતીમાં લલિતા દુ:ખદર્શક નાટક તેવું છે. કહે છે કે, ગૂજરાતના રાજા ભીમનો એલચી ડામર નામે બ્રાહ્મણ હતો, તેણે ભોજને ગૂજરાતપર ચઢી આવતો જોઇને તેને પાછો કાઢવાને શોક પરિણામી નાટકનો પ્રયોગ ભોજને બતાવ્યો હતો. ભોજના કાકા મુંજને તૈલંગણના રાજા તૈલપદેવે માર્યો હતો તેનું નાટક ભોજને દેખાડવાથી તેને વેર લેવાની વૃત્તિ થઇ આવવાથી ગૂજરાતપર ચઢાઈ કરવાની વાટ છોડી દેઇ તે બારોબાર તૈલંગણ ઉપર ચઢાઇ લેઇ ગયો હતો. આ રીતે કોઈક કાર્ય માટે પ્રજાને ઉશ્કેરવી હોય ત્યારે શોક પરિણામી કરૂણરસનું વર્ણન અતિ ઉપયોગી થઇ પડે છે એ વાત ખરી, તથાપિ એક રીતે જોવા જતાં એવું પરિણામ શ્રોતાની મનોવૃત્તિ ઉપર જુલમ ગુજારીને તેને ખાટી કરી નાખે છે. કરૂણરસનું વર્ણન કર્યા પછી પણ તેથી ઉપજેલું દુ:ખ ઓછું કરવાને બે આસનાવાસનાના બોલ કહેવા ઘટે છે. કેમકે મનુષ્ય માત્રનો એ સાધારણ સ્વભાવ છે કે પોતાના પ્રિય નાયક કે નાયિકાના અભ્યુદયની વાત સાંભળીને રાજી થવું. પણ જ્યારે તેના કરતાં ઉલટુંજ તેઓ સાં-

ભળે છે ત્યારે તેમાં કશો ચમત્કાર નથી એમ માની તેમના રસાનુભવમાં તેમને ખટાશ ભાસે છે. આ કારણથી ભવભૂતિ વગેરે કવિઓએ ઉત્તરરામચરિત સરખાં કરૂણરસ નાટકોમાં પણ છેવટે મેળાપ વર્ણવ્યો છે.



# रौद्ररस.

રૌદ્ર રસનો સ્થાવિભાવ ક્રોધ છે. શત્રુ આલંબન વિભાવ અને શત્રુની ચેષ્ટાઓ ઉદ્દીપન વિભાવ છે. જેમકે, મુક્કીઓ મારવી, પાડી નાખવો, વિરૂપ કરવો, શરીરમાં છેદ કરવો, ફાડવું, સંગ્રામ કરવો, ગભરાટ ઉપજાવવો, એ સર્વ ઉદ્દીપન વિભાવ છે. અર્થાત્ શત્રુની એવી ચેષ્ટાઓ જોઇને ક્રોધનું ઉદ્દીપન થાય છે. ક્રોધ શરીરમાં પ્રકટયો એટલે તેનું બહિઃ સ્વરૂપ અનુભવ રૂપે દેખાવા માંડે છે. એટલે ભમર ચઢાવવી, ઓઠ કરડવા, બાહુ થાબડવા, મોઢેથી તિરસ્કાર કરવો, પોતાની બડાઇ બોલવી, હથિયાર ફેરવવાં અને ફેંકવાં, મેહેણાં મારવાં, નિર્દયતા બતાવવી એ રૌદ્રરસના અનુભાવ છે. ઉગ્રપણું, વેગ, રૂવાં ઉભાં થવાં, પરસેવો થવો, કંપવું, મદ થવો, મોહ, અમર્ષ, ઇત્યાદિ વ્યભિચારી ભાવ છે, જેમ પોતાના પિતા દ્રોણનું માથું કપાયું તે જોઇને અશ્વ-

ત્થામાને ક્રોધ થયો. એ ક્રોધનું વર્ણન કરતાં કવિ અશ્વત્થામાનું વચન સંભળાવે છે કે,—

## पद्धरी छंद.

थै पुरुष रुप पशुथी कराळ, हथियार धारी भरी भारि फाळ;
मार्यो महान गुणि मुजबाप, जेणे कर्युं शरम छोडि पाप;
ए कृष्ण, भीम, अरजून दुष्ट, करि कर्म क्रूर धरि देह पुष्ट;
हुं आज लाज तेनी लईश, कापीश मांस फेंकी दईश;
अे रीत बोलि कूद्यो द्विजाति, कंप्युं शरीर करी आंख राति;
लीधुं धनुष्य अति तेज धाम, नक्षत्रि माट ज्यम परशुराम.

આ ઉદાહરણમાં અશ્વત્થામાનો ક્રોધ સ્થાયિભાવ છે. કૃષ્ણ અને પાંડવો આલંબન વિભાવ છે, કેમકે અશ્વત્થામાનો ક્રોધ તેમના ઉપર અવલંબીને રહ્યો છે. દ્રોણને મારવારૂપ શત્રુઓએ (પાંડવોએ) કરેલું કર્મ એ ઉદ્દીપન વિભાવ છે કેમકે એથીજ અશ્વત્થામાનો ક્રોધ *જાગ્રત થયો છે. અશ્વત્થામા ક્રોધના આવેશમાં આવી જે જે તિરસ્કારનાં

* દ્રોણને મારવા પહેલાં અશ્વત્થામાને ક્રોધ નહોતો એમ અહીં માનેલું નથી; ક્રોધનું બીજ તો જેમ સર્વમાં હોય છે તેમ રૌદ્રરસનું સ્થાયિભાવ ભૂત ક્રોધ બીજ તો અશ્વત્થામામાં પણ હતું; માત્ર દ્રોણને મારવારૂપ કર્મથી તે ક્રોધ પ્રદિપ્ત થયો, માટે દ્રોણને મારવારૂપ શત્રુની ચેષ્ટા અહીં ઉદ્દીપન વિભાવમાં ગણી છે.

વચન બોલ્યો છે તથા બડાઇનાં વચન બોલ્યો છે તે ક્રોધની બહિશ્ચેષ્ટા છે અને તેથી અનુભાવ છે. અશ્વત્થામાનું કૂદવું, કંપવું, વગેરે વ્યભિચારી ભાવ છે. આ સર્વેથી ક્રોધને જાણનારા સામાજિકના મન ઉપર જે અસર થાય છે તે રૌદ્રરસ છે.

રૌદ્ર રસ અને યુદ્ધવીરરસ જાણવામાં કેટલાક વારંવાર ભૂલ કરતા માલમ પડે છે. પણ તેમણે જાણવું કે રૌદ્રરસમાં સ્થાયિભાવ ક્રોધ છે અને વીરરસમાં સ્થાયિભાવ ઉત્સાહ છે. રૌદ્રના અનુભાવમાં શત્રુની નિંદા વર્ણાય છે અને વીરના અનુભાવમાં કાંતો શત્રુનાં વખાણ વર્ણાય છે અથવા તેનું ક્ષુદ્રત્વ વર્ણાય છે. રૌદ્રમાં ક્રૂરતા રહેલી છે અને વીરમાં ઉદારતા રહેલી છે. એ રીત વીરરસથી રૌદ્રરસને જૂદો સમજવો.

રૌદ્ર રસનો વર્ણ રક્ત અને તેનો દેવતા રૂદ્ર છે. એ બન્ને કલ્પના સુગમ છે. ક્રોધમાં મનુષ્યનો ચેહેરો રાતો થાય છે એ સર્વ જાણે છે માટે રૌદ્ર રસનો વર્ણ રક્ત કહ્યો છે અને ક્રોધનો દેવતા સંહારશક્તિ રૂપ રૂદ્ર છે તે પણ સૌ કોઇ જાણે છે માટે રૌદ્રરસનો દેવતા રૂદ્ર કલ્પ્યો છે તે પણ ઠીક છે.



# વીરરસ.

વીરરસ ઉત્તમ પ્રકૃતિના નાયકોનોજ વર્ણવવો. કેમકે વીરત્વ ઉત્તમ પુરૂષોમાંજ હોય છે. એનો સ્થાયિભાવ ઉત્સાહ છે; જે કાર્ય સિદ્ધ કરવાનું છે અથવા જેના ઉપર જય મેળવવો છે તે આલંબન વિભાવ છે. કેમકે ઉત્સાહ કોઇ પ્રકારના કાર્યમાંજ પ્રવૃત્ત કરે છે અને તે કાર્યમાં ફતેહ મેળવવાની હોય છે. સિદ્ધ કરવાના કાર્યને અથવા વિજય મેળવવાની વસ્તુને આપણે એક નામ 'વિજેતવ્ય' આપીશું. વીરરસમાં વિજેતવ્ય એ આલંબન વિભાવ છે. વિજેતવ્યની ચેષ્ટા આદિક અથવા સાધ્ય કાર્યની અવઘડતા આદિક ઉદ્દીપન વિભાવ છે; કેમકે વીર પુરૂષોનો ઉત્સાહ તેથીજ વૃદ્ધિ પામે છે. સહાય શોધવી, સામગ્રી તૈયાર કરવામાં યત્નશીલ થવું, એ ભાવ ઉત્સાહની પાછળ પાછળ જાણે લાગેલા હોય તેમ છે, માટે એ વીરરસમાં અનુભવ તરિકે વર્ણાય છે. ધૃતિ, બુદ્ધિ, ગર્વ, સ્મૃતિ, તર્ક, રોમાંચ, વગેરે વ્યભિચારી ભાવ છે.

વીરરસનો વર્ણ સુવર્ણ સરખો અને તેનો દેવતા મહેંદ્ર કહેલો છે. ઈંદ્ર એ વીરત્વનુંજ રૂપક છે માટે વીરરસનો દેવતા ઈંદ્રને કહેવો એ યોગ્યજ છે. અને ઉત્તમ તથા તેજસ્વી ધાતુ સુવર્ણનો વર્ણ પણ આ રાજસ ગુણ ઉત્સાહને છાજતોજ છે.

ઉત્સાહ ચાર પ્રકારનો હોઇ શકે; યુદ્ધ કરવાનો ઉત્સાહ, ધર્મ કરવાનો ઉત્સાહ, દાન કરવાનો ઉત્સાહ, અને દયા રાખવાનો ઉત્સાહ. એ માટે વીરરસના ચાર પ્રકાર કહેલા છે. **યુદ્ધવીર, ધર્મવીર, દાનવીર**

અને **દયાવીર.** અર્જુન એ યુદ્ધવીર, યુધિષ્ઠિર એ ધર્મવીર, કર્ણ એ દાનવીર, અને જીમૂતવાહન એ દયાવીરનાં ઉદાહરણ છે. કોઇ કહેશે કે ક્ષમાવીર, સત્યવીર, લજ્જાવીર, નીતિવીર, ધૃતિવીર, વગેરે વીરના અનેક ભેદ હોઇ શકે તેમ છતાં તમે ચારજ ભેદ શામાટે પાડો છો? તો તેનું સમાધાન એમ છે કે, ક્ષમાનો સમાવેશ દયામાં થઇ જાય છે તથા સત્ય વગેરેનો સમાવેશ ધર્મમાં થઈ જાય છે; વળી જે ચાર ભેદ પાડીને વીરરસ કવિઓ વર્ણવે છે તેથી ક્ષમા વગેરેના ઉત્સાહનું વર્ણન કાંઇ ભિન્ન થઇ શકતું નથી. માટે એ ચાર ભેદ છે તેજ યોગ્ય છે.

**યુદ્ધવીરનું ઉદાહરણ.**—રાવણનો પુત્ર ઈંદ્રજીત કહે છે કે,—

## कुंडळीयो.

भय मा धरशो वानरो, सुखथी नाशी जाओ,
प्रौढ पराक्रमी खड्गनो, घाव तमे नहि खाओ.
घाव तमे नहि खाओ, जेथी मुज खांडु लाजे,
लक्ष्मण तुं पण केम संग मुज लडतां छाजे?
बांध्यो सिंधु विशाळ जेहणे अल्प समयमां,
शोधुं छुं ते राम, भरायो क्यां जइ भयमां?

આ ઉદાહરણમાં કહેલા ઈંદ્રજિતના ઉત્સાહનું આલંબન રામ છે, માટે ઇંદ્રજીતનો ઉત્સાહ એ સ્થાયિભાવ અને રામ એ આલંબન વિભાવ છે; સમુદ્ર બાંધવારૂપ રામની ચેષ્ટા એ ઇંદ્રજીતના ઉત્સાહને ઉદ્દીપન

કરનાર છે માટે તે ઉદ્દીપન વિભાવ છે; રામને શોધવા ઇંદ્રજીતની પ્રવૃત્તિ એ અનુભાવ છે, તથા વાનર અને લક્ષ્મણની ઉપેક્ષા તથા 'રામ બીહીને ક્યાં ભરાઇ ગયો છે ? હું તો તે રામને શોધું છું' એ ઉપરથી વ્યંજિત થતો ગર્વ, વગેરે વ્યભિચારી ભાવ છે. આ સર્વ ઉપરથી ઉત્સાહને જાણનાર સભાસદોમાં વીરરસ પ્રકટ થાય છે,

**ધર્મવીરનું ઉદાહરણ**—સીતાને લંકામાંથી લાવ્યા પછી લોકાપવાદને લીધે તેનો રામે ત્યાગ કરી પ્રજા રંજનરૂપ ધર્મ સાચવ્યો તે સંબંધમાં ઉત્તરરામચરિતના ગુ૦ ભા૦ માં લખે છે કે,—

## मंदाक्रांता.

लोके वाध्यो अपयशः करी वन्हिनाथी विशुद्धि—
लंका द्वीपे, क्यम करी अहीं ते जनो ले स्विकारी ?
इक्ष्वाकुनुं कुलधन ठर्युं जे प्रजा रंजवानुं,
जाणो माडि ! गहन बहु ते; त्यां करे बाळ ए शुं ?

મતલબ એમ છે કે રામચંદ્રની અપકીર્તિ લોકમાં વધવા લાગી, અને લંકામાં સીતાએ અગ્નિ પ્રવેશ કરી જે પોતાનું સતીત્વ બતાવ્યું હતું તેથી અયોધ્યાના લોકો શી રીતે તે વાત ખરી માની કબૂલ રાખી શકે કે જેથી તેઓ રામની અપકીર્તિ કરે નહિ ? અને પ્રજાનું રંજન કરવું એ તો જાણે ઇક્ષ્વાકુ વંશના રાજાઓનો વંશ પરંપરાગત ધન ભંડાર છે, ત્યારે રામ તે ધર્મનો ત્યાગ પણ શી રીતે કરી શકે ?

માટે સીતાનો ત્યાગ કર્યો એમાં રામ ઠપકાને પાત્ર નથી.

આ ઉદાહરણમાં રામનો ધર્મ સંબંધી ઉત્સાહ એ સ્થાયિ ભાવ; સીતાનો ત્યાગ એ આલંબન વિભાવ; લોકાપવાદ એ ઉદ્દીપન વિભાવ; 'ત્યાં કરે બાળ એ શું?' એ ઉપરથી વ્યંગ્ય સીતાને વનમાં મોકલવારૂપ રામનું કાર્ય એ અનુભાવ, અને રામની ધીરજ આદિક વ્યભિચારી ભાવ. એ સર્વથી પુષ્ટ થયેલો ઉત્સાહ, ઉત્સાહને જાણનાર શ્રોતાઓમાં ધર્મવીરરસ ઉત્પન્ન કરે છે.

**દાનવીરનું ઉદાહરણ**—નળાખ્યાનમાં નળનું દાન વરણવતાં કવિ કહે છે કે,—

## राग गोडी.

कनके भरिया छे कोठार, जेहेवा धन तेहेवा दातार;
जाचकनां दारिद्र कापीआं, नळे मुख माग्यां धन आपीआं;
भिक्षुक कहे भलुं नळनुं राज, गयुं दुःख होलाणी दाज;
कीर्ति थइ नळनी विस्तीर्ण, जेम एक सूरजने घणा कीर्ण;
नळे लीधो एटलो नेम, माग्यु दान आपे करी प्रेम;
जो मागे मस्तक मागनार, तो आपतां नळ न लगाडे वार.

ઉદાહરણમાં કહેલા નળનો દાન કરવાનો ઉત્સાહ એ સ્થાયિભાવ છે; ભિક્ષુક આલંબન વિભાવ; નળનો દાન આપવાનો નિયમ એ ઉદ્દીપન વિભાવ, મુખ માગ્યું નળે આપ્યું એ અનુભાવ; દાન કરતાં ઉત્પન્ન થ-

તે નળને પ્રેમ એ સંચારી ભાવ; એ સર્વ ઉપરથી દાન ઉત્સાહને જાણનારા સામાજિકમાં દાન વીરરસ પ્રકટ થાય છે.

**દયાવીરનું ઉદાહરણ**—નાગાનંદમાં જીમૂતવાહનની દયા વર્ણવતાં કવિ કહે છે કે,—

**उपजाति वृत्त.**

हजी नसोमां पण रक्त वे' छे,
शरीरमां मांस हजी दिसे छे;
हे पक्षि! आ देह दिसे नकामो;
तुं भक्षथी केम विराम पाम्यो !

કથા એવી છે કે જીમૂતવહાન નામે રાજાને ભૂખ્યો થએલો ગરૂડ કહે છે કે મને તું નરમાંસ આપે તો મારો દેહ રહે. દયાળુ જીમૂતવાહને જોયું કે કોઇનો દેહ આપતાં તેને ત્રાસ થાય તે ઠીક નહિ, માટે મારોજ દેહ એને આપું. એમ ધારી પોતાનોજ દેહ તેને અર્પણ કર્યો અને પછી તે ગરૂડને કહેવા લાગ્યો કે,—હજી આ નસોમાં રૂધિર વહે છે, ઇત્યાદિ.

આ ઉદાહરણમાં જીમૂતવાહનનો દયા કરવાનો ઉત્સાહ એ સ્થાયિભાવ છે; ક્ષુધાતુર ગરૂડ પક્ષી આલંબન વિભાવ છે; ગરૂડ પક્ષીની યાચના વગેરે ઉદ્દીપન વિભાવ છે; તેને દેહ અર્પણ કરવો તથા તે દેહ ખાવાને પ્રેરણા કરવી એ અનુભાવ છે; આ દેહ નકામો છે તથા તેમાં

હજી લોહી વહે છે ઈત્યાદિ ધીરજનાં વચનથી વ્યંજિત થયેલું ધૈર્ય એ વ્યભિચારી ભાવ છે. આ સર્વથી દયાને જાણનાર ઉત્સાહી સભાસદોમાં દયાવીર રસ પ્રકટે છે.

મહાભારત, રામાયણ, પ્રતાપ નાટક, વગેરે ગ્રંથોમાં યુદ્ધવીરનું પોષણ કરેલું છે; હરિચંદ્ર આખ્યાનમાં ધર્મવીરનું, નાગાનંદમાં દયાવીરનાં અને નળાખ્યાન વગેરેમાં દાનવીરનાં ઉદાહરણ જોવામાં આવશે. વાંચનારે જોયું હશે કે કેટલાક જે યુદ્ધ વિજયી પુરૂષોના પરાક્રમના વર્ણનનેજ વીરરસ માને છે તે ભૂલ છે તથા કેટલાક કવિ એકાદ લડાઇનું વર્ણન ધમપછાડા વાચક શબ્દોથી કરીને તેને વીરરસ માને છે તે પણ ભૂલ છે.



# भयानकरस.

ભયાનક રસમાં સ્થાયિભાવ ભય છે. સ્ત્રી અને નીચ પ્રકૃતિનાં મનુષ્યોમાં એ સ્વભાવથીજ હોય છે. જેનાથી ભય ઉપજે તે આલંબન વિભાવ જાણવો; જેની ભયાનક ચેષ્ટાઓ એ ઉદ્દીપન વિભાવ જાણવો; મુખની છબી વિવર્ણ થઇ જવી, ગદ્ગદ સ્વરે બોલવું, એક ટસે જોઈ રહેવું; પરસેવો થવો, રૂવાં ઉભાં થવાં, ધ્રુજવું, ચોપાસે જોવું, એ વગેરે અનુભાવ જાણવા; નિંદા, મોહ, ત્રાસ, ગ્લાનિ, દીનપણું, શંકા, બેભાનપણું, ભ્રાન્તિ, મૃત્યુ, એ આદિ વ્યભિચાર ભાવ જાણવા. એ સર્વથી ભયને જાણનારા સામાજીકમાં જે એકાગ્રતા ઉત્પન્ન થાય છે તેને ભયાનક રસ જાણવો.

ભયાનક રસનો દેવતા 'કાળ' છે, અને તેનો વર્ણ 'કૃષ્ણ' છે. કાળ એટલે વિશ્વનો નાશ કરનાર મૃત્યુ. મૃત્યુનો ભય સર્વોપરી છે માટે કાળને ભયાનક રસનો દેવતા કલ્પ્યો હશે તથા ભય વ્યાપ્ત મનુષ્યના મનની સ્થિતિ અંધકારમય હોવાથી તેનો વર્ણ કૃષ્ણ કલ્પ્યો હશે.

**ઉદાહરણ**--રાક્ષસિણીનું રૂપ જોવાથી એક પુરૂષના ભયનું વર્ણન કરતાં કવિ કહે છે કે,--

**गीति.**

दांत कृतांत सरीखा, बे त्रण देखाय बा'र, शिर करमां—
चोटलिथी पकडेलुं, रुधिर सहित सर्व काम बेशरमां.

नग्न अने स्तन लांबा, छाती मुख लोहिथी छवाइ गयुं,
केवळ शरीर काळुं, भारे [1]करवाल एक हाथ ग्रह्युं.
मुख फाडे मुज सामे, झाली लेवा धसी निकट आवे;
खांडु नग्न उगामे, हरि हरि! मुजने हवे कुण बचावे!
छाती छळे, नव वळे शांति, धीरज रती न राखि रहे;
निकळी जवा ज्यम तत्पर, तेमज मुज श्वास वायु उर्ध्व वहे.
आंखो बेबाकळिथी चोपासे राक्षसी रुप निहाळी,
सावित्री जप जपतो, जग नायकमां तमाम मन वाळी.

આ ઉદાહરણમાં પુરૂષના મનમાં રહેલી ભયની સામાન્ય વાસના સ્થાયિભાવ છે; રાક્ષસી એ આલંબન વિભાવ છે; મુખ ફાડવું વગેરે તેની ચેષ્ટાઓ ઉદ્દીપન વિભાવ છે; છાતી છળવી, ચારેપાસ જોવું, વગેરે ભયના અનુભાવ છે; રાક્ષસીના સ્વરૂપનો બીભત્સ ચિતાર ઉપરથી વ્યંજિત થતી જુગુપ્સા (નિંદા), અને અનુભાવ ઉપરથી વ્યંજિત થતો ત્રાસ, ભ્રાન્તિ, વગેરે વ્યભિચારી ભાવ છે. ભય વાસનાવાળા શ્રોતાઓના મનમાં એ સર્વેથી જે રસ (દ્રવતા) ઉપજશે તે ભયાનક રસ જાણવો.



1 ખડ્ગ.

# बीभत्सरस.

આ રસનો સ્થાયિભાવ જુગુપ્સા ( નિંદા—કંટાળો ) છે; જે પદાર્થો-થી જુગુપ્સા ઉપજે એવા એટલે દુર્ગંધ, માંસ, મેદ, નઠારી વર્તણુંક, પાપકર્મ વગેરે આલંબન વિભાવ છે. તેજ આલંબન વિભાવના સંબંધમાં વિશેષ કમકમી ઉપજાવે એવો પદાર્થ કે કર્મ—જેવું કે દુર્ગંધમાં જીવડા પડેલા હોવા, હિંસા અને તે વળી ક્રૂર રીતે, પાપ કર્મ અને તે વળી સજ્જન કે પવિત્ર વસ્તુના સંબંધમાં, એ ઉદ્દીપન વિભાવ છે. વાંચનાર સમજેજ છે કે સ્થાવિભાવને અંતઃકરણમાંથી જાગ્રત કરી બાહાર લાવી વિસ્તારનાર તે ઉદ્દીપન વિભાવ છે. કમકમી પ્રકટ કરવાની ચેષ્ટાઓ એ અનુભાવ છે. જેમ થૂંકવું, મોઢું ફેરવવું, નાક દાબવું, આંખો સંકોચવી, હરા! હર! કહેવું, એ સર્વે અનુભાવ છે. મોહ, અપસ્માર, આવેગ વ્યાધિ, મરણ, એ વગેરે વ્યભિચારી ભાવ છે.

ઉદાહરણ.— **कुंडाळियो.**

विष्टा मुत्र परु अने लाळ लींटने लोहि,
आंतरडां नस मांसमां, कैंक गयेलां कोहि;
कैंक गयेलां कोहि, जीव जेमां खद्‍बदता,
कंपी भागे सुजन, लगारेक नजरे चढतां!
जे सुणी खाधुं धान पाछुं ओके छे शिष्टा,

तेने हेते खाय श्वान सम जन गरविष्ठा.

આ ઉદાહરણમાં સુજનનો સ્વાભાવિક કંટાળો કે જુગુપ્સા એ સ્થાયિ ભાવ છે; માંસ વગેરે આલંબન વિભાવ છે; જીવડા વગેરે ઉદ્દીપન વિભાવ છે; કંપીને ભાગવું એ અનુભાવ છે; ઉલટી થવારૂપ વ્યાધિ એ વ્યભિચારી ભાવ છે. એ સર્વેથી જુગુપ્સાને જાણનાર સામાજીકમાં બીભત્સરસ પ્રકટે છે.

આ રસનો વર્ણ નીલ તથા દેવતા મહાકાળ છે. કેટલાક માત્ર વ્યભિચાર સંબંધી વર્ણનનેજ બીભત્સરસ માની ભૂલે છે તેમને આ ઉપરથી સમજાયું હશે કે કેવળ વ્યભિચારજ નહિ પણ સુજનને કંટાળો આપનાર દરેક કૃત્ય કે દરેક પદાર્થને બીભત્સરસની વસ્તુરૂપે વર્ણી સકાય.



# अद्भुतरस.

અદ્ભુતરસમાં સ્થાયિભાવ વિસ્મય છે; લોકોત્તર કાર્ય (જે કાર્ય સામાન્ય મનુષ્યથી બની શકે નહિ તેવું કાર્ય) આલંબન વિભાવ છે; લોકોત્તર કાર્યના ગુણોનો મહિમા એ ઉદ્દિપન વિભાવ છે; જડ થઈ જવું, પરસેવો થવો, રૂવાં ઉભાં થવાં, ગદ્ગદ્ વાણી બોલવી, ગભરાટ થવો, નેત્રનો વિકાસ થવો, ઇત્યાદિ અનુભાવ છે; વિતર્ક, ત્વરા, ભ્રાન્તિ

હર્ષ, વગેરે સંચારી ભાવ છે. એનો વર્ણ પીત છે અને તેનો દેવતા ગંધર્વ છે.

**ઉદાહરણ**—સીતાના સ્વયંવર વખતે રામે શિવનું ધનુષ્ય ભાગ્યું તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે,—

## शार्दुलविक्रीडित.

उपाडी न शक्या, न खेंचि शकिया, नीचुं नमाव्युं नहीं;
राजा रावण आदि गर्व तजीने बेठा निहाळी मही;
तोड्युं ते त्रिपुरारिना धनुष्यने रामे ग्रही हाथमां,
चोंक्या ते सुणि पर्शुराम वनमां ब्रह्मर्षिना साथमां.

આ ઉદાહરણમાં પરશુરામનો અને બીજા રાવણાદિક જોનારાનો વિસ્મય એ સ્થાયિ ભાવ છે; શિવનું ધનુષ્ય તોડવારૂપ લોકોત્તર કાર્ય એ આલંબન વિભાવ છે; શિવના ધનુષ્યને તોડવાથી સીતાની અથવા મહાકીર્તિની પ્રાપ્તિ અને તે કાર્ય બનવાની કઠિનતા એ ઉદ્દીપન વિભાવ છે; પરશુરામ આદિકનો ગભરાટ એ અનુભાવ છે; તથા રાવણ આદિકની જમીન ઉપર નીચે જોઈ રહેવાથી વ્યંજિત થયેલી લજ્જા એ વ્યભિચારી ભાવ છે. એ સર્વથી વિસ્મયને સમજનારા સામાજિકના મનમાં જે રસ (દ્રવપણું) ઉપજે છે તે અદ્‌ભુત રસ છે.

કેટલાક જાણે છે કે કોઇક અસંભવિત ગપ ઠોકવી એટલે અદ્‌ભુત રસ કહેવાય; પણ એ સમજ ભૂલ ભરેલી છે તે આ ઉપરથી સમજાશે.

# शांतरस.

ઉત્તમ પ્રકૃતિવાળા નાયકમાં આ રસ વર્ણવી શકાય છે. મોગરાના પુષ્પ જેવી કે ચંદ્ર જેવી સુંદર તેની કાંતિ (વર્ણ) છે; શ્રી નારાયણ તેના દેવતા છે; સ્થાયિભાવ + શમ છે. અનિત્યત્વના જ્ઞાનથી તમામ વસ્તુમાં નિઃસારપણું જોવું અથવા પરમાત્મસ્વરૂપ એ આલંબન વિભાવ છે; પુણ્યાશ્રમ, હરિક્ષેત્ર, તીર્થ, રમણિકવન, મહા પુરૂષનો સમાગમ, એ વગેરે ઉદ્દીપન વિભાવ છે. રોમાંચ આદિક અનુભાવ છે; નિર્વેદ, હર્ષ, સ્મરણ, મતિ, ભૂતદયા, આદિક વ્યભિચારી ભાવ છે.

ઉદાહરણ.— **झुलणा छंद.**

स्नान करि नर्मदा नीरमां धीर नर एक कौपीन अंगे धरीने,
नर्मदे! नर्मदे! एम उच्चारतो हर्षथी रोम उभां करीने;
संग नथि कोइनो निस्पृही निगुण ते जगत जंजाळने शून्य देखे,
धन्य संन्यासने, वासना छोडि जे आशना पाश तृण तुल्य लेखे.

નર્મદા તીર્થમાં વસનારા કોઈ સન્યાસીનું આ વર્ણન છે. આશાના પાસમાં એ પકડાયલો નથી તેથી એની અભિલાષા વિનાની સ્થિતિ સમજાય છે તથા નર્મદે! નર્મદે! એવા ઉચ્ચારથી આત્મા સુખમાં વિ-

+ અભિલાષા વિનાની અવસ્થામાં જે આત્મામાં વિશ્રાંતિ કરવા રૂપ સુખ તેને શમ કહે છે.

શ્રાંતિ સમજાય છે, માટે એ મનની શમવૃત્તિ છે; અને એ શમવૃત્તિ એ આ જગોએ સ્થાયિ ભાવ છે. નર્મદારૂપ પરમાત્મા સ્વરૂપ એ આલં-બન વિભાવ છે; નર્મદા તીર્થ એ ઉદ્દીપન વિભાવ છે. રોમાંચ એ અનુભાવ છે. હર્ષ એ વ્યભિચારી ભાવ છે. એ સર્વેથી શમને જાણ-નારા સભાસદમાં જે અસર થશે તે શાંત રસ છે. મહાભારત, પ્રબોધ ચંદ્રોદય, અખાના છપ્પા, વૈરાગ્ય શતક, ઇત્યાદિમાં તેનાં પુષ્કળ ઉદા-હરણ છે.

દયા વીર વગેરે જે પાછળ વર્ણ્યા છે તેમાંથી એકાદમાં આ શાંતરસનો સમાવેશ થાય એમ છે, એવી જેને શંકા થતી હોય તેણે જાણવું કે અહંકાર રહિત અવસ્થામાં શાંત રસ ઉપજાવી શકાય છે, અને દયા વીરમાં અહંકાર હોય છે. દયાવીરમાં આપણે નાગાનંદ નાટકમાંના જીમૂ-તવાહનનું ઉદાહરણ આપ્યું છે, તેનામાં મલયવતી આદિક પર અ-નુરાગ હતો, અને છેવટે વિદ્યાધરનો રાજા પણ થયો છે. માટે તે અહં-કાર રહિત નહોતો પણ ત્યાગ કરીને નર્મદા તીર્થમાં ફરતા સન્યાસીનું ઉદાહરણ જે આપણે શાંતરસમાં આપેલું છે તેને અહંકાર નહોતો કેમકે તેની દૃષ્ટિ સમાન હતી, એમ વર્ણવ્યું છે.

બીજી શંકા એમ પણ કરી શકાય કે શાંતરસમાં છેલ્લી અવ-સ્થા વર્ણાય છે, જ્યાં રાગદ્વેષ, સુખદુઃખ, ઇત્યાદિ છે નહિ, તથા શમ ગુણ માત્ર જ્યાં જાગે છે, આવી મોક્ષ દશામાં આત્મરૂપ મનુષ્યમાં વ્યભિચારી ભાવ જે આનંદ થવારૂપ તે શી રીતે આવી શકે? આ પૂર્વ પક્ષનું સમાધાન એ છે કે, વિષય સુખની અભિલાષા ન રાખવી

એજ નિરીહાવસ્થા અને એજ શમ. પરમાત્મ સુખને કે તે સંબધી-આનંદને એથી બાધ આવતો નથી; માટે તેવો આનદ વ્યભિચારી ભાવ હોઇને રસોત્પત્તિને વિઘ્ન થતું નથી.

ધર્મવીર, દયાવીર, દેવતાવિષય રતિ, ઇત્યાદિનાં વર્ણન શાંતરસને મળતાંજ છે પરંતુ તેમાં અહંકારવાસના પણ વર્ણાય છે; જો એ અહંકારવાસના કાઢી લેઇએ તો ધર્મવીર વગેરે પણ શાંતરસ કહેવાય. "જગતમાં જે કામ સંબંધી સુખ છે તથા જેને મહા દિવ્ય સુખ માનેલું છે, એ સર્વે સુખ, તૃષ્ણાનો ક્ષય થવાથી જે સુખ પ્રાપ્ત થાય છે તેના સોળમા ભાગનું પણ નથી" એવું વિદ્વાનોનું કહેવું છે અને તે ખરૂં પણ છે. એવા તૃષ્ણાક્ષય રૂપ સુખમાં મનુષ્યનું અંતઃકરણ દ્રવીભૂત (રસરૂપ) થયા વિના રહેતુ નથી. એ ઉપરથી શાંતરસ એ સર્વોત્તમ રસ છે એમ પણ માનવાને કારણ મળે છે.



# वत्सलरस.

કેટલાક નવ રસ ઉપરાંત દશમો વત્સલરસ માને છે, માટે આ જગોએ તેનું પણ નિરૂપણ કર્યું છે. પુત્ર, મિત્ર, વગેરે ઉપર રક્ષણ કરવાની વૃત્તિ સહિત જે પ્રીતિ રાખવી તેને વત્સલતા કહે છે. વત્સલતા સ્નેહ એ એમાં સ્થાયિભાવ છે; પુત્ર, મિત્રાદિક આલંબન વિભાવ છે; તે પુત્ર, મિત્રાદિકની ચેષ્ટા, વિદ્યા, શૌર્ય, દયા, વગેરે ગુણો ઉદ્દીપન વિભાવ છે; આલિંગન કરવું, અંગને સ્પર્શ કરવો, ચુંબન કરવું, જોવું, રોમાંચ થવું, હર્ષાશ્રુ આણવાં, એ અનુભાવ છે; અનિષ્ટ શંકા, હર્ષ ગર્વ, આદિક સંચારી ભાવ છે. એ રસનો વર્ણ કમળના ગર્ભ જેવો તથા એનો દેવતા લોકમાતાઓ કલ્પેલી છે.

## स्रग्धरा वृत्त.

पूरो हुं भाग्यशाळी सकळ भुवनमां कृष्णने पुत्र पामी;
वाणी तेनी सुणीने सुखकर मधुरी अंतरे प्रीति जामी;
एवुं श्रीनंद बोल्या मुख निरखी अने पुत्रनुं पास आणी,—
खोळे बेसाडतांमां नयन थकी वह्युं प्रेमनुं पूर पाणी.

આ ઉદાહરણમાં કૃષ્ણને જોવાથી ઉપજેલો નંદનો વાત્સલ્ય સ્નેહ વર્ણવી બતાવ્યો છે. નંદનો વાત્સલ્ય સ્નેહ એ એમાં સ્થાયિભાવ છે; કૃષ્ણ એ આલંબન વિભાવ છે; કૃષ્ણની મધુર વાણી એ ઉદ્દીપન વિભાવ છે; નંદના નેત્રમાંથી હર્ષનું પાણી નીકળ્યું એ અનુભાવ છે; નંદનો પો-

તાને ભાગ્યશાળી માનવારૂપ ગર્વ એ વ્યભિચારી ભાવ છે. એ સર્વથી વાત્સલ્યને જાણનારા સમાજિકમાં વત્સલરસ પ્રટકે છે.

સ્ત્રીવિષયક રતિને શૃંગાર અને પુત્રાદિ વિષયક રતિને વત્સલ રસ ગણ્યો છે, ત્યારે મિત્ર વિષયક રતિને મિત્ર રસ કેમ ગણ્યો નથી ? આ શંકા સેહેજ ઉપજે એવી છે. સ્ત્રી વિષયક વાસના જે 'કામ'ના નામથી ઓળખાય છે તે એવી બળવત્તર અને વિલક્ષણ છે કે તેને પ્રીતિના સામાન્ય મથાળા નિચે મૂકવા કરતાં જુદીજ મનોવૃત્તિ ગણવી વિદ્વાનોએ પસંદ કરી છે. એ રીતે બીજી પ્રીતિવાસનાઓથી સ્ત્રીવિષયક રતિ છૂટી પડી ગયા પછી પુત્રાદિ વિષયક રતિ બીજે નંબરે આવે છે. પુત્રાદિ શબ્દથી સમજાય છે કે પુત્ર અને પુત્ર જેવા બીજા, એટલે નાનો ભાઇ, દીકરી, ભાણેજ, મિત્ર, વગેરે. આ ઉપરથી મિત્ર વગેરે ઉપરના વત્સલતા સ્નેહનો પણ વત્સલરસમાં સમાવેશ થઇ જાય છે એમ જાણવું.

વત્સલતા અથવા વાત્સલ્ય સ્નેહ એ શબ્દમાં 'રક્ષણ કરવાની વૃત્તિ સાથે રહેલો અકર્ત્રિમ સ્નેહ' એટલા અર્થનો સમાવેશ થયેલો છે તે યાદ રાખવું જોઇએ. અને પછી જો મિત્રાદિ ઉપરનો સ્નેહ તમને અકર્ત્રિમ લાગતો હોય તો તેવા સ્નેહના વર્ણનને આપણે વત્સલ રસ માનીશું તો કાંઇ બાધ નથી. પણ જે સ્વાભાવિક પ્રીતિ માતાની પુત્ર પ્રત્યે અને ગાયની વાછરડા પ્રત્યે આપણે જોઈએ છીએ તેવી પ્રીતિ જો ભાણેજ, ભત્રીજો, મિત્ર, કે મામો, એમની વચ્ચે ન હોય તો તેના વ-

ણુનથી વત્સલ રસ પ્રકટ થશે નહિ પણ કેવળ 'મિત્રાદિ વિષયક રતિભાવ' પ્રકટ થશે. કેમકે રસ પ્રકટવાને સ્થાયિભાવ અથવા સર્વ મનુષ્યોમાં સામાન્યપણે સ્વભાવથીજ સ્થિર થયેલી વાસનારૂપ અને બીજભૂત મનોવૃત્તિની જરૂર છે. જેમ બીજવિના વૃક્ષ પ્રકટતું નથી તેમ તે વિના રસ પ્રકટતોજ નથી. મિત્રરસ કેમ ન હોઇ શકે તે ઊપરના વિવેચનથી સ્પષ્ટ સમજાશે.

શૃંગારથી માંડીને વત્સલ સુધી ગણતાં દશ રસનું નિરૂપણ આ જગોએ પૂરૂં થાય છે. એ બધા રસ કરતાં એકલા શૃંગારનું નિરૂપણ તમારા જોવામાં એટલું બધું આવ્યું હશે કે તેથી તમે આ બીજા રસ જાણે શૃંગારના પેટા રસ હોય તેમ જોશો. પણ શૃંગારના આલંબન વિભાવનું વર્ણન સવિસ્તર કરવાથીજ એમ થયું છે. જો તેટલો ભાગ તેમાંથી બાદ કરીએ તો પછી બીજા રસના પ્રમાણમાં શૃંગારનું નિરૂપણ તમને ભારે નહિ જણાય. પણ શૃંગારના આલંબન જે નાયક નાયિકા—જેના ઊપર શૃંગાર રસ અવલંબીને રહ્યો છે, તેનું સંપૂર્ણ નિરૂપણ કર્યા શિવાય કવિઓએ કાવ્યમાં જ્યાં જ્યાં જે જે રસભાવની વ્યંજના કરી હોય તે ધ્યાનમાં આવે નહિ માટે વિશેષે કરીને તેનું નિરૂપણ કરવું અહીં યોગ્ય ગણ્યું છે.

શૃંગારાદિ દશે રસમાં મનુષ્યની સ્વાભાવિક વાસનારૂપ વૃત્તિઓ ખીલવવાના પ્રકાર બતાવ્યા છે એમ કહીએ તો પણ ચાલે. તેથી કદાચિત્ રસશાસ્ત્ર નહિ જાણતો હોય તેવો પણ કોઇ બુદ્ધિમાન કવિ પોતાની તીક્ષ્ણ અને અસાધારણ બુદ્ધિથી તે તે મનોવૃત્તિને યોગ્ય

ઉદ્દીપન વિભાવ અને અનુભાવ વર્ણી શકે તથા રસ પ્રકટાવી શકે. પ-ણ કવચિત્ તેનાથી વિરૂદ્ધ વર્ણન થઈ જાય તો દૂધમાં મીઠું નાખ્યા જેવું થાય, તે ન થવા માટે આવા ગ્રંથ જાણવાની સર્વને જરૂર છે. સ્ત્રી પુરૂષની રતિ વર્ણવવી હોય તો તેને છાજે એવા અને તે વિસ્તાર પામે એવા વિચારો પ્રકટ કરવા; હાસ્ય વર્ણવવો હોય ત્યારે શાથી હા-સ ઉપજે?–શું જોવા સાંભળવાથી હાસ ઊપજે? હાસ ઉપજે ત્યારે શું થાય? હાસની સાથે બીજી કયી વૃત્તિઓ ઉપજે છે? ઇત્યાદિ વર્ણન ક-રવું; કરૂણ રસ વર્ણવવો હોય ત્યારે શોક શાથી ઉપજે? શાથી વધે? શોક જેનામાં હોય તેની સ્થિતિ કેવી હોય? શોકની સાથે બીજી કયી કયી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે? ઇત્યાદિ વર્ણવવું; અને એવીજ રીતે બધા રસનું વર્ણન કરવું. એ પ્રમાણે જોતાં સ્થાયિભાવ જાણ્યા પછી બધા રસ વર્ણવવાનો ક્રમ એક સરખોજ જણાય છે, તથાપિ કોઇ પ્રાસાદિત કવિજ તેને બરાબર જમાવી શકે છે.



# भावनिरुपण.

કોઈક કારણથી ઉન્માદ જેવા ભાવ કવચિત્ સ્થિર જેવા જણાય તથાપિ પાલમાં તે સ્થિર રહી શકતા નથી, માટે તે ભાવો સ્થાયિભાવ કહેવાતા નથી. સ્થાયિભાવ અને બીજામાં એજ મુખ્ય તફાવત છે કે સ્થાયિભાવ પાલમાં સ્થિર રહીને રસોત્પત્તિ કરે છે. અને બીજા ભાવ અસ્થિર રહીને રસોત્પત્તિ કરે છે. આનંદનો સ્વાદ મળે છે માટે રસોત્પત્તિ તો તેને પણ કહિએ છીએ. જેમ વિક્રમોર્વશીમાં ચોથા અંકમાં પુરૂરવાનો ઉન્માદ વર્ણ્યો છે તે ભાવ વર્ણના છે.

રસ જેમ રસ છે, તેમ **ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાંતિ, ભાવોદય, ભાવસંધિ, ભાવ શબલતા,** એ પણ મનુષ્યના મનમાં આનંદનો અનુભવ કરાવે છે માટે તે પણ રસ છે. અને રસ છે, તો તેનું પણ ક્રમે કરીને નિરૂપણ કરવું ઘટે છે.

સેવક પરણુવા જતો હોય અને રાજા તેની જાને જાય, ત્યારે જો કે સેવક હમેશા તો રાજાની પછવાડે દોડનારો છે તથાપિ તે દિવસે રાજા તેની પાછળની સ્વારીમાં ચાલનાર કહેવાય છે. તેમજ દેવ, ગુરૂ, રાજા ઇત્યાદિક વિષયની રતિ વગેરે સ્થાયિભાવ કે બીજા વ્યભિચારી વગેરે ભાવનું પ્રાધાન્યપણે વર્ણન કર્યું હોય ત્યારે, રતિ આદિક ભાવ તે જગોએ વિભાવાદિકથી પુષ્ટ ન થઈને રસ ઉપજાવતા નથી; પણ જે ભાવનું વર્ણન કર્યું હોય છે તેનેજ શોભા આપે છે. આવી રીતે વર્ણવેલા દેવાદિક વિષયના રતિભાવ, બીજા સ્થાયિભાવ, તથા વ્યભિચારી

ભાવને **'ભાવ'** નામ આપેલું છે. રસ–શાસ્ત્રીઓ કહે છે કે "ભાવવિના રસ નથી, અને ભાવ રસવિનાનો નથી; ભાવ અને રસ પરસ્પર આધાર રાખીને રહેલા છે." મતલબ કે વિભાવાદિકથી પુષ્ટ થયેલા રતિ આદિક ભાવનું વર્ણન તે રસ કહેવાય છે અને વિભાવાદિકથી પુષ્ટ ન થયેલા રતિ આદિક ભાવનું વર્ણન, જે રસ ઉપજાવતું નથી, પણ માત્ર તે ભાવને જાગ્રતજ કરે છે તે, ભાવજ કહેવાય છે. રતિ ભાવ સ્ત્રીને વિષે હોય ત્યારે તે શૃંગાર રસ ઉપજાવે છે, પણ તે રતિ દેવ, ગુરૂ, રાજા, પુત્ર, મુનિ, ઈત્યાદિકમાં પણ હોઇ શકે, અને ત્યાં શૃંગાર ઉપજતો નથી, પણ કેવળ રતિભાવનીજ સભાસદોના મનપર ભાવના થાય છે. એનાં એક બે ઉદાહરણ નીચે આપ્યાં છે તે ઉપરથી ઉપર કહેલી બિના વિશેષ ધ્યાનમાં આવશે.

**દેવ વિષયની રતિનું** ઉદાહરણ.—

**झुलणा.**

स्वर्ग अपवर्गनुं भर्ग भारे भले ! माहरे तुच्छ छे तूल जेवुं;
चक्रवर्तीनी के शक्रनी साह्यबी ते तणुं सुख पण तुल्य तेवुं;
एक इच्छुंछुं पद ताहरे प्रणमवा भक्ति तुज भूधरा सर्व काळे,
तुं विना अन्य आश्रय नथी माहरे तुं विना को मने अन्य पाळे !

આ ઉદાહરણમાં બોલનારની રતિનું આલંબન ઈશ્વર છે; ઇશ્વરનો પાળવારૂપ મહિમા ઉદ્દીપન છે; સ્વર્ગાદિક સુખની ઉપેક્ષા (બેદરકારી)

અનુભાવ છે; ભક્તિરૂપ ધ્યાન એ વ્યભિચારી ભાવ છે. રતિને જાણુ-નારા સભાસદમાં આથી દેવ વિષે રતિ ઉત્પન્ન થશે.

**મુનિ વિષયની** રતિનું ઉદાહરણ,—

### इंद्र विजय.

शारद इंदुसमा सुखदायक लायक छो मुनि शास्त्र विशारद !
आ हृदये बहु पाप हतां पण आज बधां बनि नाश थयां रद;
पारदशा परिपूर्ण तमोतणी, इंद्रिय जीति कर्यो स्थिर पारद;
नारद जाय मुनीताणि आशिष, आज थयुं मनमां सुख नारद.

નારદનાં દર્શન થવાથી તારો શાપ નિવર્તન થશે એવી અવધીઓ એક યક્ષ નારદને જોઈને ઉપર પ્રમાણે બોલ્યો છે. યક્ષની રતિનું આલંબન નારદ છે; ઇન્દ્રિય જય આદિક નારદનો મહિમા ઉદ્દીપન છે; યક્ષનાં વચન અનુભાવ છે; સુખ થવારૂપ હર્ષ એ વ્યભિચારી ભાવ; એ સર્વેથી મુનિ વિષય રતિ જાણનારા સભાસદમાં ભાવોત્પત્તિ થશે.

**રાજા વિષયની રતિનું** ઉદાહરણ.

### दोहरो.

सामद सौ बोल्या हवे निरख्या मारे भूप,
पान अमे सौ पामीआ, रुडां वाध्यां रुप;
तीरथ रुपी रायनुं करिये नित्य दरशन;

पछी खोट शी पाननी पृथ्वीपति प्रसन्न.
सूरज दीठे जळ थकी फुले कमळ रिधरंग;
त्यम राजा तम दीठडे अदकुं फूले अंग.
रीझ घणी छे रायजी, पाळो छो नित लाड;
उछेरनार छो अधिपति, पान तणो शो पाड !

(સામળ.)

આ ઉદાહરણમાં સામદની રતિનું અવલંબન વિક્રમ છે; રાજા તીરથરૂપ છે એ વગેરે શબ્દોથી વ્યંજિત થયેલો રાજાનો મહિમા ઉદ્દીપન છે; રાજા પ્રત્યે સામદનાં વચન અનુભાવ છે; રાજાને જોવાથી અંગ ફૂલવું વગેરે શબ્દોથી વ્યંજિત થયેલો હર્ષ વ્યભિચારી ભાવ છે; એ સર્વથી રાજા વિષે રતિ જાણનારા સામાજિકમાં ભાવોત્પત્તિ થશે.

**ગુરૂ વિષયની રતિનું** ઉદાહરણ.

### उपजाति.

गुरु दिसे छे हितकारि देव, प्रीते करीशुं गुरु देव सेव;
ए रीत बोली अति प्रीत आणी, नम्यो पुराणी गुरु पायजाणी.

પુરાણીની રતિનું આલંબન ગુરૂ, ઉદ્દીપન હિતકારી દેવપણું સેવા કરવી તથા પગે લાગવું એ અનુભાવ, પ્રેમ આણવો એ શબ્દથી વ્યંજીત થયેલો હર્ષ વ્યભિચારીભાવ એ સર્વથી ગુરૂ વિષે રતિ જાણનારા સભ્યજનના મનમાં ભાવોત્પત્તિ થશે.

મિત્ર વિષે રતિનું ઉદાહરણ.

उपजाति.

सखा सुदामो दुरथी निहाळी, दोड्या उठी कृष्ण विवेकशाळी;
भेटया जई नेण भरायुं पाणी; हुं धन्य, बोल्या पछी चक्रपाणी.

આ ઉદાહરણમાં કૃષ્ણની રતિનું આલંબન સુદામો; સુદામાના ગુણો ઉદ્દીપન; કૃષ્ણનું દોડવું વગેરે અનુભાવ; અશ્રુ વગેરે વ્યભિચારી ભાવ એ સર્વથી મિત્ર વિષે રતિ જાણનારા સભાસદમાં ભાવોત્પત્તિ થશે.

એજ પ્રમાણે પુત્ર, પુત્રી, વગેરે બીજાં આલંબન કલ્પીને રતિ વર્ણી શકાય, સ્ત્રી વિષે તેવી રતિ વર્ણી હોય ત્યારે તે શૃંગાર કહેવાય છે.

કોઇ પૂછશે કે જેમ સ્થાયિભાવમાંથી રતિનાં ઉદાહરણ આપ્યાં તેવાં હાસ વગેરે સ્થાયિભાવનાં પણ ઉદાહરણ આપી શકાય કે નહિ ? તેનો જવાબ એમ છે કે રતિ સ્થાયિભાવની પેઠે હાસ વગેરે સ્થાયિભાવ કેવળ ભાવરૂપે વર્ણવવા સંભવતા નથી; કેમકે રતિનું આલંબન તો સ્ત્રી પુરૂષ હોય ત્યારેજ શૃંગારરૂપે વર્ણાય છે. (પણ બીજા સંબંધી રતિ શૃંગારરૂપે વર્ણાતી નથી.) પણ હાસ વગેરેનું આલંબન તો ગમે તે કલ્પી શકાય છે. માટે ગમે તેને આલંબન કલ્પીને હાસાદિક સ્થાયિભાવનું વર્ણન કરશો તો તેથી રતિભાવની પેઠે ભાવોત્પત્તિ ન થતાં રસોત્પત્તિ થશે.

જ્યારે રતિ આદિક સ્થાયિભાવ, વિભાવ અનુભાવ વગેરેથી પુષ્ટ ન

થયા હોય પણ તે એકલાજ વર્ણવ્યા હોય ત્યારે તે માત્ર ઉદ્‌બુદ્ધ અથવા જાગ્રત થયા છે એમ કહેવાય. જેમ, પાર્વતીને જોવાથી શંકરની રતિ જાગ્રત થઈ તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે,

## शार्दूल विक्रीडित.

लाग्युं कामनुं बाण आवि हृदये शंभु चळ्या ध्यानथी;
पाम्या क्षोभ लगार योगि हृदये, राजेंद्र! खोटुं नथी!
उघाडयुं निज नेत्र जोइ गिरिजा देवी स्वरुपे भरी,
छूटी धीरज चित्त, विह्वळ थयुं, शंभुनु तेणे करी.

આ ઉદાહરણમાં પાર્વતિ વિષે શંકરની રતિ વર્ણવી છે, તે માત્ર જાગ્રત થયેલો સ્થાયિભાવ છે. ઉદ્દીપન વગેરે સામગ્રી વર્ણવી નથી માટે તે શૃંગારરસ થતો નથી, પણ માત્ર સ્થાયિભાવની (રતિની)જ સભાસદોને પ્રતીતિ થાય છે.

વ્યભિચારી ભાવનું ઉદાહરણ જેમ, દીનતા નામે વ્યભિચારી ભાવનું વર્ણન કરતાં કવિ કહે છે કે,

## इंद्राविजय.

वरसाद चढयो, विजळी चमके, वद पक्षतणी रात गइ;
पति अंधक, वृद्ध तथा शरिरे पण मंद, चिरंजिव घेर नहि;
बहु जत्नाथि सांचि दिवेल थयुं पडतां घर ते पण नाश थयुं;

वहुने पण सांपडवा तक छे, एम सासुतणुं मन व्यग्र थयुं.

આ ઉદાહરણમાં અનેક દુઃખ સામટાં એક્કે કાળે આવી પડવાથી સાસુના મનનો દીનતા નામે ભાવ વર્ણાયો છે. વ્યભિચારી ભાવનું વર્ણન પાછળ ગયું છે તેમાં એનાં પુષ્કળ ઉદાહરણ છે.

જેમ સાકર તથા મરી એકઠાં વાટીને ખાનારને એનો ભેગો સ્વાદ આવે છે એ વાત ખરી, પણ ક્વચિત્ સાકરનું ગળપણ તથા મરીની તિખાશ વત્તી ઓછી તેના સ્વાદેન્દ્રિયને જણાય છે, એજ પ્રમાણે વિભાવાદિકનું એકત્ર જ્ઞાન થવું તેનેજ રસ કહે છે; તથાપિ કોઈક ભાવનું વિશેષ જ્ઞાન થવાથી તેનું પ્રાધાન્ય ગણી શકાય. એજ રીતે દેવાદિ વિષય રતિમાં રતિનું, જાગ્રત માત્ર થયેલા સ્થાયિભાવમાં તે સ્થાયિનું તથા વ્યભિચારી ભાવોના ઉદાહરણોમાં તે તે વ્યભિચારી ભાવોનું પ્રાધાન્ય જાણવું. અને ભાવોનું પ્રાધાન્ય છે, માટે રસની અભિવ્યક્તિ ન થતાં ભાવની અભિવ્યક્તિ થાય છે.



# रसाभास तथा भावाभास.

રસ કે ભાવની પ્રવૃત્તિ અઘટિત સ્થાનમાં કરી હોય અથવા ભરત વગેરે આચાર્યોએ રસનાં જે સાહિત્ય કહેલાં છે તે પૂરેપૂરાં ન વર્ણવતાં તેમાં-નાં થોડાં ઘણાંજ વર્ણવ્યાં હોય, ત્યારે તે રસ કે ભાવ 'રસાભાસ' તથા 'ભાવાભાસ' રૂપે જણાય છે. અઘટિત સ્થાનમાં તે શું ? ગુરૂની સ્ત્રી વિષય રતિ વર્ણવવાથી શૃંગાર ઉપજે ખરો પણ શ્રોતાની ધર્મવૃત્તિ તેથી દુખાશે અને તેથી યોગ્ય આલંબન વિભાવ ન હોવાથી શૃંગાર રસ પૂરેપૂરો ન જાગતાં શૃંગાર રસની છાયા જેવું કાંઇક જણાશે. કેમકે જે એકાગ્રતા શૃંગારથી બનવાની તે આ આભાસરૂપ શૃંગારથી બનશે નહિ. ભાવ વર્ણનામાં પણ એજ પ્રમાણે ભરતાદિ આચાર્યોએ કહેલાં સાહિત્ય પડ્યાં મૂકીને કે અઘટિત સાહિત્ય લેઇને વર્ણન કરે તે ભાવાભાસ થાય છે તે પણ એ પરથી સમજાશે. કયા રસમાં કે ભાવમાં કયાં અઘટિત સ્થાન છે તે સમજાવાને માટે નીચે કાંઇક દિગ્દર્શન કરાવ્યું છે.

## શૃંગારરસાભાસ.

ઉપનાયકમાં, મુનિ કે ગુરૂની પત્નીમાં, બહુ નાયકમાં, એકતરફી, પ્રતિ નાયકમાં, અધમ પાત્રમાં, કે તિર્યક પશુ પંખી આદિકમાં રતિ વર્ણવી હોય ત્યારે તે અઘટતે સ્થાને વર્ણવેલી હોવાથી શૃંગાર રસ નહિ પણ શૃંગાર રસાભાસ કહેવામાં આવે છે. એમાંનાં કેટલાંકનાં ઉદાહરણ નીચે આપ્યાં છે.

ઉપનાયકમાં રતિ–જેમ,

**गीति.**

स्वामी बाळक मारो, वनमां अंधारुं, एकली हुं छुं;
कृष्ण मने जावा दो, जोशे कोइक खरेखरुं कहुं छुं.
आ सुणतां श्री कृष्णे, आलिंगन देइ कामना पूरी;
ते हरि सदा तमारी, करो मननि धारि कामना पूरी.

આ જગોએ કૃષ્ણ ઉપનાયક છે, તથા સ્ત્રીનાં માર્મિક વચનોથી તેની શ્રીકૃષ્ણ પ્રત્યે રતિ સ્પષ્ટ જણાય છે માટે એ શૃંગાર રસાભાસ છે

બહુ નાયકમાં રતિ—જેમ,

**उपजाति.**

गिरींद्र के इंद्र, धरेंद्र कोइ, वेपारि कारीगर, भाट, भोइ;
(तारो)कटाक्ष मारो+सघळे पसार्यो, लक्ष्मी! कहे वल्लभ कोण ता'रो.

અથવા–

**वसंततिलका.**

जेना विना क्षण नथी रमती तुं बाळी,
ते छे कयो नर कहे बहु भाग्यशाळी;

---

+ મારે

जेने सदा मनथि तुं प्रियरुप माने,

ते कोइ होय कदि तो परमेश जाणे !

પેહેલા ઉદાહરણમાં લક્ષ્મીની બહુ નાયકમાં રતિ વર્ણવી છે અને બીજામાં વેશ્યાની બહુ નાયકમાં રતિ વર્ણવી છે,

**એક તરફી રતિનું** ઉદાહરણ—

**उपजाति.**

भले तिरस्कार करे महारो, भले गणे गोपतनूज सारो;

तथापि के'जे मुज के'ण वारु, हरी गइ रुक्मिणि चित्त मारुं;

રૂક્મિણીને જોઇને મોહ પામેલા શિશુપાળનું આ વચન છે, તથા તે દૂત મોકલીને રૂક્મિણીને સંદેશો કહાવે છે. એમાં રૂક્મિણી તિરસ્કાર કરે છે તથા તે કૃષ્ણને વરવાને ઇચ્છે છે, એ વાક્યપરથી રૂક્મિણીની રતિ શિશુપાળ પ્રત્યે નથી એમ જણાય છે અને રૂક્મિણી મારૂં ચિત્ત હરે છે એ વાક્યથી શિશુપાળની રતિ રૂક્મિણી પ્રત્યે છે, એમ માલમ પડે છે, માટે એ એક તરફી રતિ વર્ણાઈ છે.

**પ્રતિનાયકમાં રતિનું** ઉદાહરણ.—જેમ, કરણની રાણી કમળાદેવીની અલાઉદ્દીન પ્રત્યે રતિ વર્ણવતાં કહે છે કે,—

**शार्दूलविक्रीडित.**

दिल्लीनो सुलतान मान जबरुं हारे हराव्यो नहीं;

जेणे कर्णसमा अनेक कचरी आक्रांत कीधी मही;
जेणे लाड लडावीने वश करी मारा समी कामनी;
ते मारा शिरनो मणी नव जशो तेना विना जामनी.

અલાઉદ્દીન ધૃષ્ટ, દુષ્ટ, વગેરે ગુણવાળો હોવાથી કરણનો પ્રતિનાયક છે; અને કમળાદેવીની રતિ પ્રતિનાયકમાં વર્ણાઇ છે, માટે એ રસભાસ છે.

અધમ પાત્રમાં રતિ,—

**उपजाति**

माळा चनोठी तणि पेरी अंग, बे चार नागां शिशु देखुं संग;
शुं रुप एमां शिवजी नहाळ्युं, के भीलडीमां मन आखुं वाळ्युं ! !

શિવજીની ભીલડી પ્રત્યે રતિ જોઇને પાર્વતીએ કહેલાં એ વચન છે. ભીલડી એ અધમ પાત્ર છે, માટે એ રસાભાસ છે.

અધમ પાત્રની રતિ વર્ણવવામાં બેમાંથી એક ઉત્તમ પાત્ર જોઈએ એવો કાંઇ નિયમ નથી; બન્ને અધમ પાત્ર હોય તેનું વર્ણન પણ રસાભાસજ કહેવાય. જેમ,

**स्वागता.**

मद्यपान करिने मनमान्युं, नारी साथ रमवा मन मान्युं;
दासि साथ करतो अणसारा, भांड आ निरखजो प्रिय ! मारा.

એમાં ભાંડ અને દાસી બન્ને અધમ પાત્ર છે, તે તેમના અતિશય

મદ્યપાન ઉપરથી જણાવ્યું છે; અને અણસારા શબ્દથી તેમની રતિ વ્યકત કરી છે. માટે એ અધમ પાત્રનો શૃંગારરસાભાસ વર્ણાયો છે.

તિર્યક્પાત્રની રતિ.—જેમ,

गीति

पुष्प उपर भमरी आ, गान करे आसपास उडि फरे;
स्वामी प्रसन्न करवा, नृत्य, गान, हाव भाव जेम करे.

આ ઉદાહરણનાં ભમરીની ભમરા પ્રત્યે રતિ વર્ણવી છે. તે પક્ષીની છે માટે તિર્યક્પાત્રની રતિ વર્ણવાથી શૃંગારરસાભાસ થયો છે.

હાસ્યરસાભાસ.

અઘટિત સ્થાને હાસ વર્ણવવું તેને હાસ્યરસાભાસ કહે છે. જેમ, એક છોકરો તથા બાપનો સંવાદ વરણવતાં કવિ કહે છે કે,

मनहर छंद

बापा! बापा! आम जुओ एक मारी शंका खुओ,
को जरा उघाडो हुओ, तो तेने शुं कहीए?
बापा के'छे सूण भाई, के'वुं एम पासे जाई;
मग जाय छे वेराई, चतुराई लहिए;
एवी चतुराई जाणी, का'णी बापानी वखाणी,
बापा प्रत्ये कही वाणी, चतुरने छईए;

तमाराय पण मग जाय छे वेराई बापा,

सांभरी लो, जाणी जोई बेशी केम रहीये?

આ ઉદાહરણમાં પુત્રના સંબંધે તેના પિતાનું હાસ વર્ણવ્યું છે તે અઘટિત છે, માટે એ હાસ્યરસાભાસ છે.

ઉદાહરણ.—કરૂણરસાભાસ.

उपजाति छंद.

कौपीन मारुं नदिमां तणायुं, डूबी गयुं ते फरि ना जणायुं;

निःश्वास मूकी विधिने वखोडी, बावो गयो हाम तमाम छोडी.

આ ઉદાહરણમાં ઇષ્ટ વસ્તુ કૌપીનના નાશથી ઉપજેલો બાવાનો શોક એ સ્થાયિ ભાવ છે, કૌપીન આલંબન છે, કૌપીન તણાવું અને ડૂબવું એ ઉદ્દીપન છે, વિધિને વખોડવું એ અનુભાવ છે અને નિઃશ્વાસ મૂકવો વ્યભિચારી ભાવ છે, માટે એ કરૂણરસનું વર્ણન છે. પરંતુ પુનઃ પ્રાપ્ત થાય એવી ક્ષુદ્ર કૌપીનરૂપ વસ્તુનો શોક અને તે વળી માયાનો ત્યાગ જેણે કર્યોછે એવા બાવાએ કર્યો છે, માટે એ રસાભાસ છે.

ઉદા૦—રૌદ્રરસાભાસ

राग देशाखनी साखी.

वेण रातां नेण तातां, ध्रुजे सघळुं अंग;

धनुष लीधुं तजी दीधो, करण अरिनो संग;

हाथ पछाडे, मुखे त्राडे, पराक्रम निज बोले;
अर्जुन आव्यो मारवाने, युधिष्ठिरने खोळे.

આ ઉદાહરણમાં અરજુનનો ક્રોધ યુધિષ્ઠિર પ્રત્યે વર્ણવ્યો છે તે અઘટિત સ્થાને છે માટે એ રૌદ્રરસાભાસ થયો છે.

ઉદા૦—**વીરરસાભાસ.**

**कुंडळियो.**

फरवा निकळ्यो पारधी जाळ लेइ करमांय,
वरू एक नजरे चडयो, ते भूखे मरी जाय;
ते भूखे मरि जाय, जोइ पाराधि मन दुःख्यो,
बोल्यो गदगद वाण, भाइ तुं छे बहु भूख्यो;
आ शरीर तुज माट, मांड ले भक्षण करवा,
सूतो तेनी पास हतो जे निकळ्यो फरवा.

આ ઉદાહરણમાં કહેલા પારધીનો દયા કરવાનો ઉત્સાહ વર્ણીને દયાવીરરસ પ્રકટ કર્યો છે, પણ તે પારધીરૂપ નિચ પાત્રમાં હોવાથી તથા દયા કરે એવી પ્રકૃતિવાળો ન હોવાથી રસાભાસ છે.

ઉદા૦—**ભયાનક રસાભાસ.**

**पुष्पिताग्रा.**

रवि अस्त थयो अरण्य आ छे, ध्वनि पण घोर शियाळना सुण्या छे;

मडदां रणखेत्रमां पडयां छे, धड झाझां झझुमी ज्यहां लडयां छे.
अरि छावणी नाखिने रह्या छे, मुज साथी पण कैं कमी थया छे;
कही एम धनुष्यधारि वीर, डरि नाठो अरजून छोडी धीर.

આ ઉદાહરણમાં રણક્ષેત્ર જોઇને ઉપજેલો અરજુનનો ભય વર્ણવ્યો છે, પણ અરજુન વીર અને ધનુષ્યધારી છે માટે તેને વિષે ભય ઘટિત નથી; અને તેથી એ વર્ણનથી રસ નથી ઉપજતો, પણ રસાભાસ ઉપજે છે. એજ પ્રમાણે બીભત્સ, અદ્‌ભૂત, શાંત અને વત્સલ રસાભાસ પણ વર્ણી શકાય. ઉપરનાં ઉદાહરણથી રસાભાસ કોને કહે છે તે લક્ષ્યમાં આવે એમ છે માટે વિશેષ લંબાણ ન કરતાં ભાવાભાસનું એકાદ ઉદાહરણ આપી એ વિષય સમાપ્ત કરીશું.

જેનામાં અથવા જે સ્થાને જે ભાવ ઉપજવો ઘટિત નથી ત્યાં તે ભાવની યોજના કરીને વર્ણવવું તે ભાવાભાસ કહેવાય. જેમ વેશ્યામાં લજ્જા વર્ણવવી, અપ્રાપ્ય વસ્તુની ચિંતા વર્ણવવી, યોગીંદ્રમાં મોહ વર્ણવવો, વગેરે.

**ઉદાહરણ,**—એક વેશ્યા પોતાની દાસીને કહે છે કે,—

**मंदाक्रांता.**

बेठा छे त्यां निपुण सरवे वृद्ध विद्वान वारु,
गावुं तेमां जरुर न घटे मूख मूकी उघाडुं;

ते माटे तुं सजड बुरखो लाव आ ठाम आली,
वेश्या केरुं वचन सुणिने दासीए लीधी ताळी.

ઉદાહરણમાં વેશ્યાની લજ્જા જે વર્ણવી છે તે ભાવાભાસ છે.

**ચિંતાભાસનું ઉદાહરણ**—જેમ કોઇ પુરૂષ સ્વપ્નામાંની સ્ત્રી જોઈને તેના વિષે ચિંતા કરે છે કે,—

**वसंततिलका.**

ए सुंदरी रुचिर कांति मनोहरा छे,
मेळाप थाय क्यम? माहरुचित्त वांच्छे;
ए'तो जरुर सुर सुंदरि कोक आवी
स्वप्ने समागम दई गइ छे रिसावी!!

એમાં અલભ્ય સ્વપ્ન સ્ત્રી વિષેની ચિંતા વર્ણવી છે તે ભાવાભાસ છે. ભાવ ઘણા છે માટે ઉદાહરણ પણ ઘણાં થાય, પરંતુ ઉપરનાં બે ઉદાહરણથી કેવા વર્ણનને ભાવાભાસ જાણવો તે સમજાશે એટલે બસ.

# भावशान्त्यादि.

ઉપજેલા ભાવની શાંતિ કરવી તેને **ભાવશાંતિ** કહે છે, ભાવ ઉત્પન થવો તેને **ભાવોદય** કહે છે; બે વિરૂદ્ધ ભાવ એકત્ર જોડાવા તેને **ભાવસંધિ** કહે છે; અને જ્યાં ઘણા ભાવ એકઠા વર્ણાયા હોય ત્યાં **ભાવશબલતા** કહેવાય છે. એ ચાર પ્રકારમાંથી ગમે તે પ્રકારે ભાવ વર્ણેલા જોવામાં આવે છે. માટે તેનું એક એક ઉદાહરણ આપી આ નીચે તે સ્પષ્ટ કર્યા છે.

**ભાવશાંતિનું** ઉદાહરણ,—

## उधोर छंद.

तज तज माननी तुं मान,
पति पाये पडे ते जाण;
राख्यो आवडो शो क्रोध,
करवो शो तने बहु बोध.
सुणि आ स्वामि केरां वेण,
अश्रुधार चाली नेण;
बोली बोल एक न बाळ,
नाथे बाथ ग्राहि ततकाळ.

આ જગોએ ઉપજેલા **ઈર્ષ્યારૂપ** સંચારી ભાવની રડવાથી થયેલી શાંતિ જણાવી છે.

**ભાવના ઉદયનું** ઉદા૦,–

**हरिणी.**

चरण नमिया, स्वामी मारा, कृपा नव में करी,
निकळ ठग तुं, एवी वाणी, कठोर हुं ऊचरी;
घरथी निकळि जातां जोया, रिसाइ, परंतु हुं,
न शकि जरिए खाळी तेने सखि! दुःख शुं कहुं!!

**उपजाति.**

निःश्वास नाखी निर नेत्र आणी,
सखीनी साथे वदी एम वाणी;
नीचुं निहाळी प्रमदा रूपाळी,
बेशी रही अश्रु शकी न खाळी.

એમાં **વિષાદ** નામે ભાવનો ઉદય બતાવ્યો છે.

**ભાવસંધિનું** ઉદાહરણ,—

**गीति.**

नेत्र शितळ करनारूं, रूप निहाळी मदांध बनियो छुं;

पण नथि ते मळनारी, ए दुःख पण कंइ गणाय नहि ओछुं.

આ જગોએ રૂપ નિહાળીને થયેલો હર્ષ તથા અલભ્યતાને લીધે ઉપજેલો **વિષાદ** એ બે ભાવનો સંધિ વર્ણવ્યો છે. સંધિ એટલા માટે કે એક ભાવ ઉપજ્યા પછી તેની જોડે બીજો તેથી વિરૂદ્ધ ભાવ ઉપજી જોડાય છે,

**ભાવશબલતા**—(ભાવની વિવિધતા),—ઉર્વશીના વિયોગથી પુરૂરવા મરવાનો વિચાર કરીને કહે છે કે,

१ आ अकार्य क्यां अने चंद्रनुं उत्तम कुळ क्यां!

२ फरीने ते मळेय खरी.

३ अमारुं वेदाध्यन ते (प्रीति आदिक) दोष शमाववाने अर्थे छे.

४ क्रोधमां पण तेनुं मुख रूपाळुं लागतुं हतुं.

५ पाप विनाना सत्पुरूषो मारे विषे शुं कहेशे?

६ स्वप्नामां पण ते दुर्लभ छे.

७ हे चित्त स्थिर था—स्वस्थ था.

८ कयो भाग्यशाळी पुरूष एना ओठनुं पान करशे?

આ ઉદાહરણમાં પ્રથમ વાક્યમાં મરવા રૂપ અકાર્યનો ઉત્તમ કુળ સાથે મુકાબલો કરી **વિતર્ક** કર્યો છે. બીજા વાક્યથી **ઉત્સુકતા** જણા-

વી છે. ઉર્વશી ઉપરના અનુરાગની નિવૃત્તિનો, અનુરાગની ઉત્કંઠાથી નાશ થાય છે. ઉત્કંઠા દોષરૂપ છે અને દોષ નાશક અમારૂં અધ્યયન છે, આ રીતે **મતિ**રૂપ ભાવથી ઉત્સુક્તા ભાવનો નાશ જણાવ્યો. વળી મુખની કાંતીનું **સ્મરણ** થઈ આવવાથી મતિનો પણ નાશ; કેમકે મતિ ઉત્કંઠાથી પ્રતિકૂળ છે અને સ્મરણ ઉત્કંઠાને અનુકૂળ છે. પાંચમા વાક્યમાં કાંતિ સ્મરણરૂપ અર્થની **શંકા** કરી છે; એ શંકાથી સ્મરણભાવનો નાશ. વળી 'સ્વપ્નામાં પણ તે દુર્લભછે' એમ **દીનતા** જણાવાવાથી અનર્થ જ્ઞાનરૂપ શંકાનો પણ નાશ; કેમકે એ દીનતા તેના અનુરાગને અનુકૂળ છે અને શંકા અનુરાગને પ્રતિકૂળ છે. સાતમા વાક્યમાં અનુરાગને પ્રતિકૂળ **ધૃતિની** વ્યંજના છે, અને આઠમા વાક્યમાં અનુરાગને અનુકૂળ **ચિંતાની** વ્યંજના છે; એટલે ધૃતિનો નાશ ચિંતાથી-એમ અનુક્રમે ભાવ ઉપજી તેથી વિરૂદ્ધ ભાવવડે તેનો નાશ બતાવી આઠ ભાવની મિશ્રતા કે એકજ વિષયમાં ગોઠવણ કવિએ કરવાથી ભાવ શબલતા વર્ણવી છે.

આ વાત એક યાદ રાખવા જેવી છે કે ભાવશાંતિ વગરે કોઇ વખત રસમાં પ્રધાનપણે વર્ણાય છે અને રસ તેનો અનુચારક થાય છે. એ પ્રમાણે રસની પેઠે ભાવની પણ વ્યંજના કવિયો વખતે વખત કરીને રસનીજ ગરજ સારે છે અથવા રસને પુષ્ટિ આપે છે.

# रस दोष.

રસશાસ્ત્રમાં અનભિજ્ઞતાથી કે પ્રમાદથી રસમાં દોષ ઉત્પન્ન થાય છે. દોષ ઉપજવાથી તેવાં દોષયુક્ત કાવ્ય નાટક વગેરે સભાસદનાં મનને એકાગ્ર કરવાને સમર્થ થતાં નથી, અને રસ જામતો નથી, પણ વેરાઇ જાય છે. કયી જગોએ કેવા પ્રકારના દોષ થવાનો સંભવ છે તે ઉપર વિચાર કરી રસશાસ્ત્રીઓએ કેટલાક નિયમ બાંધ્યા છે, તે હું સંક્ષેપમાં નીચે જણાવીશ. કાવ્ય નાટકમાં જે જે દોષ ઉપજે છે, તે બધા રસને લગતા નથી હોતા, તથાપિ ગ્રંથને બગાડવાથી રસ એની મેળે બગડે છે, માટે ખરૂં જોતાં તો કાવ્ય સંબંધી તમામ દોષ વિનાનો ગ્રંથજ પૂર્ણ રીતે રસ ઉત્પન્ન કરવાને સમર્થ થાય, પણ તે બધા દોષનું નિરૂપણ કરતાં વિસ્તાર વધી પડે અને આ નિબંધ પણ રસ શાસ્ત્રનેજ લગતો છે, માટે રસગત દોષમાંના મુખ્ય મુખ્ય બતાવી શું કે જે તેના જીજ્ઞાસુઓને ઉપયોગી થશે.

નીચેપ્રમાણે દોષ બહુધા રસના વર્ણનમાં આવી શકે છે;

૧ રસાદિકનું સ્વશબ્દ વાચ્યત્વ.

૨ વિભાવાદિકની કષ્ટકલ્પના.

૩ પ્રતિકૂલ વિભાવાદિકનું ગ્રહણ.

૪ પુનઃ પુનઃ દિપ્તિ.

૫ અકાંડ પ્રથન અને અકાંડ છેદ.

૬ અંગનો અતિ વિસ્તાર.

૭ અંગીનું અનુસંધાન.

૮ પ્રકૃતિનો વિપર્યય.

૯ અનંગનું અભિધાન.

૧૦ રસની પરસ્પર વિરૂદ્ધતા.

ઉપર કહેલાં નામ માત્રથીજ દોષ લક્ષ્યમાં નહિ આવે માટે તે દરેકનું સ્પષ્ટીકરણ નીચે કર્યું છે.

## ૧ रसादिकनुं स्वशब्दवाच्यत्व.

રસનું જે નામ હોય તેજ નામ પ્રબંધમાં મૂકીને વર્ણન કરવું તેને રસનું સ્વશબ્દ વાચ્યત્વ કહે છે. એજ પ્રમાણે સ્થાયિનું નામ 'રતિ' વગેરે શબ્દથીજ વર્ણન કરવું તે સ્થાયિનું સ્વશબ્દ વાચ્યત્વ જાણવું. વ્યભિચારી ભાવનું નામ પ્રબંધમાં મૂકયું હોય ત્યારે વ્યભિચારીનું સ્વશબ્દવાચ્યત્વ અને બીજા કોઈ ભાવનું નામ પ્રબંધમાં મૂકયું હોય ત્યારે તે તે ભાવનું સ્વશબ્દવાચ્યત્વ કહેવાય છે.

રતિ આદિક ભાવની વ્યંજના થાય છે ત્યારેજ અમુક વર્ણનનું શ્રોતાના મનમાં ચિત્ર પડે છે. પણ કેવળ નામ બોલવાથી ચિત્ર પડતું નથી; 'જેમ દમયંતીની નળ ઉપર રતિ છે' એમ માત્ર કહેવાથી શ્રોતાના અંતરમાં તે રતિનું ચિત્ર પડતું નથી, પણ એવું કાંઇ વર્ણન કરવામાં આવે કે જે સાંભળતાં વગર કહ્યે શ્રોતા એમ સમજે કે દમયંતીની નળ ઉપર બહુ પ્રીતિ છે, ત્યારેજ તે વર્ણન શોભેછે. એમ ભાવાદિકની વ્યંજના કરવાને બદલે તે ભાવનું નામ દેઇને ચલાવવાથી

ધારેલી રસોત્પત્તિ થતી નથી માટે કોઈપણ ભાવ વગેરેનું સ્વશબ્દ વાચ્યત્વ એ દોષ છે.

વ્યભિચારી ભાવના સ્વશબ્દ વાચ્યત્વનું ઉદાહરણ.

पार्वतीए पोताना पति शंकरने प्रथम जोया तेनुं वर्णन करतां कवि कहे छे के'—ते पार्वतीनी द्दष्टि तमारूं कल्याण करो; जे द्रष्टि स्वामिना मुखने विषे लज्जा युक्त ( नवोढा हती माटे ) हाथीनुं चर्म जोवाथी करूणायुक्त ( मारेला हाथी उपर ) सर्प जोवाथी त्रास युक्त, अमृत झरता चंद्रने जोईने विस्मयवाळी (हाथीनुं चामडुं ओढानारने चंद्र सरखुं महा रत्न क्यांथी एवी रीते), गंगा सपत्नीने जोईने ईर्ष्या युक्त अने कपाल (मनुष्यना माथानी खोपरी) जोईने दैन्य युक्त (आवाज मंगळ अलंकारवाळो मारो स्वामि छे के?) जणाय छे, ते पार्वतानी द्दष्टि तमारूं कल्याण करो.

ઉપરના ઉદાહરણમાં લજ્જા, કરૂણા (છે તો સ્થાયિ પરંતુ શૃંગારમાં વ્યભિચારી રૂપે), ત્રાસ, વિસ્મય (સ્થાયિભાવ છતાં શૃંગારમાં વ્યભિચારી રૂપે), ઈર્ષ્યા, દૈન્ય, એ બધા વ્યભિચારી ભાવ છે, અને તેનું વર્ણન તેનાં નામ માત્ર આપીનેજ કર્યું છે એ ઠીક નથી; કેમકે એથી વ્યંગ (ધ્વનિ) ઉપજતો નથી અથવા ધ્વનિનો નાશ થાય છે; માટે એ

વ્યભિચારી ભાવોનું નામ માત્રથીજ વર્ણન કરવું એ રસ દોષ છે. એ જગોએ આ રીતે હોત તો સુંદર દેખાત;—જેમ,—

स्वामीनुं मुख जोइने नम्र (लज्जा नम्रताथी समजाय छे), हाथीनुं चर्म जोईने अरधी मीचेली, सापने जोईने धुजती, अमृत झरता चंद्रने जोईने पलकारा राहित, गंगाने जोईने बन्ने भमरो एकठी थती एवी, अने खोपरी जोईने करमायली, एवी पार्वती-नी प्रथम शिवना समागम वखतनी दृष्टि तमारुं कल्याण करो.

આ સુધારેલા ઉદાહરણમાં લજ્જાદિક વ્યભિચારી ભાવને બદલે જે અનુભાવ મૂક્યા છે તેથી તે તે વ્યભિચારી ભાવની વ્યંજના થઇને રસોત્પત્તિ નિર્દોષ થાય છે.

એજ પ્રમાણે કોઇ રસનું નામ પ્રબંધમાં મૂકવું કે શૃંગારાદિ શબ્દ વડે વર્ણવવું તે પણ સ્વશબ્દ વાચ્યત્વ દોષ છે. જેમ—

## आर्या गीति.

काम देवना जयनी मंगळ शोभा रूपी निहाळी बाळा;
घन रस उपज्यो मनमां, जोतां तेना कटाक्षकेरा चाळा.

આ જગોએ ‘રસ’ શબ્દ મૂક્યો છે એ ‘રસનું સ્વશબ્દ વાચ્યત્વ’ નામે દોષ છે; ગીતિના ત્રીજા ચરણમાં “प्रीति मनोहर उपजी” એમ હોત તો તે નિર્દોષ થાત.

શૃંગારનું સ્વશબ્દ વાચ્યત્વ ઉદા.

## उपजाति.

अंग्रेज बाळा शुभ काम माळा,
काळा निमाळा शिरना निहाळ्या;
ते दीनथी ते फरी ना जणायो,
शृंगार केरा जळमां तणायो.

કોઈ અંગ્રેજતરૂણી સાથે લુબ્ધ થઈ જતા રહેલાનું આ વર્ણન છે. એમાં 'શૃંગાર' શબ્દ ગ્રહણ કરવારૂપ દોષ છે. "जे स्नेह केरी नदिमां तणायो" એમ હોત તો તે દોષ ઉપજત નહિ.

સ્થાયિનું સ્વશબ્દ વાચ્યત્વ ઉદા૦—

## वंशस्थ.

प्यारीतणा मोतनि वात सांभळी,
नेत्रेथी चाल्युं निर ना रह्युं खळी;
ए रीत तेने अतिशोक उपज्यो,
तेणे करीने घरबार ते तज्यो.

આ ઉદાહરણમાં 'શોક' એ કરૂણનો સ્થાયિ હોવાથી સ્થાયિનું સ્વશબ્દ વાચ્યત્વરૂપ દોષ એમાં છે. ત્યાં એમ હોત કે,

"मेळापनी आश तमाम तोडिने

चाल्यो विदेशे घरबार छोडिने."

તો દોષ ન ગણાત.

### २ विभावादिकनी कष्ट कल्पना.

જ્યાં અનુભાવ વગેરે સાહિત્ય ઉપરથી આલંબન કે ઉદ્દીપનરૂપ વિભાવનો નિશ્ચય થઇ શકતો ન હોય ત્યાં કષ્ટ કલ્પના કહેવાય છે, જેમ,

### उपजाति.

प्रीति तजे छे, मति वीसरे छे,
ते भान भूली सघळे भमे छे;
घडी घडी जाय पडी विचारे,
उपाय शो आदरवो अमारे?

આ ઉદાહરણમાં પ્રીતિ તજે છે, વગેરે અનુભાવ કહ્યા છે, પણ એ અનુભાવ ઉપજવાનો હેતુ શોક છે કે રતિ તે નિશ્ચય કરતાં કઠણ પડે છે; કેમકે એવાજ અનુભાવ કરૂણમાં પણ દેખાય છે માટે કામની રૂપ આલંબન વિભાવ અહીં કષ્ટે કરીને કલ્પાય છે. અને તેથી એમ વિભાવની કષ્ટ કલ્પનારૂપ દોષ છે. એજ રીતે અનુભાવ વગેરેની પણ કષ્ટકલ્પના સમજવી.

### प्रतिकूळ विभावादिकनुं ग्रहण.

જે રસનું વર્ણન કર્યું હોય તેથી વિરૂદ્ધ રસના વિભાવ વગેરે તેમાં વર્ણ્યા હોય ત્યારે આ દોષ ઉપજે છે. જેમ,

## ગદ્ય.

हे स्त्री प्रसन्न था; आनंद प्रकट कर; रोष छांड; आ मूकातां अंगमां अमृत सरखां तारां वचनरुप वारी छांट; सुखनुं निदान जे तारु मुख तेने लगार मारा सामे फेरव; हे मुग्धे ! जीवित काळरुप हरण दोडी गयुं ते पाछुं हाथमां आववानुं नथी.

આ ઉદાહરણમાં કવિને શૃંગાર વર્ણવવાનો ઇરાદો છે. પણ જીવિતનું અનિત્યત્વ પ્રતિપાદન તેણે છેવટે કર્યું છે; અનિત્યત્વ એ શાંત રસનો વિભાવ છે અને એથી પ્રકાશ થએલો નિર્વેદ શાંતનો સ્થાયિભાવ છે, તે આ શૃંગારમાં વ્યભિચારી ગણાયો છે તે પ્રતિકૂળ ગ્રહણ છે.

એજ પ્રમાણે 'પ્રતિકૂળ અનુભાવનું ગ્રહણ' એ પણ દોષછે જેમ,—

## चोपाइ.

प्रिय जन गुरुजन मध्य भराणो,
जोई त्रियानो जिव गभराणो.
ते थकी कामनिए परमार्यु,
छोडी सकळ वन जावा धार्युं.

અહીં સર્વસ્વ ત્યાગ અને વનગમન બે અનુભાવ છે અને તે શાંત રસના છે, માટે શૃંગારમાં પ્રતિકૂળ છે, એ દોષ.

## पुनःपुनर्दीप्ति.

ફરી ફરીને તેનો તે આવેશ પ્રકટ કરવો તેને પુનઃપુનર્દીપ્તિ

કહે છે. જેમ,—કામદેવને શિવે બાળી મૂકયો તે જોઇને રતિ વિલાપ કરવા લાગી. તેનું વર્ણન કરતાં કવિ કહે છે કે,–

## शिखरिणी

रडी छूटा केशे, विलपति पडी ते धरणीमां;
वदी वाणी शाणी, चुक मुज पडी शी करणीमां
अरे प्यारा ! मारा सुखरुपी मिनारा ! खरी पडयो–
भूमिमां ओचिंतो, विषमग्रह आते कुण नडयो !!

એ રીતે ઘણા વર્ણનથી પુષ્કળ કરૂણ રસની ધારા વેહેવરાવ્યા પછી કહે છે કે,–

दीठो प्यारा केरो प्रियतम सखा माधव यदा,
रडी बाळा छूटा मुखथी सहु लज्जा करी अदा;
कूटी छाती फाटी रूधिर नीकळ्युं तेथि न सरे,
निहाळी वा'लांने अधिक मनमां वेग पसरे.

આ જગોએ પ્રથમ પોતાના મૃત સ્વામિને જોઇને તેનું 'રડવું' વર્ણવ્યા પછી તેના સખાને જોઈને પાછું ફરીને 'રડવું' વર્ણવ્યું છે, એ પિષ્ટપેષણ જેવું હોવાથી પુનઃપુનર્દીપ્તિ નામે દોષ ઉપજે છે.

## अकान्डे प्रथन.

ન જોઈએ ત્યાં તે રસનું વર્ણન કરવું તેને અકાન્ડે પ્રથન કહે છે. જેમ વેણી સંહારમાં દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ તથા બીજા અનેક વીર મરા-

યાના વર્ણનની સાથે, તેજ વખતે, દુર્યોધન તથા તેની સ્ત્રી ભાનુમતિનો શૃંગવર્ણવ્યો છે તે ઘટતો નથી. માટે ન જોઈએ ત્યાં રસને વર્ણવવારૂપ દોષ એમાં છે. અથવા.–

## वंसततिलका.

गंधाय खाडि दुरगंध भरेलि जेवी,
स्वेदादि मेल थकि कामनि मानुं तेवी;
एवीज सर्व अबळा मनथी अकारी,
तुं तोय छे तरूणि प्राण समान प्यारी.

આ ઉદાહરણમાં શૃંગાર વર્ણવવો હતો તો પ્રથમના ત્રણ ચરણોમાં બીભત્સ નહોતો વર્ણવવો જોઈતો; પણ વર્ણવ્યો છે માટે 'અકાન્ડે પ્રથન' દોષ લાગે છે.

## अकान्डे छेद.

જ્યાં ન જોઇએ ત્યાં રસનો છેદ—જેમ, વીરચરિતમાં બીજા અંકમાં કંકણ મુક્ત કરવાને જાઉંછું એવી રાઘવની ઉક્તિમાં એ દોષ છે અથવા.–

## उपजाति.

प्यारी तणा ओठनुं पान पीने,
विनोदनी वात विषे पडीने,

निहाळि सामुं जरि हास्य कीधुं,

माळा धरिने हरि नाम लीधुं.

અહીં સંભોગ શૃંગારના વર્ણનમાં ભક્તિના વિષયનું વર્ણન કરી રસનો છેદ કર્યો છે તે દોષ છે.

## अंगनी अति विस्तृति.

અપ્રધાન અંગનું (પ્રાત નાયક વગેરેનું) અતિ વિસ્તારથી વર્ણન જેમ, હયગ્રીવ વધમાં હયગ્રીવનું અતિ વિસ્તારથી વર્ણન કરેલું છે તે દોષ છે. તેમજ રામાયણમાં રાવણનું અતિ વિસ્તારથી વર્ણન કરવું તે પણ એજ દોષ છે.

## अंगीनुं अननु संधान.

જેમ રત્નાવળી નાટકમાં બાભ્રવ્ય કંચુકી જે સગરિકાના બાપને ઘેરથીજ આવેલો હતો તે વિષે સગરિકાની વિસ્મૃતિ એ અનનુસધાન દોષ છે.

## प्रकृतिनो विपयर्य.

નાયકની પ્રકૃતિ ત્રણ પ્રકારની છે. દિવ્ય, અદિવ્ય, અને દિવ્યાદિવ્ય ઇંદ્રાદિક એ દિવ્ય પ્રકૃતિ છે, દુષ્યંત, માધવ, વત્સરાજ, વગેરે અદિવ્ય પ્રકૃતિઓ છે; અને રામ, કૃષ્ણ, આદિક દિવ્યાદિવ્ય પ્રકૃતિઓ જાણવી. એ પ્રકૃતિઓવાળા નાયકમાં વીર, રૌદ્ર, શૃંગાર અને શાંત રસ મુખ્યત્વે કરીને વર્ણાય છે, હવે તે નાયક પાછા ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધી-

રપ્રશાંત, અને ધીરલલિત એમ ચાર જાતના હોય છે. તેમાં વળી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ભેદ હોય છે. એમ છત્રીશ પ્રકારની નાયકની પ્રકૃતિઓ હોય છે. તેમાંથી જે પ્રકૃતિ હોય તેને છોડીને ઉલટી પ્રકૃતિનું વર્ણન કરવું તેને પ્રકૃતિનો વિપર્યય કહે છે. રતિ, હાસ, શોક, અદ્ભૂત એ ભાવ અદિવ્ય ઉત્તમ પ્રકૃતિમાં વર્ણાય છે. પરંતુ સંભોગ શૃંગારરૂપ રતિ તેમની ન વર્ણવવી. કેમકે તે તો માતાપિતાનો સંભોગ શૃંગાર વર્ણવ્યા જેવું છે, માટે અત્યંત અઘટિત છે.

"હે મહારાજ! ક્રોધ શમાવો, શમાવો; એમ આકાશમાં દેવો બોલે છે એટલામાં તો શિવના નેત્રમાંથી નીકળેલા અગ્નિએ કામને બાળીને ભસ્મ કરી નાખ્યો." આ ઉદાહરણમાં કહેલો ક્રોધ સદ્યઃ ફળ આપનારો છે, તે દિવ્ય પકૃતિમાં છે, માટેજ ઠીક શોભે છે. એજ પ્રમાણે સ્વર્ગમાં, પાતાળમાં, કે આકાશ વગેરેમાં ગમન, સમુદ્ર ઉલ્લંઘન કરી જવો, પર્વત ઉપાડવો, વગેરે ઉત્સાહ તે દિવ્યમાંજ સંભવે. અદિવ્ય પ્રકૃતિમાં તો જેટલું સંભવિત લાગે તેટલું કે પુરાણાદિકમાં વર્ણ્યું હોય કે પ્રસિદ્ધ હોય તેટલુંજ સંભવે. અધિક હોય તો તેમાં અસત્યનો ભાસ થવાથી "નાયકની પેઠે આચરણ કરવું પણ પ્રતિનાયકની પેઠે આચરણ કરવું નહિ" એવો જે કાવ્યાદિકનો મોટો ઉપદેશ હોય છે તેનો ક્રમ જતો રહે છે. દિવ્યાદિવ્ય પ્રકૃતિના નાયકનું બન્ને રીતે વર્ણન થાય. દિવ્યાદિકની પેઠે ધીરોદાત્તાદિકના પણ વિપરીત વર્ણનને વિપર્યય દોષ કહે છે જેમ, રામ એ ધીરોદાત્ત પ્રકૃતિ છે તેનું ધીરોદ્ધતની પેઠે કપટથી વાલિનો વધ કરવા વિષે વર્ણન એ વિપર્યય છે. એજ પ્રમાણે

શ, કાળ, વય, જાતિ, વેષ અને વ્યવહારને ઘટે તેવું વર્ણન ન કરતાં તેથી ઉલટું વર્ણવ્યું હોય ત્યાં પણ વિપર્યય દોષ સમજવો.

## अनुचित वर्णन.

રસને ઉપકારક ન હોય તેવા અંગનું વર્ણન તે અનુચિત અથવા અનંગ વર્ણન કહેવાય છે. મતલબ કે જે વર્ણન કરવાથી રસને કોઇ ફાયદો થતો ન હોય કે જે વર્ણન કાઢી નાખવાથી રસને કાંઈ હાનિ થતી ન હોય તેવું વર્ણન એ 'અનંગ વર્ણન' નામે રસ દોષ છે. જેમ, શાંત રસનું વર્ણન કરતાં કોઇ કવિ કહે છે કે.

### उपजाति.

आ आगगाडी, बहु पा'ड फाडी,
अपार झाडी, वननी उजाडी;
घशी अगाडी, तजि खाड खाडी,
एनी पछाडी, शुभ एक वाडी.
एकांतमां त्यां शिवजी बिराजे,
प्रपंचनो लेश ज्यहां न छाजे;
ज्यां लोभ कामादि विकार लाजे,
त्यां तुं जईने जळतीर्थ ना'जे.
विरामजे श्री हरिने जपीने,
ज्ञानामृताब्धिथकि पान पीने;

समग्र संसार अनित्य जाणी,
हरे ! हरे ! एम उचार वाणी.

આમાં આગગાડીનું વર્ણન રસને ઉપકારક નથી માટે 'અનંગનું વર્ણન' છે એ દોષ છે.

## नायकना कोप आदिकनुं वर्णन.

નાયિકાના પાદ પ્રહાર આદિ વર્ણવ્યાં પછી તેથી નાયકનો કોપ વર્ણવવો એ પણ અનુચિત વર્ણનરૂપ દોષ છે. કેમકે તેથી પણ રસ ભંગ થાય છે. જેમ,—

### मंदाक्रांता.

जाओ जाओ, जगतपर छे कामनि कैंक क्रोड,
शुं आवो छो मलिन मुखथी हारिने ते शुं होड.
एवी रीते वचन कडवां कामनीनां सुणीने,
रातां कीधां नयन पियुए झाळ लागी गुणीने.

પર સ્ત્રી સાથે વિનોદ કરી આવેલા સ્વામિ પ્રત્યે આ તેની ખંડિતા નાયકાનાં માનનાં વચન છે. તે સાંભળીને સ્વામિનાં રાતાં નયન થયાં ઇત્યાદિથી તેનો કોપ વર્ણવ્યો છે તે દોષ છે. કેમકે તે વખતે સ્વકીયાને પ્રસન્ન કરવાથીજ પ્રીતી ખીલે છે માટે તેમ ન કરતાં પ્રીતિ નાશક ઉપાય ક્રોધ યોજ્યો છે એથી રસનો ભંગ થાય છે.

## रसनी परस्पर विरुद्धता.

જ્યારે હાસ સ્થાયિભાવનું પોષણ કરીને કવિ વર્ણન કરતો હોય તે વખતે તેમાં ભયનું વર્ણન ભેગું કર્યું હોય તો હાસ ઉપજાવવામાં તેથી અટકાવ થાય છે. તથા કરૂણાના પ્રસંગમાં હાસનું વર્ણન હોય તો તે પણ અજુક્ત દેખાય, એ આપણે સાબિત કર્યા વિના પણ જાણી શકીએ છીએ. મનુષ્યના મનની વિરૂદ્ધ વાસનાઓ જે એક બીજાને પુષ્ટિ કરતી નથી પણ એક બીજાનો નાશ કરે છે તેનું વર્ણન એકઠ કરવાથી રસ ભંગ થાય છે. માટે રસનો પરસ્પર વિરોધ આવે એવું વર્ણન કરવું એ પણ રસ દોષ છે. કયા રસ સાથે કયા રસ મૂકવાથી વિરોધ દોષ ઉપજે છે તે નીચે બતાવ્યું છે.

શૃંગાર—કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક અને બીભત્સ એ પાંચની સાથે વિરોધી છે.

કરૂણ—ભયાનક તથા હાસ્ય સાથે વિરોધી છે.

રૌદ્ર—હાસ્ય, શૃંગાર તથા ભયાનક સાથે વિરોધી છે.

વીર—ભયાનક અને શાન્ત સાથે વિરોધી છે.

ભયાનક—શૃંગાર, વીર; રૌદ્ર, હાસ્ય, અને શાન્ત સાથે વિરોધી છે.

શાન્ત—વીર શૃંગાર, રૌદ્ર, હાસ્ય, અને ભયાનક સાથે વિરોધી છે.

બીભત્સ—શૃંગાર સાથે વિરોધી છે.

કેવું વર્ણન હોય તો રસનો વિરોધ વર્ણાયો જાણવો તે સમજાવવા માટે નીચે એક ઉદાહરણ લખ્યુ છે. જેમ કોઇ રીસાયલી સ્ત્રીને મના-

વવા માટે તેનો સ્વામિ સરપ! સરપ! કહીને તેને ચોંકાવે છે એટલામાં ખરેખરો સર્પ નીકળવાનું વર્ણન કરીને કવિએ ભય ઉપજાવી શૃંગારને અંતર્ધાન કર્યો છે;—

### मालिनी छंद.

हाठिलि हठ न छोडे के न बोलावी बोले,
पति तणि विनतीने ते गणे तूल तोले,
समजि मन विचारी घाट नाथे उठाव्यो,
सरप! सरप! बोली मे'ल आखो गजाव्यो.

### वंशस्थ.

एवे पडयो सर्प दिठो अवासमां,
चोंकी त्रिया ते निरखी निशा समो;
मनुष्य देखी मन भ्रांति धारिने,
ऊंची करी डोक फणा पसारिने;

### उपजाति.

लांबो थईने करि फूंफवाटो, धस्यो अगाडी धरिने झपाटो;
मुखेथी छोडी अति झेरज्वाळा, ते जोइ नाठी भयभीत बाळा.

એમાં માન વિપ્રલંભ અને ભયાનક સાથે વર્ણવેલા રસ પરસ્પર

વિરોધી છે માટે દોષ છે.

ઉપર રસના દોષ બતાવ્યા છે ખરા, પરંતુ તેની ઘટિત યોજના કરી હોય તો તે વખતે ગુણરૂપ પણ થાય છે. જેમ વ્યભિચારીભાવના નામ વગેરેથી વર્ણન કરવું એ દોષ છે એમ પાછળ કહ્યું છે, પરંતુ જ્યાં અનુભાવ વગેરેથી ભાવની સ્પષ્ટતા ન થતી હોય અને ભાવનું નામ મૂકવાથી રસનું પોષણ થતું હોય તો ત્યાં તે નામ દોષરૂપ થતું નથી.

રસથી વિરૂદ્ધ સંચારી ભાવ, અનુભાવ કે વિભાવનું વર્ણન કરવું એ દોષ છે, તેમ છતાં, તેવું વર્ણન કરીને છેવટે તેનો બાધ કરી પ્રસ્તુત રસનુંજ પોષણ કર્યું હોય તો તે પણ દોષરૂપ થતું નથી. જેમ, પાછળ વિરૂદ્ધ ભાવોનું ઉદાહરણ આપ્યું છે ત્યાં લખ્યું છે કે "ચંદ્રનું કુળ ક્યાં અને આ અકાર્ય આત્મહત્યા ક્યાં ?" ઇત્યાદિમાં વિતર્કાદિ જે શાંતરસના ભાવ છે તે ઉપજ્યા છતાં પણ છેવટ ચિંતામાં પરિણામ આણી ઉપજેલા ભાવોનો ચિંતાભાવવડે બાધ કર્યો છે, તેથી પ્રસ્તુત રસનુંજ પોષણ થાય છે. એ રીતે વિતર્કાદિ વિરૂદ્ધભાવો આ જગોએ બાધ્ય હોવાથી દોષરૂપ નથી.



# ઉપસંહાર.

અત્યાર સુધી આપણે જોયું કે વિભાવ, અનુભાવ અને સંચારીભાવ એ ત્રણથી રત્યાદિ સ્થાયિભાવ વ્યક્ત થઈને રસપણાને પામે છે, અને તે સવાસનિક મનુષ્યોને પ્રતીત થાય છે. અથવા બીજી રીતે બોલીએ તો સ્થાયિભાવના વર્ણનમાં રસની વ્યંજના હોય છે અને તે સાહૃદય મનુષ્યો સમજીને આનંદ પામે છે. રસ ચિત્તને ચમત્કાર આપે છે. કોઈ કવિ કહે છે કે રસમાં ચમત્કાર એ સારરૂપ છે; અને ચમત્કાર સારરૂપ છે માટે રસ અદ્ભુત છે; અને અદ્ભૂત છે તો એ રસજ સર્વોત્તમ છે. કરૂણાઆદિકમાં પણ એ ચમત્કારજ આનંદ આપે છે. ચિત્તના દ્રવવાથી અશ્રુપાત થાય છે એ આપણે પૂર્વે કહ્યું છે, અને તેથી સચિત્ત મનુષ્યોને રસાસ્વાદ મળે છે. રસશાસ્ત્રીઓ નિર્વાસનિક મનુષ્યોને સભામાં થાંભલા સરખા ગણે છે. વિભાવાદિક સામગ્રીથી શ્રોતાપણુ તદ્રુપ થઈ જાય છે; કેમકે મનુષ્યના સ્વાભાવિક ગુણોની જ્યાં વ્યંજના થવા લાગી ત્યારે તે ગુણો જેનામાં છે તે જાગૃત થયા વિના રહેજ નહિં. સાધારણપણાના અભિમાનથી ઉત્સાહાદિક જાગૃત થાય છે. પ્રથમ તો રતિઆદિક સાધારણપણે પ્રતીત થાય છે. અને તેજ પ્રમાણે ભાવાદિક પણ સાધારણપણે પ્રતિત થાય છે. પણ પછી તલિનતા થવાથી સ્વપર ભેદ જતો રહે છે.

રસ વિષે કહેતાં સાહિત્યકાર કહે છે કે સત્વગુણના આધિક્યથી અખંડ, સ્વપ્રકાશાનંદ રૂપ, ચિન્મય રસનો આસ્વાદ (અનુભવ) તેના પ્ર-

માતાને—જાણનારને કે અનુભવનારને મળે છે. એ આનંદ કેવો છે? બીજાં લૌકીક જ્ઞાનનો તેમાં સ્પર્શ નથી; બ્રહ્માસ્વાદના જેવોજ તે છે; અને લોકોત્તર (અલૌકિક) ચમત્કારનો તે પ્રાણરૂપ છે. રસનો સ્વાદ લેવાય છે એવું તો માત્ર જગતમાં કહેવાય છે; ખરૂં જોતાં તો રસની વ્યંજનાનું ભાન થાય છે.

કરૂણાઆદિકમાં પણ જે પરમ આનંદ થાય છે તે સહૃદય જનોને અનુભૂત છે. માટે તેમનો અનુભવજ અહીં પ્રમાણ ગણીએ છીએ. જો તેમાં દુ:ખ હોત તો તેની કોઈ ઉત્કંઠા રાખત નહિ, તેમ રામાયણાદિક કાવ્ય દુ:ખનાં હેતુ થઇ પડત. લોક વ્યવહારમાં તો શોક અને હર્ષ આદિકના હેતુઓ થકી શોક અને હર્ષ થાય. પણ, કાવ્યને સંબંધે જોઈએ તો તેમાં તેમ નથી; પણ અલૌકિક વિભાવપણાને પામેલા રાવણાદિકથી દુ:ખ કે રામાદિકથી સુખ થતું નથી, પણ સામટે મેળે સુખજ થાય છે એમ કહેતાં હરકત નથી.

કાવ્યાદિકથી સર્વને સમાન રસાસ્વાદ મળતો નથી, પણ મનની રત્યાદિ વાસનાના પ્રમાણમાં તે આસ્વાદ મળે છે.

વિભાવાદિકના નામથી જે વ્યાપાર કરવામાં આવે છે તે સાધારણ કૃતિ છે. એ સાધારણ કૃતિના પ્રભાવથી +પ્રમાતા જેણે, સમુદ્રોલ્લંઘનાદિ કામ કર્યાં છે તેની સાથે પોતાને અભેદપણે માને અને એજ સાધારણપણાના અભિમાનથી ઉત્સાહાદિકનું જ્ઞાન થાય છે—ઉત્સાહાદિકમાં

+ પ્રમાણવડે પ્રમેયને જાણનાર તે પ્રમાતા.

પ્રમાતા જાગ્રત થાય છે; અને એજ પ્રમાણે રતિ આદિકભાવ પણ સામાન્યત: અભેદપ્રણે પ્રતીત થાય છે. રસાદિકમાં જે પરભાગ્યું છે તેને પ્રમાતા પરભાગ્યું માનતો નથી અને જે પોતાનું નથી તેને પોતાનું માને છે. એ રીતે પ્રમાતા રસાસ્વાદમાં વિભાવથી પોતાને નોખો ગણતો નથી. વિભાવના આદિક અલૌકિક વ્યાપારવાળા વિભાવને અલૌકિકત્વ એ દૂષણ નથી, પણ ભૂષણ છે. કેમકે જો લૌકિક હોત તો કરૂણાદિ રસાસ્વાદને બદલે દુ:ખ ઉપજત. રસ પ્રકટ થવામાં વિભાવ એ કારણ છે; અનુભાવ એ કાર્ય છે; અને સંચારિભાવ એ કાર્યને વિસ્તારનાર છે. એ પ્રમાણે કારણત્વ, કાર્યત્વ, અને સહકારિત્વવડે વિભાવ, અનુભાવ અને સંચારિભાવ રસ પ્રકટાવવામાં હેતુભૂત છે. વિભાવાદિક પ્રત્યેકભાવ પ્રથમ જૂદા જૂદા જણાય છે ત્યારે તે રસની ઉત્પત્તિના હેતુ છે; પણ જ્યારે બધા એકઠા થઇને સહૃદયના રસેંદ્રિયપર પડે છે ત્યારે તે રસરૂપ એકજ કાર્ય બને છે. જેમ ખાંડ, લોટ અને ઘી જૂદાં જૂદાં હોય ત્યારે લાડુનાં હેતુ છે; પણ તે એકઠાં મળવાથી જે કાર્ય થાય તે લાડુરૂપે મનુષ્યના રસેંદ્રિયને કોઇ જૂદોજ સ્વાદ આપેછે.

કોઈ વખત એમ થાય છે કે વિભાવાદિક ત્રણમાંથી એક કે બેનુંજ વર્ણન છતાં પણ રસોત્પત્તિ થાય છે. આમ થાય ત્યારે બાકીના ભાવ ઘટારત પ્રમાણે સમજી લેવામાં આવે છે, એટલે રસોત્પત્તિ કહેવાને બાધ આવતો નથી. જેમ માલવિકાની અભિલાષાવાળો અગ્નિમિત્ર માલવિકાનું વર્ણન કરે છે કે,—દીર્ઘ નેત્રવાળું શરદના ચંદ્ર સરખું એનું મુખ, ખભાથી નીચા બાહુ, ઘન તથા ઊંચાં સ્તનવાળી

સંક્ષિપ્ત છાતી, ઘસી કાઢેલાં હોય તેમ સ્વચ્છ બે પાસાં, મૂઠીમાં આવે એવડી કટિ, નિતંબવાળું જઘન, ઉંચી આંગળીઓ વાળા પગ, એ પ્રમાણે નૃત્ય કરનારાના મનની કલ્પનાજ જાણે હોય શું? તેવું એનું શરીર સરજ્યું છે!" આ ઉદાહરણમાં અગ્નિમિત્રની રતિનો આલંબન વિભાવ માલવિકા નાયિકા છે, અને શૃંગાર રસની બીજી સામગ્રી નથી, તોપણ ઔત્સુક્ય આદિ સંચારી ભાવ, અને નેત્રવિકાસ આદિ અનુભાવ આ જગોએ ઘટેજ છે, માટે શંગાર રસોત્પત્તિ કહેવાને હરકત નથી.

અનુકરણ (નકલ) કરનારની રતિ આદિકનું પ્રકટવું એ રસ નથી; કેમકે જે રતિનું તે અનુકરણ કરે છે તે પરિમિત છે, લૌકિક છે, અને કાવ્ય નાટકમાં જોવામાં આવે છે માટે + સાંતરાય છે; અને રસોત્પત્તિ માટે તો અપરિમિત, અલૌકિક, તથા અંતરાય વિનાની (એટલે જાથુક) રતિ આદિકનું પ્રકટવું જોઇએ. માટે વેષ લેનારને રત્યાદિ રસરૂપે ફળતાં નથી. શિક્ષા તથા અભ્યાસ વગેરેથી રામ આદિકના સમાન રૂપ નટ ધારે, તથાપિ રસાસ્વાદ તેને પ્રાપ્ત ન થાય. કાવ્યાર્થની ભાવના વડે તો એ પણ એક સભાસદ તરિકે રસાસ્વાદ મેળવી શકે. રસ જ્ઞાપ્ય (એટલે પેહેલાં ન જાણવામાં આવેલો તે હવે જણવવા યોગ્ય છે,

---

+ તે રતિ નટમાં નાટક સમયે જોવામાં આવે છે, પણ બીજી વખતે જોવામાં આવતી નથી માટે તે નિરંતર નથી પણ અંતરાયવાળી છે.

એવો) નથી; કેમકે તે ઘડાની પેઠે, હોવા છતાં અજ્ઞાત રહે તેવો નથી, પણ જે **હોય** તો તે જાણવામાં પણ હોયજ, એવો તે છે. મતલબ કે પૂર્વે કહ્યું તેમ સદ્રુપ તથા આનંદ રૂપ છે. રસ કાર્ય નથી; કેમકે વિ-ભાવાદિકના સમુદાયનો આલંબન રૂપ છે. જો રસ કાર્યરૂપ હોય તો વિભાવાદિનું જ્ઞાન તે રસ કાર્યનું કારણ થાય. અને કાર્ય થયા પછી કા-રણ તેમાં લીન થવાથી કારણ તથા કાર્યનું એકે કાળે જ્ઞાન થતું નથી. ચંદનના સ્પર્શનુ (કારણનુ) જ્ઞાન તથા તેથી ઉપજતા સુખનું (કાર્યનું) જ્ઞાન એકે કાળે થતુંજ નથી. પણ આપણને તો રસ તથા વિભાવાદિ સર્વેનું જ્ઞાન થાય છે માટે રસ કાર્ય નથી. રસ નિત્ય નથી; કેમકે પૂર્વે રસ જાણવામાં હતો પણ હમણા જોવામાં નથી આવતો એ૦ વ્ય-વહાર ચાલે છે. જ્યારે રસનો સંવેદન (જાણવાનો) કાળ નથી હોતો ત્યારે **તેનો** ભાવ (ઉત્પત્તિ) પણ નથી હોતો, માટે રસ નિત્ય નથી. સ-**હૃદય** (હૃદય—લાગણી વાળા) મનુષ્યોને વિભાવાદિકનું જૂદું જૂદું જ્ઞાન થાય છે તથા પરમ આનંદમયપણે તેનું (રસનું) યથાર્થ જ્ઞાન થાય છે માટે રસનું નિર્વિકલ્પક (કલ્પનામાં ન આવે એવું) જ્ઞાન થાય છે એમ કહેવાય નહિ. તેમજ જે પદાર્થ સવિકલ્પક (કલ્પનામાં આવે એ-વા) જ્ઞાનથી જાણવામાં આવે એવા હોય તેજ પદાર્થો વાણીવડે બોલી શકાય છે; પણ રસતો તેવો પણ નથી, એટલે રસનું સવિકલ્પ જ્ઞાન થાય છે એમ પણ નથી. સાક્ષાત્કારતા રસની થાય છે માટે તે પરોક્ષ નથી; તેમ શબ્દથી તે ઉપજે છે માટે પ્રત્યક્ષ પણ નથી. આ રીતે રસ કાર્ય નથી, જ્ઞાપ્ય નથી, સવિકલ્પક નથી, નિર્વિકલ્પ નથી, પ્રત્યક્ષ

નથી કે પરોક્ષ (અપ્રત્યક્ષ) નથી; ત્યારે રસ કેવો છે? રસશાસ્ત્રીઓ એને અલૌકિક કહે છે. માત્ર સહૃદય (સવાસનિક) મનુષ્યોના અનુભવવામાં તે આવે છે, અને તેને જાણનારાનો એ અનુભવ એજ રસના અસ્તિત્વનું પ્રમાણ છે. રસ ઉપજતો નથી એમ તમે કહો છો ત્યારે વિભાવ, અનુભાવ, આદિકથી તેની નિષ્પત્તિ ભરતાદિકે કેમ કહેલી છે? એના સમાધાનમાં સમજવું કે રસની તો નિષ્પત્તિ માનેલી નથી, પણ રસના ચર્વણની નિષ્પત્તિ માનેલી છે. અને ચર્વણ એ કાર્ય છે, માટે તેની નિષ્પત્તિ કેહેતાં બાધ નથી. એજ રીતે રસ અવાચ્ય છે, અલક્ષ્ય છે, વગેરે સર્વ આ સ્થળમાં પ્રતિપાદન કરતાં વિસ્તાર થાય માટે આદિગ્દર્શન કરાવી રસ અખંડ અને સ્વપ્રકાશ છે એટલુંજ માત્ર કહીને બસ કરીએ છીએ. રત્યાદિના તાદાત્મ્યપણાને લીધે તે સ્વપ્રકાશ છે તથા વિભાવાદિ સર્વે એક થયાથી ખંડત્વ મટી જઇને અખંડત્વપણે રસ સ્ફુરે છે.

રસ શાસ્ત્ર જેવા ગહન વિષયનું પરિપૂર્ણ નિરૂપણ કરવું આ નાના નિબંધમાં બને નહિ માટે બહુધા ઉપયોગી ઉપયોગી વિષય ગ્રહણ કરી કાંઇક તે સંબંધમાં વિવેચન કરેલું છે. માટે તેમાં કાંઇ ઓછુંવત્તું કે ભૂલચૂક હોય તો વિદ્વાનોએ સુધારી લેઇ ક્ષમા કરવી એવી મારી તેમને પ્રાર્થના છે.



**मनहर छंद.**

राधाशु शृंगार अने हास्य गोप वृंद साथ

गोपीना वियोगथी करुण उपजाव्यो छे;
वीर काळ नाग साथ, कंस साथ रौद्र, अने–
जरासंघ थकी नाशी भय समजाव्यो छे;
अघ–देह फाडीने बीभत्स, तेम अद्‌भुत–
गोवर्धन तोळी अने जगने जणाव्यो छे;
पांडवने पाळी वत्स, यादव संहारी शांत,
कृष्ण देवे पूर्ण रसग्रंथ आ भणाव्यो छे! १
मत्स्य छो के वत्स[1]? अने कूर्म छो के हास[2]? छो
वराह के बीभत्स[3]? के नृसिंह छो के भय[4] छो?
वामन के अद्‌भुत[5]? पर्शुराम छो के वीर[6]?
राम के करुण[7]? कृष्ण के शृंगारमय[8] छो?
बुद्ध छो के शांत[9] रस? कल्की छो के रौद्ररस[10]?

૧ વેદોનું પાલન કરવાવડે. ૨ કૂર્મની બેડોળ આકૃતિવડે. ૩ વરાહના ગંદા સ્વભાવવડે. ૪ નૃસિંહની બિહામણી આકૃતિવડે ૫ વામન વામનસ્વરૂપ હોઈને લઘુ પગલાંમાં ત્રણ લોક આક્રાંત કરવા રુપ અદ્‌ભુત કર્મવડે. ૬ નક્ષત્રિયના સંબંધમાં ૭ સીતા ત્યાગના સંબંધમાં ૮ રાસક્રીડાના સંબંધમાં ૯ વીતરાગત્વ સંબંધમાં ૧૦ મ્લેચ્છ નાશના સંબંધમાં

देव केरा देव के अखंड रसमय छो?
कोण छो कृपाळ तमे? योगीने अगम्य छो के–
सर्वथा कविजनोना रसना विषय छो? २

## वसंततिलका.

पूर्वे कवीश्वर धुरंधर थै गया छे,
जेणे अनेक रसग्रंथ रुडा कह्या छे;
जे तेमणे रससुधा गणि संघर्यु छे,
तेमांथि आ रसनिरूपण में कर्युं छे. ३
आ शास्त्र छे गहन हुं मतिमंद तोय,
विस्तारवा विषयने अभिलाष होय;
ते आ स्वभाव जननो मनमां धरीने,
श्रोता कृतार्थ बनजो गुण संघरीने. ४



# खलक खेल बावनी.

श्लोक.

क्षणं बालो भूत्वा क्षणमपियुवा काम रसिकः
क्षणंवित्तैर्हीनः क्षणमपिच संपूर्ण विभवः ॥
जराजीर्णै रंगैर्नटइवमषीमण्डिततनु ।
र्नटः संसारान्ते विशतियम धानी जवनिकाम् ॥ १ ॥

सने १८८९. संवत् १९४५

# खलक खेल बावनी.

## * कवित.

### मंगळाचरण.

**सर्वलघु ( वज्रवर्ण. )**

અશરણ શરણ જગત કરણ હરણ,
×ધરણ ધરણ અવરણ અજર અમર;
જળદ પવન જળ સકળ જન અરથ,
સરજણ હર ધન! ધન! ધન! નરવર;
અકરણ કરણ અકથ પથ અગમ,-
નગમ ગત અકળ સતત જન મન હર;
સરવ ભવન ભર ખળ દળણ અજય,
જય જગત જનક નમન અઘ હર હર. 1

### असंतोष.

ખલક નિયંતા! રચ્યો ખલકનો ખેલ ખુદ,

* મનહર, અને ઘનાક્ષરી, એ બંને છંદોને ભાષામાં કવિત કહે છે.
× ધરણ=પૃથ્વી ને ધરણ=ધારણ કરનાર.

ખામી નથી કાંઇ અને ખામીઓ દેખાય છે;
સત્યને અસત્યની પ્રત્યક્ષ ન નિશાની કશી,
તે થકી અનેક લોક ભ્રાંતિમાં કુટાય છે;

અનુમાન કરવાને મતિ આપી છે તથાપી,
કોઇ સમે અનુમાન ખરૂં ખોટું થાય છે;
વિશ્વના વિહારી! ધારી સારી સજી જુગતીતેં,
ઘણો જે વિચાર કરે તે ઘણું ધૂંચાય છે. ૨

## पुन:

ગુલાબ કુસુમ રંગ ઢંગ સંગ સુવાસિત—
સરજ્યું, તથાપિ એમાં કંટકનો દોષ છે;
રસીક બનીને કરે રસીક જનોનાં મન—
રંજન, એવી જે રામારત્ન દોષ‡કોષ છે;
દાતા નીરધન, ધની મુરખ +મહિમાં જુઓ,
પંડિતો દરીદ્રિ આતે કેવો અફસોસ છે?
ખલકમાં ખેલો, અનુભવ લૈ વિચાર કરો,
શાણા જુઓ શોધી બધે શી વાતે સંતોષ છે? ૩

‡ ભંડાર.

+ પૃથ્વીમાં.

## પોતાને પોતાનુંજ પ્રિય.

લંપટનું લક્ષ એ કે લંપટ જગત થાય,
કહે કોણ કોણને જે આ તે બગડેલશો ?
+મદ્યપી વિમાસે મન મદ્યપી સરવ બને,
મદ્ય નિંદનાર રૂપી મહી માંહે મેલશો ?
ૐવીર્યહીન શોચે સહુ વિશ્વ વીર્યહીન થાય,
રસ શૂન્ય શોચે ૧રસા મધ્ય ૨કેલી કેલશો?
જન સહુને જણાય મારા જેવું જગત થાય-
તો સારૂ ગણાય, આ તે ખલકમાં ખેલશો!!! ૪

### પુનः

કોઇ જૂઠ જારી કરી છળે બળે ધન હરી-
જાણે કે ન જાવું મરી, હું હીરો. મલકનો;
કોઇ રાગ રંગ મસ્ત. ૩હાર પાન સર્વ વસ્ત,
એશમાં દિન સમસ્ત શોખીલો ૪અલકનો-
કોઇ જોગ જાગ ચહે વ્રત કરી દેહ દહે,
માની મગરૂર રહે આશરો અલખનો;

---

+ દારૂપીનાર. ૐ નિસ્તેજ-નિર્માલ્ય. ૧ પૃથ્વી. ૨ રસક્રીડા. ૩ ફુલનાહાર તથા પાન. અથવા હાર=ખાવું. પાન=પીવું-૪ શીરકેશની લટ.

મનના માન્યા વિચાર ફાવ્યું તેમાં માન્યો સાર,
અન્યને કહે ગમાર, ખેલ આ ખલકનો ! ! ! ૫

## आपकी जात चमार और दुसरेकु ओड!!!

[1]પુંશ્ચલી પોકારી કહે જગતમાં ઘેર ઘેર,
જુવતીઓ આ સમે જરૂર થઇ જારણી;
કથરોટ કુંડાને કે 'તારૂં મોહું પોળું' ઘણું,
એરણ કે' વેલણનો માર ખાય આડણી; !
ઊંટ કે' હાથીને તું—માં ખોડ તારી શુંઢ વાંકી,
વાડ કહે વેલ તું પંથીને દુઃખ કારિણી;
જોજોરે તમાસો ! ખેલ ખાસો આ ખલક વિષે,
કોડે કોડે [2]કર્વડાનાં છિદ્ર ખોળે ચારણી ? ૬

## જગતની જીભ.

અર્થ સાધનાર જનને જગત લોભી કહે,
સંતોષી, દરિદ્રી અને નમાલો લેખાય છે;
ઉદાર જનને ગણે ઉડાઉમાં લોક અને—
સંચી જાણનાર જન કંજુસ કે'વાય છે;
તદબીર તાકનારને ખલક પાપી કહે,
સાધે પરમાર્થ હીનવીર્ય તે દેખાય છે;

---

૧ વ્યભિચારણી. ૨ ઝારી જેવો લોટો.

જોજોરે તમાસો ખેલ ખાસો આ ખલક વિષે,
જીવતાં ન જશ કોથી જગમાં લેવાય છે? ૭

## पुनः

હાથનું ઉશીકું કરી દિગંબર સૂતા કોઈ,
તેણી વાટે જુવતિઓ જળ ઘાટે જાય છે;
[1]સ્વામીને સુતેલા જોઇ બોલી એક બાળા, જુઓ-
સંન્યાશી થૈ સુખ ઉશીસાનું ચિત્તે ચાહ્ય છે;
સાંભળી સ્વામીએ હાથ ઓશીંકેથી કાઢી લીધો,
વળતાં બોલી કે આતો રીસાળ જણાય છે?
જ્ઞાનીએ વિચારી [2]ગુંજ જગત જીતાય કેમ,
આકાશ દોહીને ખીર કોણથી ખવાય છે? ૮

## प्रायः निश्चय.

ઢોંગ માટે ધૂર્ત કરે વાતો વડી વડી પણ,
[3]પાંચ ચોર સાથે જીતે એવો કો શૂરો નથી;
બૂરો બૂરો કહે લોકો હાજી હાજી કહે ઘણા,
હું છું બૂરો એમ માને એવો કો બૂરો નથી;
[4]પદમા વશીજે ઘેર લક્ષ વાતે લીલા લ્હેર,

૧ પરમહંસ. ૨ ગૂઝ=ગુહ્ય, બારીક વિચાર. ૩ કામ ક્રોધાદિક ૪ લક્ષ્મી.

તોય કોય પદ્માએ જગમાં પૂરો નથી;
જોજોરે તમાસો ખેલ ખાસો આ ખલક વિષે,
[1]અંધારાની વેંચેલીથી એકે અધૂરો નથી! ૯

## पुनः ( हारप्रबंध )

લોભીને ન મળે જશ મન જર વશ જેનું,
ભજે કહી ×જેજે જર સાર તું સંસારમાં;
રસામાં મધુર વાણીના ઉચારનારને ન—
શત્રુ કોય થાય શયન કરે કરારમાં;
ખલકમાં સુખ ચખાતું નથી અદેખાથી, જે-
પરની [2]વિભૂતી જોઇ નીતિ ખુએ ખારમાં;
કામી* પ્રાકરમી ક્યાંથી લોક લાજ ત્યાગી—
"[3]છંદ લાગીયોરસીલી ઉર મનહર હારમાં." ૧૦

---

૧ અક્કલ. ×જય જય. ૨ વૈભવ. * પરાક્રમી. ૩ આ શ્લિષ્ટ પદ છે. એમાં એવી સૂચના છે કે મનને હરણ કરે એવા રસિલી સ્ત્રીઓના ઉરહારમાં જેનો છંદ (લત) લાગ્યો છે તે પરાક્રમી ક્યાંથી હોય? નજ હોય. કારણ પરાક્રમ વીરતામાં છે. ને વીર શૃંગારની' વિરોધતા છે. બીજો આશય એવો છે કે આ મનહર છંદ રસિલી રામાના હારમાં લાગ્યો છે (ચિત્તના હારમાં)

## લક્ષ્મી.

મેળવી વિશેષ વિદ્યા ભેળવીને જ્ઞાન, ગુણ-
કેળવી ગુણી થયા, ન હેળવી અનીતિને;
બાળવી જુવાની જોર, ચાળવી જોયા ઇલમો-
સાળવી સોનીના, શીખ્યા પાળવી પ્રતીતિને;
ધારવા જાણ્યા ધરમ, તારવા શીખ્યા અધમ,
મારવાને શીખ્યા મન, ડારવા કુપ્રીતીને;
પણ ન પ્રમાણે પંચ કંચન કમાયા ના તો-
[1]રંચ ન માને, ન શીખ્યા સંચનની રીતિને. ૧૧

## વળી.

જમાવે એ જંગલને શમાવેઅ મંગળને,
નમાવે [2]તિમંગળને જક્ત ગુણ ગાય છે;
મૂઢને પંડિત કરે ખરાને ખંડીત કરે,
દાનાને દંડીત કરે જો તે ચિત્તે ચાહ્ય છે;
કંકરનો [3]મેર કરે સસલાનો [4]શેર કરે,
પૃથ્વી ફારફેર કરે ધાર્યું એતું થાય છે;
ખલકમાં ખેલે ખેલ રાગ રંગ રેલા રેલ,
લક્ષ્મી વિણ [5]ઓદા બેલ જણતો જણાય છે. ૧૨

---

૧ જરા, લગીર. ૨ ઘણો જબરો. ૩ મેરૂ. ૪ વાઘ. ૫ ગળિયો બળદ.

## पुन.

વિષ્ણુ ગણે પ્યારી પણ પોતે પતિવ્રતા નહીં,
અમૃતની બે'ન પણ ઝેર ઝાઝું ઉરમાં;
*દયાળની દાસી પણ દયા લેશ દિલે નહીં,
શાંત સાગરની સુતા પણ મદ પૂરમાં;
કમળમાં વાસ પણ કાચી ન કઠોરતામાં,
ચતુરા ચપળ પણ રે' મૂઢ હજુરમાં,
જોજોરે તમાસો ગુણ વગરની ગાંડીએ'આ—
જગત ભમાવ્યું મદે મ્હાલે ચકચૂરમાં. ૧૩

## मोटानेज मान.

નાની નાની હોડીઓને સાગર ડુબાવે પણ,—
ઝાઝ મોટાં જાય માથે શાંત ત્યાં દેખાય છે;
પ્રબળ [૧]પાવકને જે [૨]સમીર સહાય થાય,
તેજ વાયુ લઘુ દીપનો અરી ગણાય છે;
ખાખ ચોળે તેને સહુ જન હસે ખાખી કહે,
તેજ [૩]ભસ્મ [૪]ભોળા તણું ભૂષણ ભણાય છે;
જોજોરે તમાસો ? ખેલ ખાસો આ ખલક વિષે
વિશ્વ આખું તરતાના તેજમાં તણાય છે. ૧૪

* વિષ્ણુ દયાળુ ગણાય છે. ૧ અગ્નિ. ૨ પવન. ૩ રખ્યા. ૪ મહાદેવ.

## पुनः

મુકુંદ મોરારી*સુણો, કહે રાધા પ્યારી, એક—
અરજ છે મારી, કહું હરી! હારી હારીને
૧ગિરી એક ધારી કરી લીલા ગિરધારી! તેથી—
ગિરિવરધારી કહે ખલક પોકારીને!!
વિશ્વના વિહારી તમે સૌ બ્રહ્માંડધારી, તેની—
ગણુતીને ×ત્યારી રમું ઊરોજાગ્ર ધારીને
પરાક્રમ ભારી મારૂં જુએ ન વિચારી, માન—
મોટાને દેનારી જોજે દુનિયાં ઠગારીને!!! ૧૫

## आश्चर्य.

૨પરજન્ય સમે તરૂ થાય રસપલ્લવિત,
જવાસાનું જાય શું? જે બળે રે' ૩બકાતમાં?
રવીના પ્રકાશથી ૪પાથોજ પ્રફુલ્લિત, તેથી—
પોયણીને શું? પતીત થાય રહી ૫પાથમાં;
રસિલા રસિલા મિત્રો મળી દીલ ખોલે તેથી—
દુર્જનનું જાય શું? જે દોષ દાખે વાતમાં;
જોજે રે તમાસો મારી પાડોશણ ચોથે ઘેર—
ચોખા છડે ને પડે ફફોલા મારા હાથમાં!!! ૧૬

---

૧ પર્વત. × નસ્વીકારીને. ૨ વરસાદ. ૩ બાકી. ૪ કલમ. ૫ પાણી.

## વળી.

જગતના રાયા તારી માયા તણી છાયા જોઈ,
થાય છે અપાર મોહ જાય મતી હારીને;
અમર ન રહ્યું કોઇ ને નથી રે'વાનું કોઇ,
વાત ન અજાણી, છે જાણીતી નર નારીને;
મોત માથે દેખે તોય ડરે ન કો કરણીથી,
આથી શો અચંબો બીજો જોવો ધારી ધારીને;
ચાર દીનું ચાંદરણું ચાતુરીથી સર્વે [1]ચવે
પણ મનથી ન મૂકે કોય મારી તારીને! ૧૭

## ચોરીનું ધાડે જાય.

વ્રજ ગોપરાણી લેઈ દુધ તણી દોણી, ચાલી—
વેચવાને, જાણી ઉણી પાણી પૂર્યું શાણીએ;
દામ કરી ખોટે ઠાઠે આવી જમુનાની વાટે,
પેઠી ન્હાવા માટે મૂકી ઘાટે દામ દોણી એ;
વાંદરે મટુકી ભાળી, ખાવા જાણી ઉંધી વાળી,
પડ્યા પૈસા મૂઠી વાળી, જોયું ત્યાં [2]સુજાણીએ;
હાં કહી હાંકતાં, નાંખી નાઠો [3]હરી કરી ન્યાય,
દૂધના દૂધમાં જાય, પાણીતણા પાણીએ. ૧૮

---

૧ બોલે. ૨ ચતુરાએ. ૩ વાનર.

## कळी [ वर्तमान ] काळ

પરનિંદા પ્યારી [1]જાણે, ગુણીગોષ્ટ ખારી જાણે,
પ્રેમને તો જારી જાણે, જાણ તે લેખાય છે!
સ્વારથમાં લીન રહે, દીન દ્રવ્ય લેવા ચહે,
જુઠ પંથે જોરે વહે [1]દક્ષ તે દેખાય છે;
આપને વખાણે આપે, બીજાનું થાપ્યું ઉથાપે,
ડરે નહિં પાપે, તે પ્રમાણીક ગણાય છે!
ઠેકડી ખોરા તે ગુણી, [2]દેવી તે જે બોલે ધૂણી,
કળીમાં કાળપ ઉગી કહો શી જણાય છે? ૧૯

## तथा ( नागशिशु प्रबंध. )

ડરે ન કો કરણીથી, પ્રીતિવણ પરણીથી,
ધર્મ ગયો ધરણીથી, જુઠના અવાજ છે;
બોલે હું છું વ્યંડલમાં, મ્હાલે નારી મંડળમાં,
મદીરા કમંડળમાં, સન્યાસીનો સાજ છે!
રાંડો મન રંજન જ્યાં, ભાંડો શોકભંજન જ્યાં,
[3]ગંડુ [4]અરિ ગંજન જ્યાં, રાજનો સમાજ છે;

---

૧ હુંશિયાર, ડાહયો. ૨ મતલબ કે સેવન કરવા યોગ્ય સરસ્વતી દેવી, બુદ્ધિ દેવી, લક્ષ્મી દેવી આદીક દેવીઓને બદલે આ સમામાં ધૂણનારી દેવીઓજ દેવીને નામે ઓળખાઈ પૂજાયછે. ૩ બાયલા. ૪ દુઃખને ટાળનાર યોદ્ધા.

પાણી ગયાં પંડિતનાં, માન ગયાં મંડિતનાં,
ખાખાં રહ્યાં ખંડિતનાં, કળીરાજ આજ છે!! ૨૦

## વળી.

સર્વેને સમાન દેખે, પાપ પુન્ય એક લેખે,
એવા સમદરશી તો આ સમે સોનાર છે!
મન-મેલ મુકી શુદ્ધ ચિત્તે સત્ય બોલે બોલે,
જન એવા કલાલની દુકાને અપાર છે!
મોટમને માન તજી કમળાપતીને ભજે,
આ સમામાં જુઓ ગણિકાઓ ઠાર ઠાર છે?
આજ મહારાજ કળીકાળતણા રાજ માંહે
લાજવંત [1]લજામણુનાં વૃક્ષ ટેકદાર છે!!! ૨૧

## ન મનાય.

[2]ગ્રહરાજ ગતી ચૂકે, સામટી સરીતા સૂકે,
મેરામણ માઝા મૂકે, એમ કોઇ કાળ થાય;
સોમ છાંડે જામનીને, મેઘ તજે દામનીને,
ત્યાગી ભજે ભામનીને, કસ્તુરીથી ગંધ જાય;
ઉલટી જો વહે ગંગ અંગને પામે અનંગ,
દેહ ધારી જો અભંગ થાય કદી તો મનાય;

---

૧ રીસામણીનું ઝાડ જેને અડકયે કરમાય છે તે. ૨ સૂર્ય.

પણ ન મનાય મન માનની તણું પવિત્ર,
ઉત્તર ન આમેશો કો; વાત 'યથાન્યાય' ન્યાય[૧] ૨૨

## શું પ્રમાણ ?

શ્વાન તણા ભસવાનું શું પ્રમાણ ? સૌને ભસે,
સારો કે નઠારો, હો કુઢંગમાં કે ઢંગમાં;
[૨]અમલીનું કાર્ય સિદ્ધ થવાતણું શું પ્રમાણ ?
[૩]અહોનીશ હોય એ તરંગમાં કે રંગમાં;
સારૂં સારૂં બોલનાર બોલે તેનું શું પ્રમાણ?
જાણ પડે આવે જો પ્રસંગમાં કે સંગમાં;
લંપટને લોભીયાની નિતિ તણું શું પ્રમાણ?
પ્રાણ પરોવાયલો અંનગમાં ને [૪]નંગમાં. ૨૩

## ભમકે ભૂલોમાં.

ઠાઠે ન જણાય ઠીક, ઠોઠ, કે ઠાકોર ઠગ,
ઠરેલા ઠરેલા દીઠા [૫]ઠામ બાળી ઠારતા;
મનુષ્યનું મન મનસૂબે મતિ પૂર પણ–
[૬]મસાલા વિના મિયાં મુઝાઇ મન મારતા;

૧ એનો કોઈ ઉત્તરજ ન આપશો; એ વાત તો 'યથાન્યાય છે' એમ કહેવું એજ ન્યાય છે. ૨ બંધાયણી કેફી ૩ રાતદિન. ૪ હીરા આદિક. ૫ બાળીને પાછા ઓલવી નાખનારા. ૬ સાધન.

ધારણાઓ ધારી ધારી ધરાય ન, ધોખો ધરે
ધારેલું ન થાય ત્યારે ગંભીરતા ધારતા;
સરવ પ્રકારે શોધો સૃષ્ટીમાં તો સાર જડે,
શક્તિહીન સાધુ, શામા કુરૂપ પતિવ્રતા— ૨૪

## तथा

કોયલને કાગ બંને સમાન જણાય પણ—
વસંતની વેળા આવે ત્યારે પરખાય છે.
સોનુંને પીતળ બંને સમાન જણાય પણ—
અગનીમાં આવે ત્યારે આપ ઓળખાયછે;
હીરાને બીલોર બંને સમાન જણાય પણ—
ઘણ તળે આવે ત્યારે કિમ્મત કળાય છે;
શૂરને કાયર માંહે ભેદ બીજો ભાળિયે ના,
સમશેર નિકળે ખરો ખોટો જણાય છે. ૨૫

## मुर्खना मननुं समाधान थाय नही.

રવીના પ્રકાશ તણું જ્ઞાન થવા ઘૂડને જો—
સો મનુષ મળી સમજાવે તોય વૃથા છે;
મંગળકારી પ્રભુનું નામ લેવા નાસ્તિકને
બુધ જનો ક્રોડ મળી કહે તોય વૃથા છે;
ગુરૂપણા યોગ્ય નથી એવા ગુરૂ ભલું તારૂં

શુકરશે [1]અજ કે' વે'મીને તોય વૃથા છે;
મંદમતીએ જે ઝાલી જક તેને છોડવાને-
સાતવાર સમજાવે શીવ તોય વૃથા છે. ૨૬

## खलकबाजी.

દુનિયાંની બાજી રહે નિરંતર તાજી તેમાં-
રમે થઇ રાજી, સહુ જીત થવા ચાહ્ય છે;
દૈવ રૂપી પાસા-આશા સોગઠી ને ફેરવે છે
શું જાણિએ ? સફળ અફળ અકળાય છે
ચાતુરી ન ચાલે, પડે પાસા તેમ ચાલે,-
મગરૂર તો ન મ્હાલે, એવી જુગતી જણાય છે;
જોજોરે તમાસો, ખેલ ખલકનો ખાસો,-
જડ જીતે પડે પાસો ને પ્રવીણ હારી જાય છે. ૨૭

## बे न रखाय.

મતલબ માથે બેઠી, લાજ બગલોમાં પેઠી,
એકને જો મૂકે હેઠી, કાજ તો સધાય છે;
ઝાલે મતલબને તો, લાજ કહે જો છું ચેતો,
લાજ લપેટે તો માથા વાળી પડી જાય છે;
જાળવવા જુકતી કર્યે, અર્થ તો એકે નસરે,

---

૧ બ્રહ્મદેવ.

ભેય રાખી રે'વા ચહે તે પછી પસ્તાય છે;
મતલબ સ્હાવા જાય લાજને લપાવા જાય-
એય જાય ઓય જાય હાય હાય થાય છે. ૨૮

## प्रायः सचराचर स्वार्थ.

વિભૂતિને ધારનારા નખને વધરનારા,
જટાને સુધારનારા જગમાં અનંત છે;
ઊંધે માથે ઝૂલનારા કેફે ભાન ભૂલનારા,
કષ્ટ ફંદે ફૂલનારા ઘણા વાણીવંત છે;
ખાવા હાથ પાત્ર જેને પૂંજી માત્ર ગાત્ર જેને,
વસ્ત્ર દિશામાત્ર જેને કાય એવા સંત છે;
પણ આશા-પાસ તોડી નિરાશા થએલા-
નથી જોયા, બાકી માનવંતા ઘણાય મહંત છે. ૨૯

## रसिकज रसने जाणे

રામ-રસ શ્રેષ્ટ સૌથી સરવ કહે છે પણ-
શુદ્ધબુદ્ધિ સંત વિના કોણ ઉર આણે છે;
રાગ સાંભળી રસિક શીશ સા હલાવે પણ-
હૃદય ઘાયલ વિના કોણ મઝા માણે છે?
સ્વકીયાનો શુદ્ધ પ્રેમ અને સ્વાદ કવિતાનો,
અનુભવ રસિક વગર કોણ નાણે છે?

સંયોગ વિયોગ સુખ દુઃખ સહુ અનુભવે,
પણ પ્રેમીતણું દીલ ખરી ખૂબી જાણે છે. ૩૦

## पुनः

[૧]જાુઠું ખાઇ ઝૂંપડામાં રેંનાર શું કરે—
મુખવાસને સુવાસને [૨]અવાસને [૩]ખવાસને;
વ્યંઢલ શું કરે રામા અંગ રંગ રાગ—
કોમળાશને લાલાશને વિલાસને ઉલ્લાસને;
શું કરે અરસિક શરદ ચંદ્ર કુમુદની—
કાશને આકાશને પ્રકાશને વિકાશને;
હ્રદયનો શૂન્ય કાવ્ય રસને શું કરે—
વર્ણવાસને સુપ્રાસને મિઠાશને ખટાશને. ૩૧

## अथ प्रेम.

જળચર ઘણા જળમધ્ય વસે સ્નેહે પણ—
સ્વચ્છ સ્નેહ મચ્છનો જે વિજોગ થતાં મરે;
ચંદ્ર ચાહ્ય સર્વે પણ ચકોરીનું ચ્હાવું જુદું,
જીવ જાય તોય ચક્ષુ ચોરી આડાં ના કરે;
પ્રિય સાૈને નાદ પણ પ્રેમ પાકો મૃગનો, જે—
[૪]હંસભક્ષી ફળ ભાળે તોય પાછો ના ફરે;

૧ એંઠું, ૨ મંદિર, ૩ નોકર. ૪ પ્રાણઘાતક તીરનું ફળ.

પ્રેમ પ્રેમ કહે સહુ પણ તેનો પંથ ન્યારો,
અજાણ્યા તો પ્રેમ કામ જોઈ હસે કે ડરે. ૩૨

## પુનઃ

બંધન સહે છે નાગ સાંભળી મધુર રાગ,
નથી સ્વાદ કે સરાગ ! પુછો કે શો સાર છેઃ
ચકોરના ખાંણુ આગ્ય મળ્યે માને મોટું ભાગ્ય,
શાણા શીખવો સોહાગ કો' ખોટો અહાર છે?
ચાતકને કો'કે વીર શા માટે ન પીએ નીર,
સ્વાતીમાં શું દીઠું હીર નવાણ અપાર છે;
શીક્ષા ઘો શાણા સજ્જન થાકશે બોલ્યે [1]રસન,
પણ જેથી માન્યું મન તેનો તે આધાર છે. ૩૩

## પુનઃ

વ્રજની વનિતા મળી રાધાને કે' તું શું રળી
ભોળી થૈ શું શાણી અલી! શામ તારો શામ છે;
સાંભળીને કહે રાધા અક્ષર ન બોલો આધા,
પ્રેમવ્રત બાધા મારે મનતો ઉદ્દામ છે;
મનતણી અટક ત્યાં ખટક કે ખામી કશી ?
લટક સલૂણી એનું રૂપ કોટી કામ છે;

---

૧ જીભ.

શામતા તો લાગે શ્વેત જોને પ્રેમનો સંકેત,
પ્રેમનું અનોખું હેત, પ્રેમને પ્રણામ છે. ૩૪

## વાક્ચાતુર્ય—જેવું બોલશો તેવુ સાંભળશો.

અલી [1]કાનતણો હાર તારી કોટે ક્યાંથી? તો કે'
કાનતણાં કુંડળને હારતો શોભે ગળે ?
[2]અધર તંબોળ રહ્યું ચુમનની પૂરે સાક્ષ,
સખી! ના [3]અધર કશું રહે બોલ્યે શું વળે!
મળ્યા ઘનસ્યામ આજ દીસે છે તને તો કે' શું—
[4]શામ ઘન આકાશેથી આવી શી રીતે મળે?
[5]માન પ્યારી, તો કે' નથી [6]માન મને આવ્યું સખી!
ખલક રીતી કે જેવું પૂછે તેવું સાંભળે. ૩૫

### પુનઃ

[1]ચાતુર કનૈયા કને આવીને ચતુરા આઠ,

---

૧ કૃષ્ણનો. ૨ ઓઠે. ૩ નિરાધાર. ૪ કાળો મેઘ. ૫ કબુલકર. ૬ ગર્વ મતલબ કે ગુહ્ય વાત પૂછવાથી વાંકુંજ સાંભળવું પડે!

૧ આ કવિતમાં આઠ પ્રશ્નોના ઉત્તર એકજ "વાલીએ" શબ્દથી મળે છે. જેમકે,

૧ ગ્રીષ્મનો તાપ શી રીતે ટાળવો? જવાબ કે, **વાલીએ.** અર્થાત્ વા—પવન લીધાથી.

હાંઠે બોલી એક, ગ્રીષ્મ તાપ કેમ ગાળીએ;
એક કે' ક્યાં ઘાલુ મોતી, એક કે' અંબોડો છુટયો,
એક કે' નીશાનાં મ્લાન ફુલ મારે માળીએ;
એક કે' રાવણુ રાણો કાખ મધ્યે કોણુ રાખ્યો,
એક કહે મનમાંરૂ હોડે તાન તાણીએ;
એક કે' છુટી અંબરપલવટ શું કરીએ,
એક કહે રાધા કેવી? સૌને કહ્યું "વાલીએ." ૨૬

## छपा. "आते मेघ के नट?"

કાળી કાળી ઘટા કે પ્રપંચી મન મેલ ગોટા,
વીજ કે વૈભવ–અંધને ચેતાવનાર છે?
મોર નાચે સોર કરી પ્રેમે તેને પાડે છપા.
શું આ છોટા મોટાતણી પ્રીતિનો ચિતાર છે!!

---

૨ મોતી ક્યાં પેહેરૂ? નાકની **વાળીએ.**
૩ અંબોડો છુટયો તેને શું કરૂ?—અંબોડો **વાળીએ.**
૪ રાતનાં કરમાઈ ગયેલાં ફુલને શું કરીએ?-**વાળીએ** અર્થાત્ વાળી નાખીએ.
૫ રાવણને કોણે કાખમાં રાખ્યો?-**વાળીએ.**
૬ તાનમાં મન જાય છે તેને શું કરવું-પાછું **વાળીએ.**
૭ વસ્ત્રનો પલવટ છૂટયો તેને શું કરૂં?-**વાળીએ.**
૮ રાધા કેવી છે! **વા'લી એ.** અર્થાત્ એ તો વાહાલી છે.

ઈંદ્રતણું ચાપ કે આ, પ્રતાપીના રંગ, જો જો-
[2]તેજે ના દેખાય, શું તેને દેખાડનાર છે!!
પ્યારી કહે પ્રિતમને ધન ખેલે ખેલ કે આ-
ખલકના ખેલ તણો કોઇ નાટચકાર છે?!! ૩૭

## कोनी माने धन्य? ( सिंहावलोकन)

મન જેણે રાખ્યું વારી વારી તેને બલિહારી,
હારી પાપી કરનારી નારી પર ગેહની;
પર ઉપકારે રતી રતી ન ભૂલે શ્રીપતી,
પતિત નહી આકૃતિ કૃતિ શુદ્ધ જેહની;
કીધાં અનુપમ કામ કામજીત ધાર્યું નામ,
નામના દીધો દમામ મામ તજી દેહની;
જગતમાં તે કમાયા માયા થકી જે મુકાયા,
કાયા છોડીને પૂજાયા જાયા[1] ધન તેહની. ૩૮

---

૧ મા. जायते अस्यामिति जाया. યૌગિક અર્થ લેવો.

૨ જેમ સૂર્યના રંગ તેના તેજમાં દેખાતા નથી પણ તેને ઈંદ્ર ધનુષ્ય દેખાડનાર છે તેમ પ્રતાપી પુરૂષોના ખરા ખોટા રંગ પણ તેમના તેજમાં દેખાતા નથી તેને આ ખલક ખેલ કાવ્ય દેખાડે છે, એ ભાવ છે.

## જમાનો ફરતો છે.

સુખપાલો વાળા ગયે, સુખ પાળા દીઠા ઘણા,
છત્તરધારી ઘણાય છત રહિત થયા;
એશમાં ગુમાવે દીન [1]એ સમા ગયે ઘણાય–
જોડાવતા ઘોડે ગાડી જોડાવના ચાલીયા;
જમા નાણાં રાખતા તે જમાનાના ફેરફારે–
જમાન આપતાં કોયે જમા નવ આલિયા,
વિભુતાએ પૂરા ઘણા વિભૂતી ચોળતા થયા
ખેલ જોઇ ખલકમાં ખેલજો [2]ખોંખારીયા !

## પુનઃ કુર્માકાર નાગપાસ પ્રબંધ.

યાદ કરો જોરાવર કરમ દશ શીશનું,
દિન થાતાં વાંકા સુત વાંદરે વિદારિયા;
પરીપૂર્ણ બીજો જાણે છત્ર હરીચંદ્ર જેણે–
દુઃખે નીચ ઘેર દાસપણે દીન કાઢીઆ;
ઘડી ઘડી ભણે ખમા સદા સર્વ, તે દી ગયે,
ભૂપ નળે ચૂપ રે'વા વેશ ભૂંડા ધારિયા;
ભૂલી રખે રાખતા ભરોસો તાજો ખેલ ખેલી,
ખેલ જોઇ ખલકમાં ખેલજો ખોંખારિયા; ૪૦

---

૧ એ વખત ગયા પછી. ૨ અર્થાત્ મગરૂબ.

## अथ उपदेश.

છડી છડી સવારીએ ચાલીયો હજારો સાથે,
દ્રવ્યલોભે દીનને તેં મારીયા છડી છડી;
જડી જડી જાણે તને જીવનની [૧]જડી, એમ-
ગણી રાખી માયા જીવ જોડે તેં જડી જડી;
ઘડી ઘડી કાયા જેણે તારી સોથી [૨]સારી, તેની-
યારીને વિસારી ભજ્યો નારીને ઘડી ઘડી;
વડીવડી વાતો કરી પ્રભુ પંથ વિષે પણ-
[૩]વાતે તો ના થાશે વાંસે પાપડ વડીવડી. ૪૧

### पुनः

કરી કરી કમાણીને ઠાલી કરી ઠાકરી તેં-
નાથની ચાકરી ચૂક્યો ચાલ્ય આકરી કરી;
હરી હરી પર-ધન ભર્યું પેટ પાપ કરી,
જરી ના વિચાર્યું, મુખે બોલ્યો ના હરી હરી,
ઠરી ઠરી બેઠો નહી પ્રભુ ધામે પેઠો નહીં
જો વિચારી ગુન્હેગારી તારી તો ઠરી ઠરી;
ખરી ખરી કહે પણ માને નહીં સંત શિક્ષા,
ઉપમા શી કેવી તેની જણુતી [૪]ખરી ખરી. ૪૨

---

૧ જડી બુટ્ટી. ૨ સુધારી. ૩ વાતો કર્યે વડી પાપડ નહિ થાય! ૪ ગધેડી.

## पांच चोर.

વાર વાર ભવ તને, હરાવે છે ક્રોધ લોભ,
વદ તેથી વીર થૈ ઘણી કરે વે'વાર વા'ર;
માર મારશ શૂર આણી પુર, લ્હાવ લેને, દાવ-
ચુકીશમાં લાજ તારી લુંટે ને ગમાર [1]માર;
હારય હારય કર્યે રણકાયર કે'વેશ, અને-
શાંતિઅપ્સરા ન આરોપે કરી જુહાર હાર;
ધારય ધારય ધૈર્ય ઢાલ પાંચ અરી જીતવાને,
જંગે ઝુંઝ સત્ય સમશેરની સુધારય ધાર- ૪૩

## पुनः

કામની સેનાએ તને ઘેર્યો શું ઘેરાગો અલ્યા!
કામનીએ જીત્યો મરદાઇ તો શા કામની;
[2]જામનીશાં કાળાં કૃત્ય કરાવીને ક્રોધ તને,
[3]જામનીચરશો આપે પદવી હજામની;
દામની લાલચે લપટાઇ ખોયો ભાર, તારી-
[4]દામની શા દ્રવ્યે કરી કિમ્મત બદામની;
નામની જો ગર્જ, મદ મોહ મારી ગર્જયે, તારૂં-
નામ નિશ્ચે રે', આશા ઘણી ધામે ઇનામની. ૪૪

૧ કામ દેવ. ૨ રાત્રી. ૩ રાક્ષસ જેવો (ક્રોધ) ૪ વીજળી.

## पुनः

આણી પાસ પેખ પ્રાણી, જાણી શું ઉચારૂં વાણી,
ધાર્યું તારૂં ધૂળધાણી, કા'ણી એજ શાણી છે;
જમ જોર જે પિછાણી, માલ ને મતા કમાણી,
કાળતણી ઘાણી માંહે, તાણીને ઘલાણી છે;
જાણી તેં અજાણી વાણી, ગ્રહની ગતિ ગણાણી,
મતિ તારી શાણી પણ આખર ઓભાણી છે;
જેવો જેવો દાણો પાણી, સુખ દુઃખ તેવું માણી,
ખેલ ખેલ્ય પ્રાણી, પણ અંતે તારી હાણી છે. ૪૫

## पुनः

ભજન ન કીધું ભાઇ! રજ ન તેં દાન દીધું,
પૂજન ન જનક ને જનનીનું તેં કર્યું!
ધીરજ ન ધરી, નિરલજ! ન સંભાર્યા રામ,
મજ્જન ન જાન્હવીમાં જોગ ધરી આચર્યું;
સજ્જનનો સાથ તજી કુજનનો સંગ કર્યો,
વજન ઘટાડયું, વરજનમાં ન વાવર્યું,
ખલકમાં ખેલી ખેલી ખોટા ખોટા ખેલ ખૂબ
આંહીનું તો કર્યું! પરલોકનું શું સંઘર્યું!! ૪૬

## निरोष्ठय.

જતન કર્યે ન રહે રતન સરીખી કાયા,

આ તન જશે જાણીને રટ કીરતારને;
અરથની લાલચે અસત્ય ચાહ્ય આણી,
જાણી દક્ષતા અસત્યથી, ન જાણ્યો રક્ષકારને;
આણ્યો અહંકાર, તદાકાર ખોટા ખાર સાથે,
હાથેથી હણાયો ચુક્યો કારજ શ્રીકારને;
અઘથી ઘેરાઇ રોયો કાળ તેં અકાજ ખોયો;
આદર કરી ન જોયો અઘ હરનારને. ૪૭

## वैभवनी क्षणिकता.

જેહના વૈભવતણી ઇંદ્ર અદેખાઇ કરે,
છીંકતાં ખમાનો ઘોષ પો'ચે અસમાનમાં;
છત્રધારી તણા શીશ મુકુટ મણીથી શોભે-
ચરણ ધરણ પાટ પોતે બાજા ધ્યાનમાં;
હાટક આસન પુઠે ચામર આહીણિયોનો-
કંકણ રણકો થાય વારે વારે માનમાં
એવા ઉઠી ગયા કોટી પ્રકારે ના રહ્યા, જોતાં-
ધૂળ ભેળા થયા, મોતે સુવાર્યા મશાણમાં. ૪૮

## बळनी क्षणिकता.

ભીડતા જે શૈલ સાથે હીંડતા ધરા કંપાવે,
પીડતા અતિરથીને અવની સૌ આણમાં;

રણથી ન ફરે રણે કાળથી ન ડરે—
[1]શક્ર વજ્રથી ન મરે [2]ધરા-ધર ધરે [3]પાણુમાં;
મેરૂને હલાવે, ચાકે મેદની ચઢાવે, બીજું-
જગત જમાવે, ભાલો રોપે [4]મેહેરાણુમાં;
એવા ઉડી ગયા કોટી પ્રકારે નારણા, જોતાં-
ધૂળ ભેગા થયા મોતે સૂવાર્યા મસાણુમાં. ૪૯

## बहिर्लापिका.

[5]રવી ચાલ્યા કોણુ? કીયા તખતે ભૂપાળ ભોજ?
પાસાથી શું ચાલે? કો કુશળ અશ્વના ગણાય?
સારદાને સાધ્ય કરી કે પરહરી કો'?
શાને માટે નાવ, ગુરૂ? ગુરૂ થકી શું પમાય?
શા આવેશે સતી બળે? આઠ પ્રશ્નના જવાબ—
લી અક્ષરી મધ્ય ર ના જો કપાટમાં લખાય;
લખીને વિવેકે વાંચે છંદ સુખ કંદ મળે,
સાદો પાઠ શીક્ષાનો લેતાં ધણી ધામે જવાય. ૫૦

૧ ઇંદ્રનું વજ્ર. ૨ પર્વત. ૩ હાથ. ૪ સમુદ્ર. ૫ આકવિતમાંના પ્રશ્નોના ત્રિઅક્ષરી શબ્દોમાં એવા ઉત્તર આપવા કે તે દરેકના મધ્યમાં ર આવે. એ ઉત્તરથી કપાટબંધ, કમળબંધ, ધનુષ્યબંધ અશ્વગતિબંધ, ગોમૂત્રિકાબંધ, વગેરે ચિત્રકાવ્ય બને છે. દાખલા માટે થોડાંક ચિત્ર છેવટે આપેલાં છે.

નાણી જે ગુમાની ભરી કાણી ગોળી પાણી ઝરે,
પ્રાણી એ એધાણી જેવું જીવતરે જાણી લે;
વાણી સુખખાણી બોલી ઘાણીબેલ જેવો જાણી,
શાણી ધણીયાણી તે કમાણી તારી તાણી લે;
સ્વારથના દાણી મળ્યા મિત્ર જે ફિજાણી ખાવા,
આણી આપી પાણી તારૂં દ્રવ્ય લે ને દોણી લે;
ખલક ઠગાણી ફિરહાણી ચક્રપાણી ભજ,
હાણી અંતે જાણી ભાઇ બ્રહ્મસુખ માણી લે. ૫૧

## काव्य नाम ( अंतर्लापिका. )

[1]નામ છે અનંત અને વસ્તુ નથી કાંઇ એ શું?
શાણા કહો શોધી સાચું કે ફોગટ ફેલ છે;
[2]હોડીનો આકાર પણ નીર તારે નહીં એ શું ?
[3]મિથ્યા છતાં સત્ય ભાસે શું એ બોલો સે'લ છે?
[4]મહા પ્રલયને વિષે શું થનાર તથા કહો,
[5]રાયરંક નાચે એવો કિયો નાટયકેલ છે?
[6]ભણ્યા ભૂલે એવો ખેલ ને આ લઘુ કાવ્યતણું,
નામ પૂછે કોઇ તો કે' જો "ખલકખેલ" છે. ૫૨

---

१ ख. २ खल. ३ खलक. ४ खलकखे. ५ खलकखेल.
६ खलकखेल.

મનના તરંગે વાણી રંગે કાવ્ય અંગે કરી
ગણીગણી ગૂંથી ગુણી મનને રીઝાવની;
[૭]નગ [૩]ગુણ [૯]ભકિત [૧]ભૂમી સંવત એ વિક્રમનો
ભાદ્રપદ, કૃષ્ણ શર્દ સંધી મન ભાવની;
ઈશાવર્ણુ પક્ષ અને શુભ તિથિ સપ્તમીએ
શીવ રટતાં કરી પૂરી પતિતપાવની;
વળી વળી વાંચવે વિશેષ મનરંજનીને
શોકભંજની છે આ "ખલકખેલ બાવની."

સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૩ | ૮ | જાણવા | જાણવા. |
| ૩ | ૧૭ | આપવાનાં | આપવાના |
| ૫ | ૭ | રસાલંકારના | રસાલંકારના |
| ૫ | ૮ | પ્રયત્ન | પ્રયત્ન |
| ૫ | ૧૮ | છે, | છે. |
| ૭ | ૫ | છે | છે. |
| ૭ | ૧૭ | વાચ્યાર્થ | **વાચ્યાર્થ** |
| ૮ | ૭ | લક્ષ્યાર્થ | **લક્ષ્યાર્થ** |
| ૮ | ૨૧ | વ્યંગ્યાર્થ | **વ્યંગ્યાર્થ** |
| ૮ | ૨૧ | અભિધા | અભિધા |
| ૧૧ | ૬ | અભિધા | અભિધા |
| ૧૫ | ૩ | ગાયનનો | ગાયકનો |
| ૧૬ | ૪ | કહેવાય છે, | કહેવાય છે. |
| ૧૯ | ૧૨ | વિક્ષણ | વિલક્ષણ |
| ૨૦ | ૧૭ | ફુલાણો | ફણગો |
| ૨૩ | ૮ | અનુભાવ | **અનુભાવ** |
| ૨૩ | ૧૩ | પ્રકટની | પ્રકટતી |
| ૨૩ | ૧૮ | શ્રૃંગારમાં | શૃંગારમાં |

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩ | ૧૮ | શ્રૃંગારના | શૃંગારની |
| ૨૫ | ૬ | ધ્રુજ્વા | ધ્રુજવા |
| ૨૫ | ૧૪ | આવી ઓચિંતા | ઓચિંતા |
| ૨૯ | ૬ | નથી | નથી. |
| ૩૦ | ૫ | વર્ગી કરણ | વર્ગીકરણ |
| ૩૦ | ૬ | પાડ્યા | પાડ્યા છે |
| ૩૦ | ૧૪ | उचां | ऊंचां |
| ૩૧ | નીચેથી ૩ | રહાસ | ૨. હાસ |
| ૩૪ | ૩ | શ્રેતાઓનાં | શ્રોતાઓનાં |
| ૩૫ | ૧૮ | ભૂડાં | ભૂંડા |
| ૩૭ | ૫ | શાંતિ સુધા | શાંતિસુધા. |
| ૪૪ | ૬ | ભ્રાતૃ વત્સલતા | ભ્રાતૃવત્સલતા |
| ૪૪ | ૧૨ | શકે | શકે કે |
| ૪૫ | ૨ | પુત્ર | પુત્રના |
| ૪૯ | ૧૩ | સાહિત્કાર | સાહિત્યકાર |
| ૪૯ | ૪૭ | કહેવાય છે ? | કહેવાય છે. |
| ૫૧ | ૧૩ | રસમાં— | રસમાં, |
| ૫૧ | ૧૮ | શ્રૃંગાર | શૃંગાર |
| ૫૧ | ૧૯ | શ્રૃંગાર | શૃંગાર |
| ૫૧ | ૨૧ | स्त्रीभि कस्पनखंडितं | स्त्रीभिः कस्य न खं- |

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | भुविमन | डितं भुवि मनः |
| ૫૨ | ૩ | શ્રૃંગાર | શૃંગાર (જ્યાં જ્યાં 'શ્રૃંગાર' લખેલું હોય ત્યાં ત્યાં 'શૃંગાર' વાંચવું. |
| ૫૩ | ૩ | ને તા | નેતા |
| ૫૩ | ૩ | પરકાવ્ય | પર કાવ્ય |
| ૫૭ | ૧૩ | સામન્ય | સામાન્ય |
| ૬૦ | નીચેથી ૨ | ધૃષ્ટ | ધૃષ્ટ |
| ૬૧ | ૧૫ | हरि | हरिए |
| ૬૭ | ૮ | अगान | आ गान |
| ૬૭ | ૧૦ | वळवान; | बळवान; |
| ૭૧ | ૧૭ | પ્રમથ | પ્રથમ |
| ૭૨ | નીચેથી ૫ | नरोज्ञ | नर रोज्ञ |
| ૭૩ | ૫ | માનમાં | મનમાં |
| ૭૩ | છેલ્લી | તેટલુજ | તેટલુંજ |
| ૭૪ | છેલ્લેથી ૫ | બહુધા | બહુધા |
| ૭૯ | છેલ્લેથી ૫ | जाण | जाणे |
| ૮૧ | ૧૦ | હોય છે | કહે છે. |
| ૮૧ | ૧૨ | વિઘ્ન | વિઘ્ન |
| ૮૧ | ૧૫ | विधे | विधि |

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૩ | છેલ્લી | घरा | घरी |
| ૮૪ | છેલ્લેથી ૩ | પૂરૂ | પૂરૂં |
| ૮૫ | ૧૧ | उघडच्युं | ऊघडच्युं |
| ૮૮ | ૧૪ | ૯ + ૪ | ૯ × ૪ |
| ૮૯ | છેલ્લેથી ૩ | નંબર વાંચ્યું | નંબર વાંચ્યો |
| ૯૦ | ૧૦ | મનોવિકારો | મનોવિકારો. |
| ૯૨ | ૫ | આશ્વત્થામા | અશ્વત્થામા. |
| ૧૦૦ | ૧૪ | મુગ્ધા | મુગ્ધા. |
| ૧૦૨ | છેલ્લેથીર | કહેવાં | કહેલાં. |
| ૧૦૩ | ૩ | જાણવીમાં | જાણવામાં. |
| ૧૦૭ | ૧૦ | बेलि | वेठी |
| ૧૦૮ | ૯ | રાખનાર | રાખનારી. |
| ૧૦૯ | ૫ | પુરૂષ | પરપુરૂષ |
| ૧૧૨ | ૫ | मले | मले |
| ૧૧૩ | ૨ | સીઆણી | ખીસીઆણી |
| ૧૧૩ | છેલ્લેથી પાંચ | કહેવાય છે. | કહેવાય છે. જેમ, |
| ૧૧૬ | ૪ | વગેર | વગેરે |
| ૧૧૮ | છેલ્લેથી ૩ | राख्यो | दाख्यो |
| ૧૧૯ | ૮ | शार्दूलविक्रिडित. | शार्दूलविक्रीडित, |

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨૦ | ૧૧ | અપમાન. | અપમાન |
| ૧૨૩ | છેલ્લેથી ૩ | विरहोक्तंठिता | विरहोत्कंठिता |
| ૧૨૫ | ૫ | વિરહોત્કઠિતા | વિરહોત્કંઠિતા |
| ૧૨૬ | ૨ | અંધારાની | સ્નેહની |
| ૧૨૭ | છેલ્લેથી ૬ | બનાવીએ | બતાવીએ |
| ૧૨૯ | છેલ્લેથી ૮ | પગલ્ભતા | પ્રગલ્ભતા |
| ૧૪૦ | ૧૨-૧૩ | તથા | ત્રીજા. |
| ૧૪૪ | ૪ | सुकायु | सुकायुं |
| ૧૫૨ | છેલ્લી | ઉત્સાહ | ઉત્સાહ, |
| ૧૫૩ | ૧ | ૧૫૭ | ૧૫૩. આ ફરમાના અંક ખોટા છે. ૧૫૩ થી ૧૬૦ સુધી. |
| ૧૬૪ | ૨ | અનુભાવ' | 'અનુભાવ' |
| ૧૬૫ | ૩ | सेरमांथि | शे'रमांथि |
| ૧૬૫ | ૫ | गइ | गई |
| ૧૬૬ | ૮ | कवायलु | कवायलुं |
| ૧૬૬ | ૮ | छे | छै |
| ૧૬૭ | છેલ્લેથી ૬ | દોપ | દ્વેષ |
| ૧૬૮ | છેલ્લી | બિદુ. | બિંદુ. |
| ૧૬૯ | ૬ | कांने | काने |

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૯ | છેલ્લેથી ૪ | રહે | રહે, |
| ૧૭૦ | છેલ્લેથી ૫ | दश: | दश: |
| ૧૭૩ | ૧૦ | રાદ્રર સજમાવીશું. | રૌદ્રરસ જમાવીશું |
| ૧૭૫ | છેલ્લી | अग्नि | अग्नि |
| ૧૭૮ | ૭ | બાળમુદરી | બાળસુંદરી |
| ૧૭૯ | ૪ | मोह | मोह— |
| ૧૮૧ | ૧૨ | गर्व | गर्व— |
| ૧૮૮ | ૪ | ब्यााध | व्याधि |
| ૧૯૬ | ૭ | તરફ્થી | તરફથી |
| ૨૦૬ | ૪ | જે ચેષ્ટાઓને | ચેષ્ટાઓને |
| ૨૧૪ | ૨ | અનુરૂદ્ધ વિયોગી | અનિરૂદ્ધ વિયોગી |
| ૨૨૦ | ૫ | આસ્તાદ | આસ્વાદ |
| ૨૨૫ | ૧૩ | સુખ | સુધી |
| ૨૨૫ | ૨૪ | માનીને | માનિનીને |
| ૨૨૭ | છેલ્લેથી—૩ | प्रतिनिधि | प्रोतीर्नाध |
| ૨૩૦ | ૧૧ | शार्दूलविक्रीडित. | शार्दूलविक्रीडित |
| ૨૪૩ | ૬ | કરૂણા | કરૂણ |
| ૨૪૪ | ૧૦ | કરૂણા | કરૂણ |
| ૨૪૬ | ૩ | સખનોજ | સુખનોજ |

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૪૬ | ૪ | 'રતીનું' | રતિનું |
| ૨૪૯ | ૮ | (મારી પ્રત્યે | (મારી પ્રત્યે) |
| ૨૫૧ | ૧૪ પછી | | માન પછીના સંભોગ શૃંગારનું ઉદાહરણ |
| ૨૫૨ | છેલ્લી | મલાપ | મેળાપ |
| ૨૫૪ | ૭ | પૂર્વ રાગ | પૂર્વ રાગ, |
| ૨૫૪ | ૮ | પૂર્વ રાગ | પૂર્વ રાગ, |
| ૨૫૪ | ૧૩ | પ્રાય | પ્રાય. |
| ૨૫૬ | ૩ | हास्यरस | हास्यरस |
| ૨૫૭ | ૧ | શૃંગારરસ | હાસ્યરસ |
| ૨૫૯ | ૧ | શૃંગારરસ | હાસ્યરસ |
| ૨૬૦ | નીચેથી–૪ | પાંચ | ચાર |
| ૨૬૧ | ૧ | શૃંગારરસ | હાસ્યરસ |
| ૨૬૩ | ૧ | શૃંગારરસ | કરૂણારસ |
| ૨૬૩ | ૨ | करूणरस | करूणरस |
| ૨૬૫ | ૧ | શૃંગારસ | કરૂણરસ. |
| ૨૬૭ | ૧ | શૃંગારરસ | કરૂણરસ. |
| ૨૬૭ | નીચેથી ૩ | વર્ણાવશો. | વર્ણવશો. |
| ૨૬૯ | ૧ | શૃંગારરસ | રૌદ્રરસ |
| ૨૭૧ | ૧ | શૃંગારસ | રૌદ્રરસ |

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨૭૨ | ૪ | ઉત્સાહ છે; | ઉત્સાહ છે. |
| ૨૭૨ | ૧૩ | ધૃતિ | ધૃતિ |
| ૨૭૩ | ૧ | શૃંગારરસ | વીરરસ |
| ૨૭૩ | ૪ | ધૃતિ વીર | ધૃતિવિર |
| ૨૭૫ | ૧ | શૃંગારસ | વીરરસ |
| ૨૭૫ | નીચેથી–૫ | માગ્યું | માગ્યું |
| ૨૭૬ | ૧૧ | જીમૂતવહાન | જીમૂતવાહન |
| ૨૭૬ | ૧૫ | રૂંધિર | રૂધિર |
| ૨૭૭ | ૧ | શૃંગારરસ | વીરરસ |
| ૨૭૭ | ૬ | ધર્મવીરનું | ધર્મવીરનાં |
| ૨૭૮ | ૫ | જેની ભયાનક | ભયાનક |
| ૨૭૮ | ૭ | રહેવું; | રહેવું, |
| ૨૭૮ | ૯ | વ્યભિચાર | વ્યભિચાર |
| ૨૭૯ | ૧ | શૃંગારરસ | ભયાનકરસ |
| ૨૭૯ | ૭ | उर्ध्व | ऊर्ध्व |
| ૨૭૦ | ૧૩ | સ્વરૂપનો | સ્વરૂપના |
| ૨૮૦ | ૧૨ | હરા | હર |
| ૨૮૦ | ૧૫ | मुत्र | मूत्र |
| ૨૮૨ | ૭ | उपाडी | ऊपाडी |
| ૨૮૪ | ૧૧ | શંકાય છે, | શકાય છે, |